● પ્રકાશક : અધ્યક્ષ, ભાષાન્તર નિધિ
બળવંત ભવન,
ભાવનગર–૧

પહેલી આવૃત્તિ * પ્રત ૧૦૦૦ * ઈ. સ. ૧૯૭૮
કિંમત : રૂ. ૧૮

● મુદ્રક : શિવલાલ જેસલપુરા
સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ,
રાજાજીની પોળ, શાહપુર ચકલા,
અમદાવાદ–૩૮૦૦૦૧

# નિધિકથન

મહાકવિ કાલિદાસના ' રઘુવંશ 'નો અનુવાદ સમશ્લોકી સ્વરૂપે રજૂ કરતાં નિધિ આનંદ અનુભવે છે.

' રઘુવંશ ' જેવા મહાકાવ્યનો, ભાઈ શ્રી પ્રજારામે કરેલો અનુવાદ સરળ અને આસ્વાદ્ય બન્યો છે. સંસ્કૃત સાહિત્યની એક ઉત્તમ કૃતિનો પરિચય આથી ગુજરાતી વાચકો મેળવી શકશે.

સહુ આ પ્રકાશનને આવકારશે એવી શ્રદ્ધા છે.

તા. ૧૭–૪–૭૮
રામનવમી
ભાવનગર

જાદવજી કે. મોદી
પ્રમુખ
ભાષાન્તર નિધિ

# આનંદયાત્રા

**'क्षणे क्षणे यन्नवतामुपैति–'**

કવિકુલગુરુ કાલિદાસના ગ્રન્થમણિ 'રઘુવંશ'ના કાવ્યાનુવાદની ક્રિયા મારા માટે ખરેજ, એક આનન્દયાત્રા બની રહેલી છે. આ અનુવાદે ઘણાં વર્ષો લીધાં, ઈ. સ. ૧૯૪૯ થી ઈ. સ. ૧૯૭૭ સુધી અને એટલે તો દીર્ઘ આનન્દ-યાત્રા થઈ. દરેક પગલું અ-પૂર્વ રસભર. નિસર્ગશ્રીથી સમૃદ્ધ કોઈ રમણીય પર્વત પર ચડતાં ચડતાં, વારંવાર ક્ષિતિજ સુધી નજર નાખતાં, પગલે પગલે નવું નવું સુન્દર દૃશ્ય દેખાય અને આપણને નવા નવા સાનન્દાશ્ચર્યના ચમકારા આપે તેમ આ અનુવાદ કરતાં પદે પદે બન્યુ છે. 'રઘુવંશ'ના પહેલા શ્લોકથી શરૂ કરીને છેક છેલ્લા શ્લોક સુધીમાં આશરે ૧૫૦૦ શ્લોકોમાં ક્યારે ય તે રસ-ક્ષતિ થતી નથી, તાજપ કરમાતી નથી, દોર ઢીલો પડતો નથી, જાણે કે, કાલિદાસની કવિતાને અજરામર હોવાનાં સૌન્દર્યનું, સૌન્દર્યના આનન્દનુ વરદાન મળ્યુ છે. એથી પ્રેરાઈને, કાવ્યક્ષેત્રે બ્રહ્મા થઈને કાલિદાસે સૌન્દર્ય-ભરપૂર આનન્દમયી અદ્ભુત સૃષ્ટિનુ નિર્માણ કર્યું છે, નાટક 'શાકુન્તલ' અને મહાકાવ્ય 'રઘુવંશ'નાં રૂપે.

આવા આ 'રઘુવંશ'માં હુ ય કોઈ અમૃત ચોઘડિયે અ-કસ્માત્ પ્રવેશી ગયો.

**મંગલારંભ : ઈ. સ. ૧૯૪૯ :**

ઈ સ. ૧૯૪૯ની સાલ હતી. શ્રી ઉમાશંકર જોશી સાથે આનન્દમાં તરબતર ઝબોળાઈને એમના જૂના ઘર ચોકસી નિવાસથી મારા ભાઈ સદ્ગત શ્રી વજુભાઈ દવેને ઘેર રિક્ષામાં જતાં જતાં રસ્તામાં કે પણ પૂર્વ ભૂમિકા વિના અ-કસ્માત્ 'રઘુવંશ'ના શરૂઆતના

શ્લોકો યાદ આવવા માંડ્યા અને મારા કે પણ સંકલ્પ વિના સહજ ભાવે અનુવાદિત પણ થવા માંડ્યા. શેઠ પહોંગીને ટેલીફોન પરથી આ શ્લોકો મે શ્રી ઉમાશંકરને સંભળાવ્યા એમણે મને પૂછ્યું, 'પૂર્વસૂરિનો અનુવાદ શો કર્યો?' મેં કહ્યું, 'અત્યારે હું ત્યાં જ ઊભો છું.' તે દિવસે મારે વતન વઢવાણ શહેર જતાં જતાં રસ્તામાં રેલવેમા બેઠાં બેઠા 'રઘુવંશ'નો અનુવાદ સુખરૂપ થાય એ હેતુથી પ્રાચીન પરમ્પરા પ્રમાણે ભગવતી શારદાની સ્તુતિના મંગલારંભના શ્લોકો રચ્યા, શ્રી ઉમાશંકરને મોકલ્યા, અને તુરત 'સંસ્કૃતિ'ના અંકમાં છપાયા અને 'રઘુવંશ'નો સમશ્લોકી અનુવાદ શરૂ થયો, પહેલા સર્ગથી નહી, પણ બીજા સર્ગથી, કારણ કે મને બીજો સર્ગ વધુ ગમતો હતો, વધુ કાવ્યાત્મક લાગતો હતો, વધુ લયમાધુર્ય-વાળો હતો, અને પાછો એ ઉપજાતિ છન્દમા હતો. ઉપજાતિ છન્દમાં લખવુ એ કોઈ પણ ગૂજરાતી કવિને માટે પોતાના ઘરમાં હરવા-ફરવા જેટલુ સહેલુ. એ અનુવાદ પૂરો થતા તેની એક એક નકલ શ્રી ઉમાશંકર અને શ્રી સુન્દરમ્‌ને મોકલી આપી, એ વખતના મારા રાબેતા મુજબ એનો ઉત્તર એ બેમાંથી એકકે યે મને ન આપ્યો એ જ તો સ્પષ્ટ ઉત્તર હતો! હુ એમની ભાષા સમજું ને! અને રઘુ એમ જરા મોટું બતાવીને મારા હૃદયમાં ઊંડે ડૂબકી મારી ગયો. તે વળી દેખાયો એની રુચિ પ્રમાણે છેક ઈ. સ ૧૯૬૪ માં: 'અઘટિત ઘટના પટીયસી', અ-કસ્માત્

**પુનરારમ્ભ: ઈ. સ. ૧૯૬૪:**

આ વખતે તો અનુવાદની શરૂઆત પહેલા સર્ગથી જ કરી. મનમા એમ કે આ એક સર્ગનો ય અનુવાદ થઈ શકે એવું સદ્-ભાગ્ય મારુ ક્યાંથી? અને એમા ય જો બીજા સર્ગનો ય અનુવાદ થઈ જાય તો ભયો ભયો! એથી વધુ સર્ગોનો અનુવાદ કરવાની તો એ વખતે કલ્પના પણ ન હતી. મે ત્યા સુધીમાં પહેલા બેથી વધુ

સર્ગો વાંચેલા પણ નહી. એ બાકીના બધા સર્ગો તો હું જેમ જેમ વાંચતો ગયો, તેમ તેમ અનુવાદિત કરતો ગયો, સાવ તાજા તાજા. અને એટલે તો હું એ સમય દરમિયાનમાં 'રઘુવંશ'ના કાવ્યામૃત-રસાસ્વાદના પ્રથમ આનન્દની ઉત્ફુલ્લ અવસ્થામાં. સર્ગો લખાતા ગયા તેમ તેમ 'સંસ્કૃતિ'ને મોકલાતા ગયા અને સળંગ, ટૂંકચા વિના છપાતા ગયા.

## પાંચમો સર્ગ :

ત્રીજો સર્ગ પૂરો થયા પછીથી ચોથો સર્ગ હાથમાં ન લેતાં, પાંચમો સર્ગ લેવાનુ વિચાર્યું, કેમ કે મનમાં ભય કે ચોથો સર્ગ નીરસ હશે, રઘુ રાજાના દિગ્વિજયનો હોવાથી. રઘુ હમેશાં જીતવાનો અને બધા પ્રતિસ્પર્ધી રાજાઓ હારવાના જ. આવી એકવિધતામાં તે રસનિષ્પત્તિને અવકાશ ક્યાંથી હોય? પણ એ વખતે હુ કાલિદાસને બરોબર ઓળખતો ન હતો. એના કાવ્યરસ-સભર અક્ષયપાત્રનો મને પૂરતો અનુભવ ન હતો. પાચમો સર્ગ શરૂ કરતાં પણ, એનો અનુવાદ કરી શકવાની મારી અ-પાત્રતાના ભાનથી સંકોચ ઘણો, ભય ઘણો. એટલે મેં મારો 'ટેસ્ટ-કેઈસ' કરવાનુ નક્કી કર્યું. પાચમા સર્ગના છેલ્લા વસંતતિલકા છન્દવાળા સુગ્રથિત, અત્યંત મનોરમ શ્લોકોના અનુવાદમાં જો સરખા પાર ઊતરી શકાય તો તે પછી જ તેની પહેલાંના શ્લોકો હાથ પર લેવા, નહી તર, આટલેથી જ 'અચ્યુત કેશવ' કરવુ. એ શ્લોકોનો ય અનુવાદ થઈ શક્યો. ગૂજરાતી ભાષામાં હળવે હળવે, સરળતાથી, એક પછી એક એ સહુ ઊતરી આવ્યા. અને મેં નિરાંતનો શ્વાસ લીધો. અને પછી પેલો નીરસતાનો હાઉ બતાવનારો ચોથો સર્ગ હાથમાં લીધો, આશંકા સાથે.

## સર્ગ ચોથો :

પણ નામ જેનું 'કવિ કાલિદાસ' એ તે વળી કદી નીરસ હોય ખરો કે? એકવિધ હોય ખરો કે? કાવ્ય-ક્ષેત્રનો એ તો-

-અર્જુન. એના ભાથામાં બધા અસ્ત્ર, છેક પાશુપતાસ્ત્ર સુધીનાં. રઘુ સદા જીતે અને સૌ પ્રતિસ્પર્ધી રાજાઓ સદા હારે, પણ રઘુ જુદી જુદી રીતે જીતે, રાજાઓ જુદી જુદી રીતે હારે. દરેક રાજા સાથેનો રઘુનો વ્યવહાર ભિન્ન ભિન્ન, યથોચિત. અને આ તો રહી ભારતની ચારે દિશાઓમાં દિગ્વિજય-યાત્રા. રામગિરિથી અલકાનગરી દૂત મેઘ પહોંચે ત્યા તો ‘મેઘદૂત’નો મધપૂડો કાવ્ય-મધુથી સભર થઈ જાય ત્યારે આ તો ઘણો વધુ બહોળો વિસ્તાર, વધુ કાવ્યક્ષમતા-વાળો. એટલે, યુદ્ધો પહેલાં, ચાલુ યુદ્ધે, અને યુદ્ધો પછી યે કેસરિયાં કાવ્ય-રસ-છાંટણાં તો છ ટાતા જ આવે. રસ્તામાં પડાવ નાખતું જતુ રઘુ રાજાનુ સૈન્ય મદ્ય-શાલા રચે અને નાગરવેલનાં પાનના પડિયા બનાવી બનાવીને નાળિયેરીની સુરા પીએ, રિપુના યશની સાથે સાથે. અશ્વોની ખરીઓથી છૂંદાયેલી એલાયચીની ઝીણી રજ ચોટે મદોન્મત્ત હાથીઓના તુલ્ય-ગન્ધી કુમ્ભસ્થળો પર. મલયાચળની ભૂમિમા ચન્દનના તરુઓ પર વીંટાયેલા સર્પોના શરીરથી એવા તો ઊ ડા આંકા પડ્યા હોય કે એમાથી ના ચસે મદીલા હાથીઓને બાધનારી ક ઠ-સાકળો. દોડતા ઘોડાઓએ પહેરેલા બખ્તરોનો ધ્વનિ એવો તો ઘેઘૂર ગાજે કે તાલીવનોમા ઝૂકાઝૂક ઝૂલતા પાનના મર્મર ધ્વનિને ય ઢાંકી દે, યોદ્ધાઓ જયનો થાક ઉતારે, દ્રાક્ષના માંડવા હેઠે, મૃગચર્મ પર બેસી, મદ્ય પીને. વિરામ લે સૈનિકો, નમેરુ વૃક્ષોની છાયે કસ્તૂરીમૃગો બેસવાથી સુવાસિત થયેલી શિલાઓ પર. રઘુ-રાજાના હાથીઓની ઊ ચાઈ જોવી હોય તો જુએ કિરાતો, રઘુની છાવણી ઊપડ્યા પછીથી, દેવવૃક્ષોની સાથે બાધેલા હાથીઓની કંઠ-સાકળોના ઘસારાની ઊ ચાઈના અનુમાને હૂણો સાથેના ભયંકર યુદ્ધમાં ભલ્લ પ્રકારના બાણોથી હૂણોનાં દાઢી-મૂછાળા માથાઓને કાપી, ધરા પર છાવરી દે એ, મધમાખોથી ભર્યાં મધ-પૂડાઓ જેમ. અને પછી એ બધા જિતાયેલા રાજાઓની લજ્જાને

શમાવે રઘુ સમ્રાટની કુલીનતા, વિશ્વજિત્ યજ્ઞમાં સારી પેરે સત્કાર કરીને, અન્તે મહામૂલાં રત્નોની ભેટ દઈ.

એમ રઘુ રાજાના દિગ્વિજયની જેમ ચોથો સર્ગ નિર્વિઘ્ને, સુખપૂર્વક પૂરો થયો.

**સર્ગ નવમો : દ્રુતવિલંબિત છંદ :**

વળી, થોડું ચાલ્યો ત્યાં નવમા સર્ગનો મૃગયા-વર્ણનવાળો દ્રુતવિલંબિત છંદ સન્મુખે ઊભો રહ્યો. સમાસ-સંક્ષિપ્ત સંસ્કૃત ભાષાના દ્રુતવિલંબિત છંદમાંના કાવ્યનો સમશ્લોકી અનુવાદ ગૂજરાતી ભાષામાં શી રીતે કરવો? ગૂજરાતી ભાષાની બાંધણીને એ અનુકૂળ નથી. ગૂજરાતી ભાષાની ત્રીજી, ચોથી અને છઠ્ઠી વિભક્તિના ગુરુ પ્રત્યયો વજનદાર બેડીરૂપ બની જાય છે, માંડ માંડ ચાલી શકાય છે. એટલે કદાચ ગૂજરાતી કવિતામાં આ છંદ પ્રમાણમાં ઓછો લખાયો હશે. આ દ્રુતવિલંબિત છંદમાં મારો અનુવાદ દ્રુત નહીં પણ અતિ વિલંબિત ગતિથી ચાલ્યો. બે કલાકની એક બેઠકે એક શ્લોકનો અનુવાદ થઈ શકે તો ય ઘણું. એવરેસ્ટના છેલ્લા ચોપનં ફૂટના વધુમાં વધુ વસમા ગણાતા ચડાણનું સ્મરણ આ નવમા સર્ગના પહેલા ચોપન શ્લોકોનો અનુવાદ કરતાં કરતાં વારંવાર થયું હતુ. એમાં ય એક વિશેષ મુશ્કેલી હતી. એ ચોપને ય શ્લોકોમાં દર ચોથી પંક્તિમાં પ્રથમ ત્રણ અક્ષરો બેવડાયા છે: દા. ત.

'कुरवका रवकारणता ययुः'

અનુવાદમાં પણ એ પ્રમાણે થવું જોઈએ. તો જ એ અનુવાદ બરોબર. પણ ઈ. સ. ૧૯૬૪ના અનુવાદ વખતે હું એ ન કરી શકયો. આ બીજી વખતના અનુવાદ વખતે તો એ કરવું જ હતું. ગૂજરાતી ભાષાને અને મને પણ જાણે કે એ 'ચેલેન્જ' હતી! આ વખતે એ કેંક બની શકયુ. ચોથી પંક્તિની શરૂઆતમાં,

મધ્યમાં કે અન્તમાંય એ આન્તર-પ્રાસ આવી શકયો. એટલાથી મારે ચલાવી લેવુ પડયુ, જરા ખિન્ન ચિત્તથી.

આમ એક પછી એક સર્ગ લખાતા ગયા અને 'સસ્કૃતિ'માં સળગ, ટૂકયા વિના છપાતા ગયા.

## ઈ. સ. ૧૯૪૯ થી ઈ. સ. ૧૯૭૭: અનુવાદના નેપથ્યમાં:

આ પ્રમાણે આ અનુવાદ ઈ. સ. ૧૯૪૯ થી ઈ. સ. ૧૯૭૭ સુધી ચાલ્યો દરમિયાનમાં એની ગતિ ક્યારેક દ્રુત અને ક્યારેક વિલબિત વહેતી હતી, મહાભારત લખતા લહિયા ગણપતિનાં લેખનની ગતિ જેમ. એક સર્ગનો અનુવાદ ઓછામા ઓછા એક દિવસમાં અને વધુમાં વધુ સાત દિવસમાં થયો છે. આખો યે સર્ગ કોઈને પત્ર લખતાં હોઈએ તેટલી સરળતાથી, ઝડપથી લખાઈ જાય એમ પણ બન્યુ છે, અને એક-બે-ત્રણ કલાકમાં પણ એક પણ શ્લોકનો અનુવાદ ન થઈ શકે એમ પણ બન્યું છે. દા. ત, બીજા સર્ગના પહેલા શ્લોકે પૂરા સાડા ત્રણ કલાક લીધેલા. મારો પૂરો કસ કાઢેલો. દરેક શ્લોકના દરેક શબ્દનો અનુવાદ કરવો એ મારું લક્ષ્ય રહ્યું છે. એ પ્રયત્ન કર્યો છે આ શ્લોકમાં, વળી, વિશેપ મર્યાદાઓ સ્વીકારવી પડેલી. 'अथ प्रजानामधिप. प्रभाते' એ શબ્દો તો અનુવાદમાં જેમના તેમ લેવા જ પડે, બહુ જાણીતા હોવાથી. અને શ્લોકના અન્તે નન્દિની ગાયને છોડવાની છે તેનો 'છોડી' શબ્દ પણ અનુવાદના શ્લોકની સાવ છેવાડે આવે તે જ બરાબર. વચ્ચેની બન્ને પક્તિઓમા ક્રિયાઓ હોવાથી, તે ક્રિયાઓના અનુક્રમ પ્રમાણે -શબ્દો મૂકવાના હતા – રાણી સુદક્ષિણા ગાયના કપાળમાં પહેલાં ચાંલ્લો કરે અને પછી જ તેની ડોકમાં હાર પહેરાવે. અને એ પ્રમાણે ક્રિયાના અનુક્રમે પહેલાં ગાયને દોહે, તે પછી વાછરુને ધવરાવે, તે પછી વાછરુને ખીલે બાધે, અને સૌથી છેલ્લે જ વનમાં જવાને ગાયને છોડે 'પીત' વત્સને=વાછડાને 'પ્રતિબદ્ધ' કરવાનો=ખીલે

બાંધવાનો હતો; 'પ્રતિબદ્ધ' વત્સને 'પીત' કરવાનો ન હતો. આ કાર્ય સુદક્ષિણા માટે સહેલુ હશે, પણ મારે માટે કઠણ હતું. અનુવાદની ગતિને મંદ કરનારા આવા શ્લોકો બહુ જૂજ મળ્યા છે. ભાવનગરથી જામનગર અને જામનગરથી ગોંડળ જતાં રેલ્વેમુસાફરીના ત્રણ દિવસોમાં સર્ગ ત્રીજાનો પૂરો અનુવાદ થઈ શક્યો છે.

## કાલિદાસ અને પ્રેમાનન્દ: ગૂજરાતી ભાષાનું ગજું:

કાલિદાસ અને પ્રેમાનન્દ એ બન્ને રાજી થાય એવો અનુવાદ કરવો એ મારી ભાવના. કાલિદાસે પોતે જ 'રઘુવંશ'ને ગૂજરાતી ભાષામાં લખ્યો હોય એવો 'અનુવાદ' લાગે તેવો અનુવાદ થવો જોઈએ, મૂળ સંસ્કૃતના દરેક શબ્દનો અનુવાદ થવો જ જોઈએ; પણ એમાં ય જ્યાં સુધી 'દેશ્ય' શબ્દ મળે ત્યાં સુધી 'તદ્ભવ' શબ્દ પણ ન વાપરવો એ સાવચેતી રાખવાની. તો જ 'ભટ્ટ પ્રેમાનન્દ' રાજી થાય. એના રાજીપા વિના મારે ચાલે તેમ ન હતુ. પણ, આ કામ કઠણ ખરું. સમાસ-ભૂયિષ્ઠ, સમાસ-સંક્ષિપ્ત સંસ્કૃત ભાષાના શ્લોકોનું ચાર પંક્તિઓનુ બધુ લખાણ, ગૂજરાતી ભાષામાં અનુવાદમાં સમાવવુ એ હમેશાં સહેલુ નહીં. એટલે પહેલાં તો હુ છૂટથી અનુવાદ કરુ, ભલે ૬ કે ૭ પંક્તિઓ પણ થઈ જાય, પછી એનો સંક્ષેપ કરવા માંડું. ચાર પંક્તિઓમાં બધુ જ બધુ લખાણ સાંકડ ભોગવ્યા વિના, ઘણા ભાગે ગૂજરાતીમાં સમાઈ જાય. સાનન્દાશ્ચર્ય નોંધવું જોઈએ કે કોઈ કોઈ વાર તો સંસ્કૃત ચાર પંક્તિઓનો પૂરેપૂરો અનુવાદ ગૂજરાતી ત્રણ પંક્તિઓમાં જ સહેલાઈથી સમાઈ જવાથી એક પંક્તિની મોકળાશ વધી પડી હતી!

## આદિ કવિ વાલ્મીકિ અને રવીન્દ્રનાથ ટાગોર:

એક રીતે જોતાં અનુવાદનુ આ કાર્ય ઘણુ જ સરળ, સુખરૂપ થયુ હતું, કવિ કાલિદાસ આદિ કવિ વાલ્મીકિના સગોત્રીય હોવાથી. અહીં સાનન્દ નોંધી શકાય કે કવિવર રવીન્દ્રનાથ ટાગોર પણ આ

જ ગોત્રના છે: એ જ સહજતા, સરળતા, પ્રસન્નતા, મધુરતા. સંસ્કૃત ભાષા અને ભારતીય સંસ્કૃતિ આ કવિઓથી ધન્ય બની છે. ત્રણેમાં એક જ હૈયા-ધબકાર ઊઠે છે. પ્રાચીન વેદ-ઉપનિષદ્-કાલીન ઋષિ-કવિઓનો અમૃતવારસો બરોબર ઝિલાયો છે. આપણે, સારી યે માનવજાતિ ઘણી સદ્ભાગી છે કે અનાદિથી વહેતું એ ગંગાજળ હજી ભરપટ વહે છે.

## કાલિદાસની ચેતના :

'રઘુવંશ'માં વહેતી કાલિદાસની ચેતના વ્યક્તિના સાંકડા સીમાડા ક્યાં ય છોડી દઈને વિરાટ વિસ્તરી છે, સમગ્ર જડ અને ચેતનમાં, અણુ યે અણુમાં. ગીતાએ ગાયેલ અને ભગવાન બુદ્ધે પણ ઉપદેશેલ 'મૈત્રી'-ભાવ કાલિદાસના હૃદયના ધબકારે ધબકારે ધબકે છે. 'सर्वभूतेष्वात्मनीव भाव मैत्री'—સર્વ પ્રાણીઓ સાથે આત્મૈક્ય : કાલિદાસની આ અનુભૂતિ 'રઘુવંશ'માં ઘણા હૃદ્ય સ્વરૂપમાં પ્રકટ થઈ છે. સ-ચેતન માનવજાતિ પ્રત્યે તો મૈત્રી-ભાવ ખરો જ, પણ પશુ, પક્ષી, વૃક્ષ, વેલી અને નદી-વાવનાં અ-ચેતન જળ અને નદીની કાંઠા પરની રેતી, શૂન્ય રસ્તાઓ અને નિસરણીનાં પગથિયાંમાં પણ એ 'મૈત્રી'-ભાવના, વિશાળ અને ઊંડી પ્રીતિ સમગ્ર સૃષ્ટિમાં વ્યાપ્ત આકાશ જેમ પ્રસરી રહી છે, શાતાદાયક.

## વ્યક્તિની પ્રીતિ :

રઘુરાજા ઋષિ વરતન્તુના સુશિષ્ય કૌત્સને એમના આશ્રમના કુશળ સમાચાર સાદર પૂછે છે: 'દેહે, મનથી અને વાણીથી એમ ત્રણ રીતે ભેળું કરેલું ઇન્દ્રનું ધૈર્ય લોપતું મહર્ષિનું તપ વિઘ્નોથી ઘટતું નથી ને? થાળા વ. રચીને તમે સંતાનની જેમ જેઓને પ્રયત્નથી ઉછેરો છો એ આશ્રમનાં તરુઓને વાયુ વગેરે પીડતા નથી ને? જે મૃગ-બચ્ચાંઓની નાભિની નાળ મહર્ષિના ખોળાની પથારીમાં પડે છે, એ બચ્ચાંઓ દુઃખમાં નથી ને? ('શાકુન્તલ'નાં વૃક્ષ, વેલી અને

લાડકા મૃગ-શાવકનુ સ્મરણ થાય છે. 'મેઘદૂત'ની સારિકા પંજરસ્થા પણ યાદ આવ્યા વિના રહેતી નથી.) જેથી સ્નાનાદિ કાર્યો થાય છે અને પિતૃઓને અંજલિઓ અપાય છે એ તીર્થનાં જળ પ્રસન્ન છે ને? અતિથિઓનો પણ જેમાં ભાગ છે એ ખેતરનાં ધાન્યોને આજુબાજુમાંથી આવીને પશુઓ ખાઈ જતાં નથી ને?'

શ્રી રામચંદ્રજી સ્વધામ જતાં, બહુ વર્ષો સુધી ખાલી પડી રહેલી સાવ ઉજ્જડ બની ગયેલ અયોધ્યા નગરીની દેવતા રાજા કુશ પાસે પોતાનું દુઃખ રડે છે કે 'જે રાજમાર્ગો પર મંજુ મંજુ ગુંજારવ કરતાં ચમકતાં નૂપુરો પહેરેલી અભિસારિકાઓ રાત્રે ફરતી હતી ત્યાં અત્યારે લાળી કરતાં મોઢાની ઝાળના પ્રકાશથી શિયાળો માંસને ઢૂંઢી રહી છે. સ્નાન કરતી પ્રમદાઓની હથેળીઓની થપાટોથી વાવોનુ જે જળ મૃદંગ જેવા મધુર ધ્વનિ કરતુ કરતુ એ જળ આજે જંગલી પાડાઓના શીંગડાંથી વીંધાઈને વિલાપો કરે છે. સીડીનાં જે પગથિયાંઓ પર લાક્ષારસે ભીની ભીની પદ-પંક્તિઓ સુન્દરીઓ પાડતી હતી ત્યાં તાજા હણેલા મૃગોનાં રક્તથી ભીના પંજાઓ વાઘના પડે છે. સ્થંભો પર કોતરેલી સ્ત્રીઓના રંગો ઉપટી જઈને ધૂળિયા થયેલાં સ્તનો પર ફણીધરોએ છોડી દીધેલી કાંચળીઓ ચોળી સમી થઈ રહી છે. અગાઉ ઊજળી પણ હવે શ્યામ પડી ગયેલી અગાસીઓમાં તૃણો ઊગી ગયાં છે, એટલે ચન્દ્રનાં મોતીની સેરો જેવાં ઊજળાં કિરણોનાં પણ પ્રતિબિમ્બો પડી શકતાં નથી. જેની ડાળીઓને કરુણાથી નમાવીને વિલાસિનીઓ ફૂલો ચૂંટતી હતી, એ ઉદ્યાનની વેલીઓ જંગલી વાનરોથી પીડાય છે. બલિ-ક્રિયા વિનાની રેતીવાળાં, સ્નાન-ચૂર્ણો વિનાનાં, કાંઠા પર નેતરના સૂનાં સૂના ગૃહોવાળાં સરયૂ નદીનાં જળ નીરખતાં હું બળુ છુ.'

પુષ્પક વિમાનમાં લંકાથી અયોધ્યા જતાં શ્રી રામચન્દ્રજી સીતાજીને કહે છે કે 'જેની રેતીના ખોળામાં અમે સુખભેર સૂતા

છીએ અને જેનુ બહોળું પાણી પીને અમે મોટા થયા છીએ એ ઉત્તર કોસલ પ્રદેશની ધાત્રી જેવી આ સરયૂને ભક્તિભાવે નિહાળું છુ.' વિમાનમાથી નીચે દેખાતા વડને જોતાં રામ સીતાજીને યાદ આપે છે કે 'આ પેલો "શ્યામ" વડ, તેં બહુ પૂજા કરેલી તે, લાલ ફળોથી ભર્યો ભર્યો, નીલમ મણિના ઢગલામા લાલ હીરા હોય એવો શોભે છે.' (સીતાજીએ વટસાવિત્રીવ્રત કર્યું હશે?)

ગુરુ વસિષ્ઠના આશ્રમે જતાં રાજા દિલીપ અને પટરાણી સુદક્ષિણાને રસ્તામાં ગામડાના ઘેંડિયાઓ તાજું ઘૃત લઈને સત્કારે છે. ત્યારે તેઓને એ બન્ને બાજુએ ઊગેલાં વૃક્ષોનાં નામ પૂછે છે. વસિષ્ઠ ઋષિના આશ્રમના છોડવાઓને ઘડામાંથી પાણી પાઈને તુરત મુનિ-કન્યકા આઘી ખસી જાય છે કે થાળાંમાંથી પાણી પીનારાં પક્ષીઓ નિર્ભયપણે પાણી પી શકે. વસિષ્ઠ ઋષિના આશ્રમના દ્વારમાં ઋષિ-પત્નીઓના બાળકો જેવાં મૃગોનાં બચ્ચાં દિલીપ-સુદક્ષિણાનો માર્ગ રોકતાં ઊભાં છે. વસિષ્ઠ, વાલ્મીકિ, અગસ્ત્ય, શરભંગ, સુતીક્ષ્ણ વગેરે ઋષિઓના આશ્રમોનાં મૃગોની તો આ સૃષ્ટિ જ છે.

રાજા રામચન્દ્રજી મહેલની ઊંચી અગાસી પર ચડી, મુદિત અયોધ્યા નગરીને નીરખીને જુએ છે. જુએ છે કે રાજમાર્ગોમાં બજારો ભરચક્ક ભરી છે; સહેલતી નૌકાઓથી સરયૂ નદી ભરી ભરી છે, સહેલાણીઓ સુન્દરીઓ સાથે બાગમાં આમોદ-પ્રમોદ કરે છે. જોઈ, રામ પ્રસન્ન થાય છે.

**અને વિરાટનો પડઘો :**

અને વ્યક્તિની આવી પ્રીતિનો પડઘો પણ વિરાટ સૃષ્ટિનાં અણુઅણુમાંથી એવો જ સ્નિગ્ધ પડે છે.

વિશ્વામિત્ર ઋષિના આશ્રમે જતા શ્રીરામ-લક્ષ્મણને સરોવરો મીઠાં જળથી, પક્ષીઓ કર્ણમધુર કલરવથી, વાયરા પુષ્પ-રજની સુગંધથી અને મેઘ છાયા ઢાળીને સેવે છે. તાપસો કમળથી સુશોભિત

સરોવરોથી અને થાકને હરતાં તરુવરોથી જેટલા પ્રસન્ન છે, તેથી વધુ પ્રસન્ન થાય છે, શ્રીરામ-લક્ષ્મણનાં દર્શનથી.

પુષ્પક વિમાનમાં બેઠેલા શ્રીરામચન્દ્રજી દેખાતાં, નામે 'સુતીક્ષ્ણ', પણ સ્વભાવે સુકોમળ ઋષિ સંમાન કરે છે, રુદ્રાક્ષની માળા પહેરનારો, મૃગોને ખંજોળનારો, કુશને ચૂંટનારો પોતાનો જમણો હાથ હલાવીને.

ચોખાનુ રખોપુ કરતાં કરતાં, શેરડીના છાયે બેસીને સ્ત્રીઓ રઘુ રાજાના શૌર્યનાં ગીતોના યશને ગુંજે છે.

દિલીપ રાજાએ ભલે હાથમાં ધનુષ ધારેલ છે, તો ય એનો દયાર્દ્રભાવ મૃગીઓથી કળાયા વિના રહેતો નથી: મનોમન સાક્ષી એટલે, એના દેહને અશંક અંતઃકરણથી જોતી મૃગીઓ પોતાનાં વિશાળ નેત્રોનાં ફળને પામે છે.

સીતાજીને વનમાં મૂકીને લક્ષ્મણજી પાછા જતાં, આંખથી અદીઠ થતાં, સીતાજીના મુક્ત કંઠનુ રોણુ સાંભળતાં મયૂરો નૃત્યને, તરુઓ કુસુમોને અને મૃગો મોઢાંમાં ચવાતા દર્ભને પડતાં મૂકે છે. ('શાકુન્તલ'નાં હરણાં યાદ આવે છે.) સીતાજીનાં દુઃખે સમદુખિયાં એ વનમાં ઘણાં રોણાં થાય છે. ઋષિ વાલ્મીકિ સીતાજીને આવી વિષમ પરિસ્થિતિમાં આવી પડેલી જોતાં પિતાની જેમ સહજ ભાવે આશ્વાસન આપે છે કે 'હે વૈદેહી, તું દુઃખી ન થઈશ. તુ બીજા સ્થળે, આ તપોવનમાં, તારા પિતાના જ ઘરમાં પહોંચી છે, તેમ જાણી લે.'

શ્રીરામ પોતાના ધામમાં જવા નીકળે છે ત્યારે આખી યે અયોધ્યા નગરીના નાગરિકો એમનાં પગલે પગલે પાછળ ચાલ્યા આવે છે અને સરયૂનાં જળમાં દેહનું વિસર્જન કરે છે. અયોધ્યામાં ખાલી ઘર જ ઊભાં રહે છે.

વ્યક્તિનું વિરાટ સાથેનું આ આત્મૈક્ય, સામંજસ્ય રમણીય, ઉજ્જવલ જ્યોત્સ્ના જેવું આહ્લાદક પ્રકાશે છે. કાલિદાસની હ્લાદિની પ્રતિભાનુ આ આવિષ્કરણ આપણાં અંતઃકરણને તર્પે છે, ભૂમ્ન સુખ આપે છે

भूमैव महा सुखं, नाल्पे सुखमस्ति ।

## સૌન્દર્યનું આંજણ : સૌન્દર્ય-પાન અને આનન્દ-ઉદ્ગાર :

કવિકુલગુરુ કાલિદાસની આંખમાં કોઈ વિશિષ્ટ સૌન્દર્યનું આંજણ અંજાયેલુ છે. આ સૃષ્ટિની નિત્યનૂતન લીલામાં અનેકવિધ સ્ફુરતા સૌન્દર્યને કાલિદાસ સહસ્ર આંખે જુએ છે. — જાણે કે એ એક સૌન્દર્ય-ચુંબક છે બધી ઇન્દ્રિયોથી સૌન્દર્યને એ પીએ છે અને તેથી સ્વાભાવિકપણે અનુભવાતા આનન્દને મુક્ત કંઠે ઉદ્ગારે છે, આમ મંજરી ચાખી ચાખી કોકિલ-કંઠ સાનન્દ ફૂટી ઊઠે તેમ. એ સૌન્દર્યને જુએ છે અને એણે જોયેલા સૌન્દર્યને જોવાની એની આંખ એ આપણને આપે છે ત્યારે આપણે એણે જોયેલા સૌન્દર્યને જોઈ શકીએ છીએ, અને કોઈ લોકોત્તર આનન્દનો અનુભવ કરીએ છીએ.

આકાશમાં લાંબી હારે કૂજતાં જતાં સારસોને આપણે જોઈએ છીએ અને કાલિદાસ પણ જુએ છે; પણ કવિ કાલિદાસની આંખને એ હારોમાં દેખાય છે સ્તમ્ભવિહોણાં તોરણો! તે તો એણે બતાવ્યાં ત્યારે જ આપણે જોયાં. મયૂરોની જે કેકા આપણે હમેશાં સાંભળીએ છીએ તે જ કેકાને કવિ કાલિદાસે પણ સાંભળી, પણ એણે સાંભળેલી ષડ્જમાં મધુરી કેકા તો એણે જ સાંભળી અને આપણને સંભળાવી.

## સૌન્દર્યમાં નિમજ્જન :

'રઘુવંશ'ની શરૂઆતમાં જ આપણને સૌન્દર્યના રસમાં ઝબોળવામા આવે છે. 'રઘુવંશ' એટલે સૌન્દર્યની પીઠિકા પર આનન્દનું અમર અક્ષર-આલેખન. યુવાન, રૂપાળાં, એકબીજામાં પ્રીતિ-મુગ્ધ

રાજા-રાણી રથમાં જાય છે, ઊજળાં વસ્ત્રો પહેરીને, શોભાભર્યાં, શિયાળો વીતતાં ચિત્રા (નક્ષત્ર) સાથે ચન્દ્રની જેમ. રસ્તામાં આવતાં સરોવરોની પોતાના શ્વાસ જેવી સુગંધ સૂંઘતાં સૂંઘતાં એ જાય છે ત્યારે પરાગ-રજ વેરતા, વનરાજિ ઝુલાવતા, રાળના ગુંદરથી સુવાસિત વાયરાઓ એમને સુખ-સ્પર્શે સેવે છે. રાણીના કેશ અને રાજાની પાઘ ઘોડાએ ઉડાડેલી રજોટીથી મેલાં નથી બનતાં, કારણ કે વાંછા સિદ્ધ થશે એમ સૂચવતો વાયરો સવળો વાય છે. બુધ જેવો રૂડો રાજા રસ્તાની બન્ને બાજુની જુદી જુદી શોભા પત્નીને બતાવતો રહે છે તેમાં પન્થ ક્યારે પૂરો થઈ જાય છે તેનો ખ્યાલ રહેતો નથી.

સ્વયંવરમાંથી રાણી ઇન્દુમતીની સાથે પધારતાં અજ રાજાની સવારી જોવા રાજમાર્ગના મહેલોની સુવર્ણની બારીઓમા સસંભ્રમ દોડી આવતી સુન્દરીઓનાં આહ્લાદક ચિત્રો જુઓ :

સહસા ઝરૂખે ધસતાં કોઈ સુન્દરીની વેણીનાં પુષ્પો ખરી જાય છે અને છોડેલી વેણીને બાંધી લેવાનુ ભૂલી જતા, છૂટો અંબોડો હાથમાં રહી જાય છે. કોઈ લલના લાખથી તાજી રંગેલી પાનીને દાસીના હાથમાથી ખેંચી લઈ, સ્વાભાવિક ધીરી ગતિ તજી દઈ, બારી સુધી પગલાની રંગીન પંક્તિ પાડે છે. જમણી આંખમાં જ અંજન આંજેલી કોઈ રમણી ડાબી આંખમાં આંજવાનુ બાકી રાખી, આંજણની સળીને હાથમાં રાખી બારીમાં ઉતાવળે દોડી આવે છે. વળી, કોઈ પ્રમદા દોડવાથી તૂટેલી નીવી બાંધવાની બાકી રાખી, કમ્મર પરનાં વસ્ત્રને હાથમાં ઝાલી રાખીને બારીમાંથી નીરખી રહે છે ત્યારે આંગળીએ પહેરેલી એની વીંટીનો પ્રકાશ નાભિને સુહાવે છે તો વળી, કોઈ વિલાસિનીની અર્ધી ગૂંથેલી કટિ-મેખલાનાં રત્નો પગલે પગલે ખરી જતા અંગૂઠાના મૂળમાં બાંધેલી ખાલી દોરી જ રહી જાય છે.

લંકાથી અયોધ્યા પુષ્પક વિમાનમાં વળતાં, શ્રીરામ મારગમાં આવતાં રહેતાં પૂર્વપરિચિત સ્થાનોને રસપૂર્વક જોતા જાય છે અને

સીતાજીને આંગળી ચીંધીચીંધીને બતાવતા જાય છે. ગંગા અને યમુનાના સંગમનું ઉછળતું સૌન્દર્ય જોતાં કાલિદાસના હૃદયમાં આનન્દના ફુવારા ઊછળી રહે છે અને એક પછી એક પાંચ ઉપમાઓ આપે છે. રામ સીતાને કહે છે, 'જો, સુંદરાંગી, યમુનાના પ્રવાહો ભળતાં પ્રવાહોમાં વિભિન્ન થયેલી આવી આવી આવી શોભી રહેલી આ ગંગાને.'

નર્મદામાં નહાતો ગંધ-હસ્તી: નંદિની ધેનુના પગલે પગલે ચાલતા દિલીપ રાજાની આજુબાજુનાં વનનું વર્ણન, ઉનાળાનું વર્ણન; સ્વયંવરમાં વિરાજેલા ભિન્ન ભિન્ન રાજાઓની મનોરમ ચેષ્ટાઓ, રઘુનુ શૈશવ; સુદર્શન રાજાની બાલ્યાવસ્થા વગેરે વગેરેનાં સૌન્દર્ય આલેખી આપ્યાં છે કાલિદાસે, અમર અક્ષરે. કાવ્યામૃતની અ-ખૂટ આનન્દ-દાયક પરબ માંડી છે એણે, સારી યે માનવજાતિ માટે, શાશ્વત.

કાલિદાસનો આનન્દમય કોષ સભર છે.

**पश्यन्ती वाक् :**

કાલિદાસની આ હ્લાદિની પ્રતિભા વહે છે, 'પશ્યન્તી' વાણીમાં, વાણીને પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી, એ ચાર પ્રકારે જોતાં. કવિ જે લખે છે તેને સુસ્પષ્ટપણે, પૂરી વિગતે જોતા જાય છે અને આલેખતા જાય છે, અને એ દ્યોતક વાણીના ઉજ્જ્વલ પ્રકાશથી આપણને બતાવતા પણ જાય છે

**दीपशिखा :**

આ 'પશ્યન્તી' વાણીનુ એક ઉત્તમ ઉદાહરણ છે એમનો 'દીપશિખા'વાળો પ્રખ્યાત શ્લોક. રાત્રે રાજમાર્ગમાં હાટની હારમાં આગળ ને આગળ જેમ જેમ દીવો ચાલતો જાય તેમ તેમ આગળનાં હાટ પ્રકાશિત થતાં જાય અને પાછળનાં હાટ અંધારામા ડૂબતા જાય; તે રીતે વિરાજેલા રાજાઓની હારમા પ્રોજ્જ્વલ દીવાની શગ

જેવી રાજકુમારી ઇન્દુમતી રાજાઓને મૂકતી જતી જેમ જેમ આગળ આગળ ચાલતી ગઈ, તેમ તેમ પાછળ રહેતા જતા રાજાઓનાં મુખો ઝાંખાં પડતાં ગયાં:

सञ्चारिणी दीपशिखेव रात्रौ
यं यं व्यतीयाय पतिंवरा सा ।
नरेन्द्रमार्गाट्ट इव प्रपेदे
विवर्णभावं स स भूमिपालः ॥

(સર્ગ ૬ : શ્લોક ૬૭)

બીજુ પણ એક ઉદાહરણ જોઈએ. 'પશ્યન્તી' વાક્નુ એક એક સારુ ઉદાહરણ હોવા ઉપરાંત વ્યક્તિની ચેતનાનું વિરાટ ચેતના સાથેના સામંજસ્યનુ પણ સારું ઉદાહરણ છે

સાંજ ઢળી છે. નન્દિની ગાયના પગલે પગલે વનમાં ચાલતા રાજા દિલીપ હવે ઘેર પાછા વળવા માટે મોઢું ફેરવે છે. ચાલતાં ચાલતા દિશાઓના અવકાશને પવિત્ર કરીને દિવસના અન્તે, કૂંપળના રંગ જેવી ત્રાંબાવરણી સૂરજની પ્રભા અને એવા જ રંગવાળી વસિષ્ઠ મુનિની ગાય ઘેર જવા માટે મોઢુ ફેરવી, વળે છે.

सञ्चारपूतानि दिगन्तराणि
कृत्वा दिनान्ते निलयाय गन्तुम् ।
प्रचक्रमे पल्लवरागताम्रा
प्रभा पतङ्गस्य मुनेश्च धेनु ॥

(સર્ગ ૨ શ્લોક ૧૫)

અહી વ્યક્તિનુ અને વિરાટનુ સામંજસ્ય ખાસ ધ્યાન ખેંચે છે, ઝીણી ઝીણી વિગતે: જુઓ

સૂર્ય પવિત્ર છે તેમ ગાય પણ 'ગાય' હોવાથી, તેમ જ દૈવી હોવાથી પવિત્ર છે. આ બન્ને આખો દિવસ વનમાં ફર્યાં છે; અને પોતાની હાજરી માત્રથી દિશાઓ વચ્ચેના અવકાશને પવિત્ર કરેલ

છે. બન્નેના રંગનાં તેજ લાલ કૂંપળ જેવાં ત્રાંબાવરણાં છે. દિવસ પૂરા થતાં બન્ને પોતાને ઘેર જવા વળે છે. અહીં લાલ કૂંપળનો ઉલ્લેખ હોવાથી રઘુના ભાવિ જન્મને જાણે કે ધ્વનિત કરે છે. સૂર્ય માટે 'પતગ' શબ્દ વાપર્યો છે તે સાંજનો સમય થયો હોવાથી વનમા ઊડતાં પતગિયાનો નિર્દેશ કરે છે. ઘર ભણી વળવા માટે ગાય પોતાની ડોકને સહેજ ગોળાકારે ફેરવે છે તે બતાવાય છે, 'प्रचक्रमे'ના 'चक्र' શબ્દથી.

**લયાન્દોલન :**

'રઘુવંશ'નું લયાન્દોલન પણ શ્રવણ-સુખદ છે. એના આરોહ-અવરોહો, વિરામો, આંતર-પ્રાસો, સ્વર-વ્યંજનોની રચના, પ્રાસાદિકતા, સદ્યોગમ્યતા,—એની 'वाक्' શક્તિ એના 'अर्थ' જેવી જ હૃદયગમ છે, મનોહર છે, આકર્ષક છે. પહેલા સર્ગના અનુષ્ટુપ છન્દનો ગૌરવભર્યો લય લયમાધુર્યસભર વિશાળ સસ્કૃત સાહિત્યમાં પણ ઓછો જોવા મળે છે. રાજસવારીમાં ચાલતા રાજહસ્તીની ગૌરવભરી ગતિથી એ નહી ઉતાવળે કે નહી ધીમે, સ્વસ્થપણે, સ્વાભાવિક સુન્દરતાથી સભર ચાલે છે. એમાં ય 'सोऽहमाजन्मशुद्धाना'-થી શરૂ થતા પાચ શ્લોકોના કુલક (સમૂહ)નો સ્નિગ્ધગભીર ઘોષ તો મહાસાગરના ઘોષ જેવો છે એમાં વારંવાર બેવડાતો 'आ' સ્વર જાણે કે મહાસાગરના મોજાની પ્રલબતાવાળો છે. સર્ગ બીજાના વનવર્ણનના, સર્ગ છઠ્ઠાના ઇન્દુમતી-સ્વયવરના અને સર્ગ આઠમાના અજવિલાપના શ્લોકો ઘણાના મોઢે ચઢી ગયા છે તેમાં તેનું નાદમાધુર્ય પણ કારણભૂત છે. અને એના ય કારણમા કાલિદાસનું सहज कवित्व છે, वाक् અને अर्थ એ બન્નેની સિદ્ધિવાળુ.

**ધર્મનો ઊજળો દોર :**

ચાર પુરુષાર્થોમાંના આ પ્રથમ પુરુષાર્થનો ઊજળો દોર 'રઘુવશ'ના બધા મણકાઓ સોંસરો અર્ધ-પ્રચ્છન્ન પરોવાયેલો છે. એને

આધારે બધા મણકા છે. વ્યાસ મુનિના જાણીતા શ્લોક પ્રમાણે "રઘુવંશ"માં ધર્મનાં સેવનથી જ અર્થ અને કામની પણ પ્રાપ્તિ થાય છે અને ધર્મની લક્ષ્મણરેખાનું ઉલ્લંઘન થતાં અર્થ અને કામ આઘાં જાય છે, અને દુઃખોનું આક્રમણ થાય છે.

રાજા દિલીપને દીર્ઘ સમય સુધી પુત્ર-પ્રાપ્તિ થતી નથી એના કારણમાં એણે અજાણતામાં યે કરેલુ ધર્મનુ ઉલ્લંઘન છે. એ ઘોર તપ કરે છે ત્યારે માથાં સાટે પુત્રને મેળવે છે, યુવરાજ રઘુને એ પ્રસન્ન નન્દિની ધેનુએ યુદ્ધક્ષેત્રમાં કપરા ટાણે ખરી મદદ કરી: ઇન્દ્રિયાતીત દૃષ્ટિ આપી.

ધર્મપાલક અજ રાજા આક્રમક હાથીને પણ તે વનનો હોવાથી ધર્મશાસ્ત્રાનુસાર હણતો નથી, તેને કાબૂમાં લેવા પૂરતુ જ હળવેથી બાણ મારે છે. અને ઋષિના શાપથી હાથી બનેલો પ્રિયવદ ગંધર્વ શાપમુક્ત થઈ દિવ્ય સ્વરૂપે પ્રકટી, કૃતજ્ઞ ભાવે અજને ગાંધર્વ-સંમોહનાસ્ત્રની ભેટ આગ્રહપૂર્વક આપે છે. અને એ અસ્ત્રથી અજ શત્રુઓના આખા સૈન્યને લીલામાત્રમાં જીતી લે છે, અને ઇન્દુમતીને વરી લાવે છે

ધર્મની મર્યાદાનુ ઉલ્લંઘન કરીને રાજા દશરથ આ હાથી વન્ય હોવાથી વધ ન કરાય એ શાસ્ત્રવચનને જાણતો હોવા છતાં એનો વધ કરવા માટે શબ્દવેધી બાણ છોડે છે અને એ બાણથી શ્રવણનો વધ થતાં શ્રવણના અંધ-પિતાનો શાપ મેળવે છે.

ધર્મબદ્ધ શ્રીરામચન્દ્રજી તપ કરતા શૂદ્ર શંબૂકનો વધ કરે છે, અને નિષ્પાપ સીતાને તજે છે.

રાજા કુશ અયોધ્યાનગરીની દેવતાને રાત્રે જોતાંવેંત પોતે રાઘવ હોઈ, સદા ધર્મની રેખામાં જ રહેલો છે તેનુ સ્મરણ આપે છે.

છેલ્લો રાજા અગ્નિવર્ણ ધર્મની મર્યાદાની બહાર નીકળી જઈને કામ-સેવન કરતાં ક્ષય રોગથી મૃત્યુ પામે છે.

આ પ્રમાણે ધર્મના પાયા પર રઘુ-વંશનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયની કાલિદાસે કરેલી નિર્મિતિ વેદ-ઉપનિષદ-કાલીન ભારતીય સંસ્કૃતિને અનુરૂપ છે.

## 'રઘુવંશ' અધૂરો છે?

રઘુવંશ અધૂરો રહ્યો છે કે પૂરેપૂરો લખાયો છે એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. આ બાબત વિચારતાં એમ લાગે છે કે બ્રહ્માની સૃષ્ટિની જેમ કવિકુલગુરુ કાલિદાસ પણ રઘુ-વંશની નાની સૃષ્ટિના વિધાતા છે. એમા પણ બ્રહ્માની સૃષ્ટિની જેમ ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ત્રણે અવસ્થાઓ છે. રઘુરાજાથી ઉત્પત્તિ, રામ વગેરેથી સ્થિતિ અને છેલ્લા રાજા અગ્નિવર્ણથી લય થાય છે. એટલુ જ નહીં પણ જેમ બ્રહ્માની સૃષ્ટિ શાશ્વત છે, કદી પણ સાવ નાશને પામતી નથી, ભાવિની સૃષ્ટિના બીજને પ્રલયાવસ્થામાં પણ પોતામાં ગૂઢ રૂપે ધારણ કરે છે, તેમ જ અહી પણ સમ્રાટ અગ્નિવર્ણની પટરાણીએ ગર્ભને ધારણ કરેલ છે સૃષ્ટિનું સ્વાભાવિક વર્તુલ આ પ્રમાણે અહીં પૂરું અંકાયેલ છે, માટે 'રઘુવંશ' અધૂરો નહીં પણ પૂરો લખાયો છે, એવુ આ લેખકનુ નમ્ર મંતવ્ય છે

## કાલિદાસનું વ્યક્તિત્વ :

'રઘુવંશ'ના શબ્દો સોંસરવુ કાલિદાસનું વ્યક્તિત્વ ઘણું હૃદ્ય પ્રકટે છે. એની રસિકતા, પ્રસન્નતા, મધુરતા, મૃદુતા અને કુલીનતાથી એ આપણા હૃદયના મિત્ર થઈ રહે છે, હમેશાં. દિલીપનુ તપ, રઘુનું ઔદાર્ય અને શૌર્ય, અજનુ રૂપ, દશરથની સરળતા, રામનું ધર્માચરણ, સીતાનો રામ પરનો પ્રેમ, કુશની નીતિમત્તા વગેરેનુ વર્ણન કાલિદાસે એવી તો પ્રેમ-ભક્તિથી કર્યું છે કે આપણે પણ કાલિદાસ માટે પ્રેમ ભક્તિ અનુભવીએ છીએ. અજ પર પક્ષપાત હોવા છતાં સ્વયવરમા બેઠેલા રાજાઓના ગુણોનુ વર્ણન કાલિદાસ જે ખુલ્લા હૃદયથી કરે છે, એ જોતાં ગુણ-ગ્રાહક આર્યતા વરતાઈ આવે છે.

લોકપાલોને જીતનાર, કૈલાસ પર્વતને તોળનાર, પોતાનાં મસ્તકો કાપીને ભગવાન શિવને પ્રસન્ન કરનાર શત્રુ રાવણને ય રામ પ્રશંસે છે.

કવિકુલગુરુ કાલિદાસને મળવા માટે ભારતના બીજા છેડે ય આપણે પદ-યાત્રા કરીને જઈએ, એવા આકર્ષ છે એ. ભારતીય સંસ્કૃતિના એ સમર્થ-મધુર ઉદ્‌ગાતા છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોર એમના પગલે પગલે ચાલે છે.

ભગવતી સરસ્વતીના આ સપૂતના વાઙ્મય-વારસાની અધિકારી સારી યે માનવજાતિ આ કવિઓના શાશ્વત ઋણમાં છે.

× × ×

**છંદની રચના વિશે નોંધ :**

અનુષ્ટુપ છંદમાં ચારે ચરણમા પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ હોવો જોઈએ, તેમજ પહેલા અને ત્રીજા ચરણમાં સાતમો અક્ષર ગુરુ અને બીજા અને ચોથા ચરણમા સાતમો અક્ષર લઘુ હોવો જોઈએ : દા. ત.,

कूजंत राम रामेति मधुर मधुराक्षरम् ।
आरुह्य कविताशाखा वंदे वाल्मीकिकोकिलम् ॥

(શ્રી વાલ્મીકિ રામાયણ, ૧-૧)

પણ, મહાભારતમાં હમેશાં આ નિયમ જળવાયો નથી; આવો અનુષ્ટુપ પણ કોઈ કોઈ વાર દેખાય છે

वलाहकः मेघपुष्प. शैव्य सुग्रीव एव च ।

શ્રીકૃષ્ણના અશ્વોનાં આ નામ છે

મે આ અનુવાદમાં ક્યાંક ક્યાંક આવી છૂટ લીધી છે

*

**આ પ્રકાશનનુ શ્રેય :**

'રઘુવંશ'નો અનુવાદ સંપૂર્ણ લખાયો, અને તે ય બે વખત— આ કલ્પનાતીત ઘટના બની, આત્મીય બન્ધુ શ્રી ઉમાશંકર જોશીને કારણે જ. એમની પ્રેરણા વિના આ અનુવાદ સતત લખાત નહી.

વળી, એ છપાયો પણ ખરો. આ આશાતીત ઘટના બની કવિશ્રી સ્નેહરશ્મિ (શ્રી ઝીણાભાઈ દેસાઈ) અને વિદ્વાન આચાર્ય શ્રી યશવન્તભાઈ શુક્લની કાવ્ય પ્રીતિથી.

ભાવનગરની પ્રકાશન સંસ્થા 'ભાષાન્તર નિધિ'એ એમની ઉજ્જવલ ગ્રન્થાનુવાદ-પરમ્પરામા આને ય સ્થાન આપ્યું તેથી હું કૃતજ્ઞ છુ.

'રઘુવંશ'નો, અંગ્રેજી ભાષામાં વિદ્વાન ગદ્યાનુવાદક શ્રી ગોપાળ રઘુનાથ નંદરગિકરજીનો, ચીવટભર્યો અનુવાદ મને આ અનુવાદ કરવામાં સારો મદદગાર બન્યો છે. તેમનો હુ આભારી છું.

ભાઈશ્રી શિવલાલભાઈ જેસલપુરાની મમત્વભરી ચોંપથી આ પ્રકાશન આટલુ શીઘ્ર થઈ શકયુ છે. તેમણે અને પરમ સ્નેહી શ્રી મોહનલાલ ત્રિવેદીએ અમદાવાદમા જ પ્રૂફસુધારણા વગેરેનો ભાર સપ્રેમ ઉપાડી લઈ, મને નિશ્ચિન્ત કર્યો છે. એ બન્નેનો ઘણો આભારી છુ

'जयन्तु ते सुकृतिन रससिद्धाः कवीश्वरा ।
नास्ति येषा यश काये जरा-मरणज भयम् ॥'

સુરેન્દ્રનગર
તા ૨૧-૪-૧૯૭૮
મહાવીર જયતી

પ્રજારામ રાવળ

# શુદ્ધિપત્રક

| પાનું | શ્લોક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩ | ૫૫ | ૨ | રાજાને | રાજા ને |
| ૧૫ | ૬૧ | ૧ | તમો મન્ત્રે | તમો-મન્ત્રે |
| ૨૩ | ૧ | ૨ | અર્ચી | અર્ચી, |
| ૨૯ | ૧૯ | ૨ | ધ્રેનુ | ધેનુ |
| ૩૩ | ૨૭ | ૩ | ત્રાટક્યા | ત્રાટક્યો |
| ૩૭ | ૩૭ | ૪ | સ્કન્ધ | સ્કન્દ |
| ૪૩ | ૫૪ | ૪ | શક્યા | શક્યો |
| ૪૯ | ૬૫ | ૩ | મારું, | મારુ |
| ૬૩ | ૨૪ | ૩ | ઘટચા | ઘટ્યો |
| ૬૭ | ૧ | ૧ | ધીએ | ધી એ |
| ૮૯ | ૨૫ | ૧ | અશ્વની-રાજના | અશ્વ-નીરાજના |
| ૯૭ | ૫૯ | ૧ | ંદ્તશળે | દતૂશળે |
| ૯૯ | ૭૧ | ૧ | અશ્વ-દળ | અશ્વ-દળી |
| ૧૦૫ | ૪ | ૨ | ક્ષેત્રમાં | ક્ષેમમાં |
| ૧૧૧ | ૧૫ | ૩ | જતા | જતાં |
| ૧૧૩ | ૨૪ | ૧ | ગરુ | ગુરુ |
| ૧૨૧ | ૪૩ | ૪ | ઊઠચા | ઊઠ્યો |
| ૧૮૧ | ૨૪ | ૨ | જોડી | જોડું |
| ૨૦૯ | ૧૯ | ૪ | ક્રર | ક્રૂર |
| ૨૩૧ | ૭૪ | ૪ | વહેતો | વહતો |
| ૨૩૫ | ૮૪ | ૪ | રહેતું | રહે તું |
| ૨૫૭ | ૩૫ | ૩ | ઝલતી | ઝૂલતી |
| ૨૬૩ | ૫૨ | ૧ | દ્દિષ્ટથી | દૃષ્ટિથી |
| ૨૭૭ | ૬ | ૧ | જ્યાં, | જ્યાં, ત્યાં |
| ૨૮૫ | ૪૧ | ૨ | મારો | મારા |

| પાનુ | શ્લોક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૯૧ | ૭૫ | ૧ | ક્ષણ | ક્ષણે |
| ૨૯૩ | ૮૬ | ૧ | દંતશૂળોથી | દંતૂશળોથી |
| ૩૧૧ | ૪૦ | ૩ | જ્યાં | જ્યા |
| ૩૨૯ | ૮૮ | ૩ | ભગુ | ભૃગુ |
| ૩૩૭ | ૨૫ | ૧ | રોકતા | રોકાતા |
| ૩૪૯ | ૮૭ | ૧ | સામ | સામા |
| ૩૮૩ | ૭૩ | ૨ | શસ્ત્ર | શસ્ત્રના |
| ૩૮૭ | ૪ | ૨ | રાક્ષસ | ધા રાક્ષસ |
| ૩૯૯ | ૩૩ | ૧ | પત્નીની | પત્નીની; |
| ૪૦૯ | ૫૮ | ૩ | ક્રરતા | ક્રૂરતા |
| ૪૧૧ | ૬૧ | ૨ | વિશુદ્ધ | શુદ્ધ |
| ૪૧૩ | ૬૮ | ૪ | ટીડોડી | ટીટોડી |
| ૪૧૭ | ૭૭ | ૨ | ઉણેલા | ઉગેલાં |
| ૪૨૩ | ૬ | ૧ | ક્ષેત્ર | ક્ષેમ |
| ૪૨૯ | ૩૭ | ૧ | ફરીને | ફ્રરીને |
| ૪૨૯ | ૩૭ | ૨ | (?) | . |
| ૪૩૭ | ૭૦ | ૧ | વાલ્મીકિ | વાલ્મીકિની |
| ૪૫૫ | ૨૫ | ૧ | શ્રાત્રિયને | શ્રોત્રિયને |
| ૪૭૯ | ૮૬ | ૧ | ઘરેણાં, | ઘરેણાં |
| ૪૮૫ | ૨૫ | ૧ | હારને | હાર, ને |
| ૪૯૭ | ૭૯ | ૧ | છત્રને દૂર રાખીને | છત્ર દૂર ખસેડેલા |
| ૫૨૯ | ૨૪ | ૧ | નણુ | તણુ |
| ૫૩૧ | ૨૬ | ૩ | લોભાઈ | લોભઈ |
| ૫૪૧ | ૫૨ | ૨ | સાધન | સાધના |

# ભાષાન્તર નિધિનાં પ્રકાશનો

**માનવીની આર્થિક સંપત્તિ**

**Man's Worldly Goods**

મધ્યયુગ અને એ પછીના યુરોપનો આર્થિક વિકાસ આલેખતું આ પુસ્તક જગતના આર્થિક વિકાસના મહત્ત્વના તબક્કાનો પરિચય સામાન્ય માણસને રસ પડે એવી શૈલીમાં આપે છે.

લેખક — અનુવાદક

Leo Huberman — **પ્રા. બદરીપ્રસાદ ભટ્ટ**

પાનાં ૩૨૦ : ક્રાઉન ૧૬ પેજી : કાચું પૂંઠું : કિં. રૂ. ૪–૦૦

**સભ્યતાની કથા**

**Story of Civilization**

સામાન્ય વાચક અને કુમાર કક્ષાના વિદ્યાર્થીઓ માટે લખાયેલું આ પુસ્તક માનવસંસ્કૃતિના વિકાસની વાત કહે છે.

લેખક — અનુવાદક

C. E. M. Jod — **મૂળશંકર મો. ભટ્ટ**

પાનાં ૯૦ . ક્રાઉન ૧૬ પેજી : કાચું પૂંઠું : કિં. રૂ. ૧–૫૦

**લોકશાહી ને તેના હરીફો**

**Democracy & its Rivals**

રાષ્ટ્રવાદ, સામ્રાજ્યવાદ, આંતરફાસીવાદ વગેરે રાજકીય પદ્ધતિઓનો પરિચય આપતું પુસ્તક.

લેખક — અનુવાદક

Christopher Lloyd — **જયન્ત મ. શાહ**

પાનાં ૨૦૪ : ક્રાઉન ૧૬ પેજી : કાચું પૂંઠું : કિંમત રૂ. ૨–૦૦

## સાગરઘેલી

**Lady from the Sea**

મહાન નોર્વેજિયન નાટ્યલેખકના આ વિખ્યાત નાટકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી કરેલો અનુવાદ.

લેખક — અનુવાદક

Henrik Ibsen — યશવન્ત શુક્લ

પાનાં ૨૦૪ : ક્રાઉન ૧૬ પેજી : પાકું પૂંઠું : કિંમત રૂ. ૩–૦૦

## ગણિતશાસ્ત્રીની ક્ષમાપના

**A Mathematician's Apology**

ગણિતશાસ્ત્રનું આલંબન લઈને આ પુસ્તકમાં લેખક હાર્ડીએ પોતાના જીવનદર્શનની મીમાંસા કરી છે. એક ગણિતશાસ્ત્રીની પ્રતિભાના ઉન્મેષોના અને એની અત્યંત ચેતોહારી દાર્શનિક લેખનશૈલીના ઉદાહરણો આ નિબંધમાં પદે પદે મળે છે.

લેખક — અનુવાદક

Godfrey Herold Hardy — શંભુપ્રસાદ જો. દવે

પાના ૭૭ : ક્રાઉન ૧૬ પેજી . કાચું પૂઠું કિં. રૂ. ૨–૦૦

॥ श्रीः ॥

# रघुवंशकाव्यम् ।

## प्रथमः सर्गः ।

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥१॥

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥२॥

मन्दः कवियशःप्रार्थी गमिष्याम्युपहास्यताम् ।
प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥३॥

अथवा कृतवाग्द्वारे वंशेऽस्मिन्पूर्वसूरिभिः ।
मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ॥४॥

सोऽहमाजन्मशुद्धानामाफलोदयकर्मणाम् ।
आसमुद्रक्षितीशानामानाकरथवर्त्मनाम् ॥५॥

यथाविधिहुताग्नीनां यथाकामार्चितार्थिनाम् ।
यथापराधदण्डानां यथाकालप्रबोधिनाम् ॥६॥

त्यागाय संभृतार्थानां सत्याय मितभाषिणाम् ।
यशसे विजिगीषूणां प्रजायै गृहमेधिनाम् ॥७॥

॥ ॐ ॥

# રઘુવંશ

## સર્ગ પહેલો

વાણી-અર્થ સમાં ભેળાં વાણી ને અર્થ પામવા,
મા-બાપ જગનાં વંદું પાર્વતી-પરમેશને. ૧

ક્યાં એ સૂર્યતણો વંશ, ક્યાં ટૂંકી મતિ માહરી,
તરાપે તરવા ઇચ્છું, દુસ્તર સિંધુ મોહથી. ૨

કવિ-યશ ચહું મૂઢ, હાસ્યપાત્ર, યથા ઠીંગુ,
લોભી ઊંચો કરે હાથ, જે ફળે આંબતો ઊંચો. ૩

વાણી-દ્વાર મૂક્યા તો યે આ વંશે પૂર્વસૂરિએ,
હીરે વીંધ્યા મણિ માંહીં સૂત્ર-શી ગતિ માહરી. ૪

એ હું, જન્મ થકી શુદ્ધ; કર્મનિષ્ઠ, ફળ્યા લગી;
સિન્ધુ લગી ધરાધીશ; સ્વર્ગે રથ લઈ જતા; ૫

વિધિથી હોમતા અગ્નિ; માગેલાં દાન આપતા;
દંડતા, દોષ જોઈ ને; સમયે પૂર્ણ જાગતા; ૬

દેવા, સંઘરતા લક્ષ્મી; સત્યાર્થે માપી બોલતા;
યશાર્થે ઇચ્છતા જીત; સંતાનાર્થે ગૃહી થતા; ૭

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥८॥

रघूणामन्वयं वक्ष्ये तनुवाग्विभवोऽपि सन् ।
तद्गुणैः कर्णमागत्य चापलाय प्रचोदितः ॥९॥

तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ।
हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥१०॥

वैवस्वतो मनुर्नाम माननीयो मनीषिणाम् ।
आसीन्महीक्षितामाद्यः प्रणवश्छन्दसामिव ॥११॥

तदन्वये शुद्धिमति प्रसूतः शुद्धिमत्तरः ।
दिलीप इति राजेन्दुरिन्दुः क्षीरनिधाविव ॥१२॥

व्यूढोरस्को वृषस्कन्धः शालप्रांशुर्महाभुजः ।
आत्मकर्मक्षमं देहं क्षात्रो धर्म इवाश्रितः ॥१३॥

सर्वातिरिक्तसारेण सर्वतेजोभिभाविना ।
स्थितः सर्वोन्नतेनोर्वीं क्रान्त्वा मेरुरिवात्मना ॥१४॥

आकारसदृशप्रज्ञः प्रज्ञया सदृशागमः ।
आगमैः सदृशारम्भ आरम्भसदृशोदयः ॥१५॥

भीमकान्तैर्नृपगुणैः स बभूवोपजीविनाम् ।
अधृष्यश्चाभिगम्यश्च यादोरत्नैरिवार्णवः ॥१६॥

रेखामात्रमपि क्षुण्णादा मनोर्वर्त्मनः परम् ।
न व्यतीयुः प्रजास्तस्य नियन्तुर्नेमिवृत्तयः ॥१७॥

બાલ્યે મેળવતા વિદ્યા; સંસાર-સેવી યૌવને;
વૃદ્ધત્વે મુનિ-શા ર્‌હેતા; ને યોગે દેહ છોડતા; ૮

રઘુના વંશને ગાઉં; છું વાણી-દૂબળો છતાં;
સુણતાં ગુણ એઓના પ્રેરાયેલો, ઉતાવળો. ૯

તે, સન્તે સુણવા યોગ્ય, પારખુ ગુણ-દોષના :
સોનાની શુદ્ધિ કે ભેગ અગ્નિમાં જ જણાય છે. ૧૦

વૈવસ્વત મનુ નામે પૂજ્ય વિદ્વજ્જનો તણો
થયો, નૃપો મહીં પ્હેલો; જેમ ૐ સર્વ વેદમાં. ૧૧

શુદ્ધ વંશ મહીં એના જન્મ્યો શુદ્ધ વિશેષ કૈં,
દિલીપ, નૃપમાં ઇન્દુ; ઇન્દુ-શો ક્ષીર સિન્ધુમાં. ૧૨

પ્હોળી છાતી, ભરી કાંધ, શાલ-ઊંચો, મહા-ભુજ,
ક્ષાત્રધર્મે ધર્યો જાણે સ્વ-કર્મે યોગ્ય દેહને. ૧૩

સહુથી અધિકા સારે, તેજે ઝંખવતો સહુ;
ઊંચેરો સહુથી ઊભો, મેરુ-શો પૃથિવી પરે. ૧૪

આકૃતિ સરખી પ્રજ્ઞા; પ્રજ્ઞા-શું જ્ઞાન શાસ્ત્રનું;
શાસ્ત્ર-જ્ઞાન સમું કર્મ; ને, કર્મ સરખું ફળ. ૧૫

કઠોર-કોમળ ભાવે એ થયો સેવકો મહીં
સિન્ધુ શો મગરે-રત્ને ભય-આકર્ષણે ભર્યો. ૧૬

મનુ-ખેડેલ માર્ગેથી રેખા માત્ર ય ના ચસી,
[illegible] ચક્રના વાટા જેવી એ રથીની પ્રજા. ૧૭

प्रजानामेव भूत्यर्थं स ताभ्यो बलिमग्रहीत् ।
सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः ॥१८॥

सेना परिच्छदस्तस्य द्वयमेवार्थसाधनम् ।
शास्त्रेष्वकुण्ठिता बुद्धिर्मौर्वी धनुषि चातता ॥१९॥

तस्य संवृतमन्त्रस्य गूढाकारेङ्गितस्य च ।
फलानुमेयाः प्रारम्भाः संस्काराः प्राक्तना इव ॥२०॥

जुगोपात्मानमत्रस्तो भेजे धर्ममनातुरः ।
अगृध्नुराददे सोऽर्थमसक्तः सुखमन्वभूत् ॥२१॥

ज्ञाने मौनं क्षमा शक्तौ त्यागे श्लाघाविपर्ययः ।
गुणा गुणानुबन्धित्वात्तस्य सप्रसवा इव ॥२२॥

अनाकृष्टस्य विषयैर्विद्यानां पारदृश्वनः ।
तस्य धर्मरतेरासीद्वृद्धत्वं जरसा विना ॥२३॥

प्रजानां विनयाधानाद्रक्षणाद्भरणादपि ।
स पिता पितरस्तासां केवलं जन्महेतवः ॥२४॥

स्थित्यै दण्डयतो दण्ड्यान्परिणेतुः प्रसूतये ।
अप्यर्थकामौ तस्यास्तां धर्म एव मनीषिणः ॥२५॥

दुदोह गां स यज्ञाय सस्याय मघवा दिवम् ।
संपद्विनिमयेनोभौ दधतुर्भुवनद्वयम् ॥२६॥

न किलानुययुस्तस्य राजानो रक्षितुर्यशः ।
व्यावृत्ता यत्परस्वेभ्यः श्रुतौ तस्करता स्थिता ॥२७॥

પ્રજા-વિકાસ માટે જ, લે એની પાસથી કર:
પૃથ્વીનો રસ લે સૂર્ય હજારો ગણું વર્ષવા. ૧૮

સેના શોભા સમી; એનાં કાર્યનાં બે જ સાધનો:
ચડેલી ધનુષે દોરી; સજેલી બુદ્ધિ શાસ્ત્રમાં. ૧૯

મન્ત્રણા ગુપ્તથી, ગૂઢ ઇંગિતે, એની યોજના
જણાયે ફળથી; જેમ સંસ્કારો પૂર્વ જન્મના. ૨૦

નિર્ભય, જાતને રક્ષે, નીરોગી, ધર્મ પાળતો;
નિર્લોભી, ધનને લેતો; અનાસક્ત રહી સુખો. ૨૧

વખાણ-અવળો ત્યાગે, જ્ઞાને મૂંગો; બલે ઠર્યો;
ગુણો ભેળા ગુણો એના; જાણે, સાથે જ જન્મિયા. ૨૨

વિષયોથી ન ખેંચાતો; વિદ્યાનો પાર પામિયો;
એકાગ્ર, ધર્મમાં; વૃદ્ધ થયો, ના ઘરડો છતાં. ૨૩

પ્રજાની કેળવણીથી, રક્ષણે, પોષણે ય, તે
સાચો પિતા; પિતાઓ તો જન્મ દેનાર કેવલ. ૨૪

દંડતો, સ્થિરતા માટે, પરણ્યો, પુત્ર પામવા:
અર્થ ને કામ યે, ધર્મ એ પ્રજ્ઞાવાનને થયા. ૨૫

યજ્ઞાર્થે એ ધરા દ્હોતો; ધાન્યાર્થે ઇન્દ્ર સ્વર્ગને;
સંપત્-વિનિમયે બેઉ, બન્ને ભુવન પોષતા. ૨૬

ખરે, ના યશને એના, નૃપો અન્ય અનુસર્યા:
અન્યના ધનથી આઘી, રૂહે ચોરી 'ચોરી' શબ્દમાં. ૨૭

द्वेष्योऽपि संमतः शिष्टस्तस्यार्तस्य यथौषधम् ।
त्याज्यो दुष्टः प्रियोऽप्यासीदङ्गुलीवोरगक्षता ॥२८॥

तं वेधा विदधे नूनं महाभूतसमाधिना ।
तथा हि सर्वे तस्यासन्परार्थैकफला गुणाः ॥२९॥

स वेलावप्रवलया परिखीकृतसागराम् ।
अनन्यशासनामुर्वीं शशासैकपुरीमिव ॥३०॥

तस्य दाक्षिण्यरूढेन नाम्ना मगधवंशजा ।
पत्नी सुदक्षिणेत्यासीदध्वरस्येव दक्षिणा ॥३१॥

कलत्रवन्तमात्मानमवरोधे महत्यपि ।
तया मेने मनस्विन्या लक्ष्म्या च वसुधाधिपः ॥३२॥

तस्यामात्मानुरूपायामात्मजन्मसमुत्सुकः ।
विलम्बितफलैः कालं स निनाय मनोरथैः ॥३३॥

संतानार्थाय विधये स्वभुजादवतारिता ।
तेन धूर्जगतो गुर्वी सचिवेषु निचिक्षिपे ॥३४॥

अथाभ्यर्च्य विधातारं प्रयतौ पुत्रकाम्यया ।
तौ दम्पती वसिष्ठस्य गुरोर्जग्मतुराश्रमम् ॥३५॥

स्निग्धगम्भीरनिर्घोषमेकं स्यन्दनमास्थितौ ।
प्रावृषेण्यं पयोवाहं विद्युदैरावताविव ॥३६॥

मा भूदाश्रमपीडेति परिमेयपुरःसरौ ।
अनुभावविशेषात्तु सेनापरिवृताविव ॥३७॥

દાનો દુશ્મન યે વ્હાલો, માંદાને ઔષધિ સમો :
પ્રિય યે દુષ્ટને છાંડે, ડસી સર્પે શું આંગળી. ૨૮

સ્રષ્ટાએ સરજ્યો સાચે, પાંચે ભૂત મહા થકી;
કાં કે, બીજા જ માટે સૌ ગુણો એના ફળી રહ્યા. ૨૯

સિન્ધુની ખાઈથી; કાંઠે, ગોળ કિલ્લાથી શોભતી,
પૃથ્વી એક પુરી જેમ પાળતો એક-છત્ર એ. ૩૦

રૂઢ દાક્ષિણ્ય-નામાળી, એને મગધ વંશની
હતી સુદક્ષિણા પત્ની, યજ્ઞને જેમ દક્ષિણા. ૩૧

મનોબળ ભરેલ્લી એ, શ્રી, પૃથ્વીથી જ માનતો
નિજને પત્નીવાળો એ અંતઃપુર વડું, છતાં. ૩૨

પોતા જેવી જ પત્નીથી પોતા-શો પુત્ર ઝંખતાં,
ફળની રાહમાં લાંબો કાળ ગાળ્યો, મનોરથે. ૩૩

પુત્ર માટે અનુષ્ઠાને ઉતારી નિજ બાહુથી,
જગની ધોંસરી ભારી નાખી સૌ સચિવો પરે. ૩૪

અને પૂજી વિધાતાને, પુત્રાર્થે શુચિ દમ્પતી
નીકળ્યાં આશ્રમે જાવા કુલગુરુ વસિષ્ઠના. ૩૫

સ્નિગ્ધ, ગંભીર ઘોષાળા રથે એક, સુહે ઉભે;
ઐરાવત અને વીજ જેમ આષાઢી મેઘમાં. ૩૬

'ન હો આશ્રમને પીડા'; લહી, થોડા અનુચરે,
–છતાં વિશિષ્ટ તેજે એ, સેના-વીંટેલ શા સુહે. ૩૭

सेव्यमानौ सुखस्पर्शैः शालनिर्यासगन्धिभिः ।
पुष्परेणूत्किरैर्वातैराधूतवनराजिभिः ॥३८॥

मनोभिरामाः शृण्वन्तौ रथनेमिस्वनोन्मुखैः ।
षड्जसंवादिनीः केका द्विधा भिन्नाः शिखण्डिभिः ॥३९॥

परस्पराक्षिसादृश्यमदूरोज्झितवर्त्मसु ।
मृगद्वन्द्वेषु पश्यन्तौ स्यन्दनाबद्धदृष्टिषु ॥४०॥

श्रेणीबन्धाद्वितन्वद्भिरस्तम्भां तोरणस्रजम् ।
सारसैः कलनिर्ह्रादैः क्वचिदुन्नमिताननौ ॥४१॥

पवनस्यानुकूलत्वात्प्रार्थनासिद्धिशंसिनः ।
रजोभिस्तुरगोत्कीर्णैरस्पृष्टालकवेष्टनौ ॥४२॥

सरसीष्वरविन्दानां वीचिविक्षोभशीतलम् ।
आमोदमुपजिघ्रन्तौ स्वनिःश्वासानुकारिणम् ॥४३॥

ग्रामेष्वात्मविसृष्टेषु यूपचिह्नेषु यज्वनाम् ।
अमोघाः प्रतिगृह्णन्तावर्घ्यानुपदमाशिषः ॥४४॥

हैयंगवीनमादाय घोषवृद्धानुपस्थितान् ।
नामधेयानि पृच्छन्तौ वन्यानां मार्गशाखिनाम् ॥४५॥

काप्यभिख्या तयोरासीद्व्रजतोः शुद्धवेषयोः ।
हिमनिर्मुक्तयोर्योगे चित्राचन्द्रमसोरिव ॥४६॥

तत्तद्भूमिपतिः पत्न्यै दर्शयन्प्रियदर्शनः ।
अपि लङ्घितमध्वानं बुबुधे न बुधोपमः ॥४७॥

પરાગ-રજ વેરંતા, વનરાજિ ઝુલાવતા
વાયુ સેવે સુખ-સ્પર્શે, સુગંધી રાળ-ગુંદથી. ૩૮

રથ-ચક્ર તણા ઘોષે ઊંચી ડોકે, મયૂરની
ષડ્જમાં બેવડી કેકા મધુરી, સુણતાં જતા. ૩૯

લગીર માર્ગથી આઘા મૃગ-જોડાંની આંખમાં
–રથે ચોટી-જુએ ઘાટ એકબીજાની આંખનો. ૪૦

ક્વચિત્ ઊંચે મુખે જોતા કૂજતાં સારસો તણી
હારો થકી રચાતાં કૈં સ્તમ્ભ-વ્હોણાં જ તોરણો. ૪૧

'વાંછા સિદ્ધ થશે' ક્‌હેતો વાયરો સવળો રહ્યે,
ઘોડે-ઊડી-રજોટી ના અડતી કેશ-પાઘને. ૪૨

સરનાં કમલો કેરી (તરંગો છલતાં) ઠરી,
સુગંધ સૂંઘતા જાતા ઉભે એ, નિજ શ્વાસ-શી. ૪૩

ઋત્વિજોને દીધાં દાને ગામોમાં (યૂપ-અંકિત)
સત્કારતા અને લેતા અમોઘ, શુભ આશિષો. ૪૪

તાજું ઘી લઈને આવ્યા, નેસથી વૃદ્ધ ગોપને
વનના મારગે ઊભાં વૃક્ષોનાં નામ પૂછતા. ૪૫

ઊજળાં વસ્ત્ર ધારેલા જતા શોભાભર્યા કંઈ;
શિયાળો વીતતાં, ચિત્રા સંગાથે ચન્દ્રમા સમા. ૪૬

આ તે દેખાડતો શોભા પત્નીને, બુધ-શો રૂડો
ભૂપ ના જાણતો, ક્યારે પંથ પૂરો થઈ ગયો. ૪૭

स दुष्प्रापयशाः प्रापदाश्रमं श्रान्तवाहनः ।
सायं संयमिनस्तस्य महर्षेर्महिषीसखः ॥४८॥

वनान्तरादुपावृत्तैः समित्कुशफलाहरैः ।
पूर्यमाणमदृश्याग्निप्रत्युद्यातैस्तपस्विभिः ॥४९॥

आकीर्णमृपिपत्नीनामुटजद्वाररोधिभिः ।
अपत्यैरिव नीवारभागधेयोचितैर्मृगैः ॥५०॥

सेकान्ते मुनिकन्याभिस्तत्क्षणोज्झितवृक्षकम् ।
विश्वासाय विहङ्गानामालवालाम्बुपायिनाम् ॥५१॥

आतपात्ययसंक्षिप्तनीवारासु निषादिभिः ।
मृगैर्वर्तितरोमन्थमुटजाङ्गनभूमिषु ॥५२॥

अभ्युत्थिताग्निपिशुनैरतिथीनाश्रमोन्मुखान् ।
पुनानं पवनोद्धूतैर्धूमैराहुतिगन्धिभिः ॥५३॥

अथ यन्तारमादिश्य धुर्यान्विश्रामयेति सः ।
तामवारोहयत्पत्नी रथादवततार च ॥५४॥

तस्मै सभ्याः सभार्याय गोप्त्रे गुप्ततमेन्द्रियाः ।
अर्हणामर्हते चक्रुर्मुनयो नयचक्षुषे ॥५५॥

विधेः सायंतनस्यान्ते स ददर्श तपोनिधिम् ।
अन्वासितमरुन्धत्या स्वाहयेव हविर्भुजम् ॥५६॥

तयोर्जगृहतुः पादान्राजा राज्ञी च मागधी ।
तौ गुरुर्गुरुपत्नी च प्रीत्या प्रतिननन्दतुः ॥५७॥

યશસ્વી, પટરાણીની સાથે થાકેલ વાહને,
સંધ્યાએ આશ્રમે પ્હોંચ્યો સંયમી એ મહર્ષિના. ૪૮

સમિત્, કુશ, ફળો લૈને દૂરથી આવતા, ઘણા
તપસ્વી આવકારાતા અદૃશ્યાગ્નિથી, આશ્રમે. ૪૯

નીવાર-ભાગ લેનારાં આડાં કુટિર-દ્વારમાં
ઋષિ-પત્ની તણાં જાણે સંતાનો-શાં મૃગો ખડાં. ૫૦

છોડે સિંચી ઘડો, તુર્ત ખસતી મુનિ-કન્યકા;
કે થાળે જળ પીનારાં પક્ષીઓ થાય નિર્ભય. ૫૧

બપોરા ઢળતાં, ભેળા કર્યા નીવારના ઢગે
બેસીને મૃગ વાગોળે કુટિનાં આંગણાં મહીં. ૫૨

હોમાગ્નિના હવિ થકી સુગંધી, વાયુ-ડોલતો
પવિત્ર કરતો ધૂમ એ આશ્રમ-અતિથિને. ૫૩

અને સારથિને આપ્યો આદેશ અશ્વ છોડવા:
ટેકો દૈ, રથથી પત્ની ઉતારી; પછી ઊતર્યો. ૫૪

સંયમી મુનિઓએ ત્યાં કર્યું સ્વાગત પ્રેમથી
રક્ષક, પૂજ્ય, શાસ્ત્રજ્ઞ રાજાને પટરાણીનું. ૫૫

સંધ્યાની વિધિને અન્તે દર્શ્યા એણે તપોનિધિ;
અરુંધતીની સંગાથે; સ્વાહાની સાથ અગ્નિ શા. ૫૬

રાજા ને માગધી રાણી એઓના પગમાં પડ્યાં:
ગુરુ ને ગુરુપત્નીએ પ્રીતે આપી શુભાશિષો. ૫૭

तमातिथ्यक्रियाशान्तरथक्षोभपरिश्रमम् ।
पप्रच्छ कुशलं राज्ये राज्याश्रममुनिं मुनिः ॥५८॥

अथाथर्वनिधेस्तस्य विजितारिपुरः पुरः ।
अर्थ्यामर्थपतिर्वाचमाददे वदतां वरः ॥५९॥

उपपन्नं ननु शिवं सप्तस्वङ्गेषु यस्य मे ।
दैवीनां मानुषीणां च प्रतिहर्ता त्वमापदाम् ॥६०॥

तव मन्त्रकृतो मन्त्रैर्दूरात्प्रशमितारिभिः ।
प्रत्यादिश्यन्त इव मे दृष्टलक्ष्यभिदः शराः ॥६१॥

हविरावर्जितं होतस्त्वया विधिवदग्निषु ।
वृष्टिर्भवति सस्यानामवग्रहविशोषिणाम् ॥६२॥

पुरुषायुषजीविन्यो निरातङ्का निरीतयः ।
यन्मदीयाः प्रजास्तस्य हेतुस्त्वद्ब्रह्मवर्चसम् ॥६३॥

त्वयैवं चिन्त्यमानस्य गुरुणा ब्रह्मयोनिना ।
सानुबन्धाः कथं न स्युः संपदो मे निरापदः ॥६४॥

किंतु वध्वां तवैतस्यामदृष्टसदृशप्रजम् ।
न मामवति सद्वीपा रत्नसूरपि मेदिनी ॥६५॥

नूनं मत्तः परं वंश्याः पिण्डविच्छेददर्शिनः ।
न प्रकामभुजः श्राद्धे स्वधासंग्रहतत्पराः ॥६६॥

मत्परं दुर्लभं मत्वा नूनमावर्जितं मया ।
पयः पूर्वैः स्वनिश्वासैः कवोष्णमुपभुज्यते ॥६७॥

આતિથ્યે ઊતર્યે થાક રથના આંચકા તણો,
મુનિ રાજ્યાશ્રમીને એ, પૂછે કુશળ રાજ્યનું. ૫૮

ને શત્રુ-શ્હેર જીતેલો, અથર્વનિધિની કને
અર્થવાળી વદે વાણી, રાજા વાણી-વિશારદ: ૫૯

'સાતે અંગો વિષે મારું ખરે, કલ્યાણ વર્તતું;
દૈવી ને માનુષી સર્વે આપદા જ્યાં હરો તમો. ૬૦

મન્ત્રદ્રષ્ટા, તમો મન્ત્રે જિતાતા શત્રુ દૂરથી;
પાસેનાં લક્ષ્ય વીંધતાં મિથ્યા-શા શર માહરાં. ૬૧

હોતા હે, વિધિથી હોમો અગ્નિમાં જે હવિ, તમો,
વર્ષાદ થઈ વર્ષે તે સૂકાતા પાકની પરે. ૬૨

પૂરા આયુષ્યવાળી ને ભય-વ્હોણી, ઇતિ-હિણી,
પ્રજા મારી તમારાથી, બ્રાહ્મ-તેજે ભર્યા ભર્યા, ૬૩

તમે જ મુજ ચિન્તામાં, બ્રહ્માના પુત્ર હે ગુરુ,
તો, પીડા-હીણ સંપત્તિ મારી, નિત્યે વધે ન કાં ? ૬૪

કિન્તુ, પુત્ર ન પામ્યો આ તમ પુત્રવધૂ થકી,
તેથી બેટે ભરી, રત્નો દેતી પૃથ્વી ય ના ગમે. ૬૫

ખરે, મારા પછી પિણ્ડ દેનારો કો' ન દેખતાં,
પિતૃઓ શ્રાદ્ધમાં અર્ધા ભૂખ્યા ર્‌હે, સંઘરે સ્વધા. ૬૬

ઊના નિસાસથી પીતાં મેં આપેલી જલાંજલિ,
દાઝતા હઇડે કે ના પાણી પાનાર હું પછી. ૬૭

सोऽहमिज्याविशुद्धात्मा प्रजालोपनिमीलितः ।
प्रकाशश्चाप्रकाशश्च लोकालोक इवाचलः ॥६८॥

लोकान्तरसुखं पुण्यं तपोदानसमुद्भवम् ।
सन्ततिः शुद्धवंश्या हि परत्रेह च शर्मणे ॥६९॥

तया हीनं विधातर्मां कथं पश्यन्न दूयसे ।
सिक्तं स्वयमिव स्नेहाद्वन्ध्यमाश्रमवृक्षकम् ॥७०॥

असह्यपीडं भगवन्नृणमन्त्यमवेहि मे ।
अरुन्तुदमिवालानमनिर्वाणस्य दन्तिनः ॥७१॥

तस्मान्मुच्ये यथा तात संविधातुं तथार्हसि ।
इक्ष्वाकूणां दुरापेऽर्थे त्वदधीना हि सिद्धयः ॥७२॥

इति विज्ञापितो राज्ञा ध्यानस्तिमितलोचनः ।
क्षणमात्रमृषिस्तस्थौ सुप्तमीन इव ह्रदः ॥७३॥

सोऽपश्यत्प्रणिधानेन संततेः स्तम्भकारणम् ।
भावितात्मा भुवो भर्तुरथैनं प्रत्यबोधयत् ॥७४॥

पुरा शक्रमुपस्थाय तवोर्वीं प्रति यास्यतः ।
आसीत्कल्पतरुच्छायामाश्रिता सुरभिः पथि ॥७५॥

धर्मलोपभयाद्राज्ञीमृतुस्नातामिमां स्मरन् ।
प्रदक्षिणक्रियार्हायां तस्यां त्वं साधु नाचरः ॥७६॥

अवजानासि मां यस्मादतस्ते न भविष्यति ।
मत्प्रसूतिमनाराध्य प्रजेति त्वां शशाप सा ॥७७॥

એ હું, ચંદ્રોથી ઓજસ્વી; કરમાયેલો પ્રજા વિના;
તેજ-અંધારવાળા જ લોકાલોક ગિરિ સમો. ૬૮

તપોદાને થતું પુણ્ય પરલોકે સુખી કરે:
બન્ને લોકે દિયે શાન્તિ સંતતિ શુદ્ધ વંશની. ૬૯

સ્રષ્ટા, દુઃખી થતા ના કાં, એ વિનાનો મને લહી;
પોતે સ્નેહે સિંચ્યું જેમ વાંઝિયું તરુ, આશ્રમે? ૭૦

પ્રભુ, જાણો; પિતૃ-ઋણ હુંથી વેઠાય ના, યથા
ન ન્હાતા હાથીનાં મર્મો ભેદે બન્ધન-થાંભલો. ૭૧

તો પિતૃ-ઋણથી મુક્ત થાઉં, તેવું કરો પિતા,
ઇક્ષ્વાકુની જરૂરતો કઠીન પૂરતા તમો.' ૭૨

નૃપે વીનવતાં, ધ્યાને મીંચીને લોચનો, ઋષિ
ક્ષણ સ્થિર રહ્યા; જાણે પોઢયાં મીનભર્યું સર. ૭૩

એકાગ્ર ચિત્તથી જોયું વન્ધ્યતા તણું કારણ;
ને શુદ્ધ હૃદયે પૃથ્વી-પતિને એ જણાવિયું: ૭૪

"અગાઉ ઇન્દ્રને સેવી, વળતો તું ધરા ભણી:
ત્યારે કલ્પતરુ-છાયે માર્ગમાં સુરભી હતી. ૭૫

ધર્મ લોપાય એ બીકે આ ઋતુ-સ્નાતને સ્મરી,
પ્રદક્ષિણાદિ સન્માન યોગ્ય એનું કર્યું નહીં. ૭૬

'મને અવગણે તું, તો પૂજ્યા વિણ મુજ પ્રજા,
તને પ્રજા નહીં થાશે'; એવો શાપ તને દીધો. ૭૭

शापो न त्वया राजन्न च सारथिना श्रुतः ।
नदत्याकाशगङ्गायाः स्रोतस्युद्दामदिग्गजे ॥७८॥

ईप्सितं तदवज्ञानाद्विद्धि सार्गलमात्मनः ।
प्रतिबध्नाति हि श्रेयः पूज्यपूजाव्यतिक्रमः ॥७९॥

हविषे दीर्घसत्रस्य सा चेदानीं प्रचेतसः ।
भुजङ्गपिहितद्वार पातालमधितिष्ठति ॥८०॥

सुता तदीयां सुरभेः कृत्वा प्रतिनिधिं शुचिः ।
आराधय सपत्नीकः प्रीता कामदुघा हि सा ॥८१॥

इतिवादिन एवास्य होतुराहुतिसाधनम् ।
अनिन्द्या नन्दिनी नाम धेनुराववृते वनात् ॥८२॥

ललाटोदयमाभुग्नं पल्लवस्निग्धपाटला ।
बिभ्रती श्वेतरोमाङ्कं सन्ध्येव शशिनं नवम् ॥८३॥

भुव कोष्णेन कुण्डोध्नी मेध्येनावभृथादपि ।
प्रस्नवेनाभिवर्षन्ती वत्सालोकप्रवर्तिना ॥८४॥

रजःकणैः खुरोद्धूतैः स्पृशद्भिर्गात्रमन्तिकात् ।
तीर्थाभिषेकजां शुद्धिमादधाना महीक्षितः ॥८५॥

तां पुण्यदर्शनां दृष्ट्वा निमित्तज्ञस्तपोनिधिः ।
याज्यमाशंसितावन्ध्यप्रार्थनं पुनरब्रवीत् ॥८६॥

अदूरवर्तिनीं सिद्धिं राजन्विगणयात्मनः ।
उपस्थितेयं कल्याणी नाम्नि कीर्तित एव यत् ॥८७॥

રાજા, શાપ સુણ્યો ના આ, તેં કે સારથિએ તુજ;
વ્હેણે આકાશગંગાનાં ગાજતા મત્ત દિગ્ગજે. ૭૮

એને અવગણ્યે તારી વાંછા રોકાઈ છે રહી:
પૂજ્યને નહિ પૂજ્યાથી, શ્રેયો સૌ અટકી જતાં. ૭૯

દીર્ઘ યજ્ઞે હવિ માટે પ્રચેતાની કને હવાં
વસે પાતાલમાં એ, જ્યાં દ્વારે આડા ભુજંગમો. ૮૦

એ સુરભિની પુત્રીને કરી પ્રતિનિધિ, શુચિ
સેવી લે, પત્નીની સાથે; રાજી એ, માગ્યું આપશે!" ૮૧

આમ એ વદતા ત્યાં તો હોતાનું હવિ-સાધન
અનિન્દ્યા નન્દિની નામે ધેનુ આવી અરણ્યથી. ૮૨

લાલ-કૂંપળ શી સ્નિગ્ધ, લલાટે રેખ ધારતી
વાંકી, ધોળી રુંવાટીની, બીજને જેમ સન્ધિકા. ૮૩

વાછરુ નીરખ્યા ભેળી અવભૃથથી યે શુચિ
હૂંફાળું દૂધ ભૂ માથે વર્ષતી આઉથી ભર્યા. ૮૪

ખરી-ઊડી-રજે ગાત્રો પડખેથી નવાડતી,
ભૂપની કરતી શુદ્ધિ જેવી તીર્થ તણાં જળે. ૮૫

એ શુચિ ગાયને જોઈ શકુનજ્ઞ, તપોનિધિ,
સાચા સંકલ્પી, એ પૂજ્ય, રાજા પ્રતિ વદે ફરી: ૮૬

"ન આઘી જાણજે સિદ્ધિ મનોરથની, રાજવી,
કાં કે કલ્યાણી આ આવી, લેતાં વેંત જ નામને. ૮૭

वन्यवृत्तिरिमां शश्वदात्मानुगमनेन गाम् ।
विद्यामभ्यसनेनेव प्रसादयितुमर्हसि ॥८८॥

प्रस्थितायां प्रतिष्टेथाः स्थितायां स्थितिमाचरेः ।
निषण्णायां निषीदास्यां पीताम्भसि पिबेरपः ॥८९॥

वधूर्भक्तिमती चैनामर्चितामा तपोवनात् ।
प्रयता प्रातरन्वेतु सायं प्रत्युद्व्रजेदपि ॥९०॥

इत्या प्रसादादस्यास्त्व परिचर्यापरो भव ।
अविघ्नमस्तु ते स्थेयाः पितेव धुरि पुत्रिणाम् ॥९१॥

तथेति प्रतिजग्राह प्रीतिमान्सपरिग्रहः ।
आदेशं देशकालज्ञः शिष्यः शासितुरानतः ॥९२॥

अथ प्रदोष दोषज्ञः संवेशाय विशांपतिम् ।
सूनुः सूनृतवाक्स्रष्टुर्विससर्जोदितश्रियम् ॥९३॥

सत्यामपि तपःसिद्धौ नियमापेक्षया मुनिः ।
कल्पवित्कल्पयामास वन्यामेवास्य संविधाम् ॥९४॥

निर्दिष्टां कुलपतिना स पर्णशाला-
मध्यास्य प्रयतपरिग्रहद्वितीयः ।
तच्छिष्याध्ययननिवेदितावसाना
संविष्टः कुशशयने निशां निनाय ॥९५॥

પગલે પગલે ચાલી, નિત્યે વનફ્લો જમી,
અભ્યાસે જેમ વિદ્યાને, –આને કર પ્રસન્ન તું. ૮૮

ચાલે તો ચાલજે, ઊભી રહે તો ઊભજે જ તું;
બેસે તો બેસજે; પીજે પાણી એણે પીધા પછી. ૮૯

પ્રભાતે ગાયને પૂજી, વળોટાવવી રાણીએ;
ને સાંજે ભક્તિથી લેવા જાવું સીમ લગી વળી. ૯૦

શુશ્રૂષા કર તું આમ, એ પ્રસન્ન થતાં લગી:
ન હો વિઘ્ન તને: પામ સત્પુત્ર તુજ તાત-શો." ૯૧

'ભલે' કહી, ગ્રહ્યો પ્રીતે એ આદેશ ગુરુ તણો,
પત્નીની સાથમાં શિષ્યે, પારખુ દેશકાલના.' ૯૨

પછી સૂવા રજા દીધી રાત્રે શ્રીમદ્ નૃપેન્દ્રને,
બ્રહ્માજીના સુતે જ્ઞાની, સત્ય ને પ્રિય બોલતા. ૯૩

તપની સિદ્ધિઓ પાસે; તો'યે સાદું જ સ્વાગત
કરે મુનિ વ્રતાર્થે ત્યાં, વ્રતની જાણકારીએ. ૯૪

દેખાડી કુલપતિએ કુટી મહીં ત્યાં
રાણી ને નરપતિએ નિવાસ કીધો :
શિષ્યોના ધ્વનિ થકી વેદપાઠ કેરા
જાગ્યા એ, કુશ-શયને નિશા વિતાવી. ૯૫

## द्वितीयः सर्गः ।

अथ प्रजानामधिपः प्रभाते
जायाप्रतिग्राहितगन्धमाल्याम् ।
वनाय पीतप्रतिबद्धवत्सा
यशोधनो धेनुमृषेर्मुमोच ॥१॥

तस्याः खुरन्यासपवित्रपांसु
मपांसुलाना धुरि कीर्तनीया ।
मार्गं मनुष्येश्वरधर्मपत्नी
श्रुतेरिवार्थं स्मृतिरन्वगच्छत् ॥२॥

निवर्त्य राजा दयितां दयालु-
स्तां सौरभेयीं सुरभिर्यशोभिः ।
पयोधरीभूतचतुः समुद्रां
जुगोप गोरूपधरामिवोर्वीम् ॥३॥

व्रताय तेनानुचरेण धेनो-
र्न्यषेधि शेषोऽप्यनुयायिवर्गः ।
न चान्यतस्तस्य शरीररक्षा
स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः ॥४॥

## સર્ગ બીજો

પછી પ્રજાના અધિપે પ્રભાતે
–સુગંધથી, માળથી અર્ચી રાણીએ
બાંધ્યું ખીલાએ ધવરાવી વાછરુ–
વને જવાને ઋષિ-ધેનુ છોડી. ૧

એની ખરીથી શુચિ ધૂળમાં પથે,
પતિવ્રતામાં વખણાતી પ્હેલી,
નરેન્દ્ર કેરી પળી ધર્મપત્ની,
સ્મૃતિ યથૈવ શ્રુતિના પદે પદે. ૨

રાણી વળાવી; યશ-સૌરભાળ એ
દયાળુ રક્ષે સુરભિની પુત્રીને:
શું ચાર સિન્ધુ સમ ચાર આંચળે,
ધેનુ તણું રૂપ ધર્યું ધરાએ! ૩

વ્રતાર્થ એણે અનુયાયિ શેષ યે
નિષેધિયા પાછળ આવવાને:
રક્ષા ન બીજા થકી, જાત રક્ષવા
સમર્થ પોતે મનુ કેરી સંતતિ. ૪

आस्वादवद्भिः कवलैस्तृणानां
कण्डूयनैर्दंशनिवारणैश्च ।
अव्याहतैः स्वैरगतैः स तस्याः
सम्राट् समाराधनतत्परोऽभूत् ॥५॥

स्थितः स्थितामुच्चलितः प्रयातां-
निषेदुषीमासनबन्धधीरः ।
जलाभिलाषी जलमाददानां
छायेव तां भूपतिरन्वगच्छत् ॥६॥

स न्यस्तचिह्नामपि राजलक्ष्मीं
तेजोविशेषानुमितां दधानः ।
आसीदनाविष्कृतदानराजि-
रन्तर्मदावस्थ इव द्विपेन्द्रः ॥७॥

लताप्रतानोद्ग्रथितैः स केशै-
रधिज्यधन्वा विचचार दावम् ।
रक्षापदेशान्मुनिहोमधेनो-
र्वन्यान्विनेष्यन्निव दुष्टसत्त्वान् ॥८॥

विसृष्टपार्श्वानुचरस्य तस्य
पार्श्वद्रुमाः पाशभृता समस्य ।
उदीरयामासुरिवोन्मदाना-
मालोकशब्दं वयसां विरावैः ॥९॥

લીલોતરીના દઈ કોળિયા મીઠા,
ખંજોળીને, ડાંસ ઉડાડી દૈને,
ટોકયા વિના કૈં, ભમવા દઈને,
સમ્રાટ સેવે બહુ કાળજીથી. ૫

ઊભે ઊભ્યે; ચાલત ચાલતાં તે;
ને બેસતાં, આસન ધીર વાળે;
એ પાણી પીએ પછી પાણી ઇચ્છતો:
છાયા સરીખો નૃપ ગાય વાંસે. ૬

ચિહ્નને તજી, તો પણ રાજ-લક્ષ્મી
વિશિષ્ટ તેજે પરખાય એની:
દેખાય ના કૈં મદ-રેખ એવા
ગજેન્દ્ર શો, ભીતરમાં મદે ભર્યો. ૭

બાંધી જટા તન્તુ થકી લતાના,
ધનુ ચડાવી, વિચરે વને એ;
રક્ષા-નિમિત્તે મુનિ-હોમ ધેનુના
શું દંડવા દોષિત પ્રાણીઓને. ૮

—છોડેલ જેણે સહુ પાસવાનો—
બે બાજુનાં વૃક્ષ, વરુણ-શા એ
નૃપાળનો શું જયકાર ઉચ્ચરે
ઊંચા સ્વરે, મત્ત વિહંગ કંઠથી! ૯

मरुत्प्रयुक्ताश्च मरुत्सखाभं
तमर्च्यमारादभिवर्तमानम् ।
अवाकिरन्बाललताः प्रसूनै
राचारलाजैरिव पौरकन्याः ॥१०॥

धनुर्भृतोऽप्यस्य दयार्द्रभाव-
माख्यातमन्तः करणैर्विशङ्कैः ।
विलोकयन्त्यो वपुरापुरक्ष्णां
प्रकामविस्तार फलं हरिण्यः ॥११॥

स कीचकैर्मारुतपूर्णरन्ध्रैः
कूजद्भिरापादितवंशकृत्यम् ।
शुश्राव कुञ्जेषु यशः स्वमुच्चै-
रुद्गीयमानं वनदेवताभिः ॥१२॥

पृक्तस्तुषारैर्गिरिनिर्झराणा-
मनोकहाकम्पितपुष्पगन्धी ।
तमातपक्लान्तमनातपत्र-
माचारपूतं पवनः सिषेवे ॥१३॥

शशाम वृष्ट्यापि विना दवाग्नि-
रासीद्विशेषा फलपुष्पवृद्धिः ।
ऊनं न सत्त्वेष्वधिको बबाधे
तस्मिन्वनं गोप्तरि गाहमाने ॥१४॥

વાયુ-સખા રાજવીને નજીકની,
વાએ હલાવી કુમળી લતાઓ
પૂજે છ પુષ્પો થકી (પૂજ્યને) યથા
વર્ષંતી લાજા પુર-કન્યકાઓ. ૧૦

ધનુ ધર્યું, તો'ય દયાળુ હૈયું
દર્શાવનારો નૃપ-દેહ ન્યાળતાં,
અ-શંક અંતઃકરણે મૃગીઓ
પામે વિશાળાં નયનો તણું ફળ. ૧૧

છિદ્રે ભર્યાં વાયુથી વંશ-કાર્યે
કૂજંત વાંસે, વનદેવતાએ
ગાયેલ ઊંચા સ્વરથી નિકુંજો
વિષે સ્વ-કીર્તિ સુણતો નૃપેન્દ્ર. ૧૨

ઝરણાં તણી ઝીણી-ઝકોર-શીળી,
વૃક્ષે ઝુલંતાં કુસુમે સુગન્ધી,
તાપે તપ્યા છત્ર-વિહીન એ શુચિ
નૃપાળને વાયુ-લહેર ઠારતી. ૧૩

ઠરી ગયો વૃષ્ટિ વિના દવાગ્નિઃ
વિશેષ ઊગ્યાં ફળ-ફૂલ ત્યાં તોઃ
ને નિર્બળોને બળિયાં ન પીડે;
પ્રવેશતાં રક્ષક ભૂપ એ વને. ૧૪

संचारपूतानि दिगन्तराणि
कृत्वा दिनान्ते निलयाय गन्तुम् ।
प्रचक्रमे पल्लवरागताम्रा
प्रभा पतङ्गस्य मुनेश्च धेनुः ॥१५॥

ता देवतापित्रतिथिक्रियार्था-
मन्वग्ययौ मध्यमलोकपालः ।
बभौ च सा तेन सतां मतेन
श्रद्धेव साक्षाद्विधिनोपपन्ना ॥१६॥

स पल्वलोत्तीर्णवराहयूथा-
न्यावासवृक्षोन्मुखबर्हिणानि ।
ययौ मृगाध्यासितशाद्वलानि
श्यामायमानानि वनानि पश्यन् ॥१७॥

आपीनभारोद्वहनप्रयत्नाद्
गृष्टिर्गुरुत्वाद्वपुषो नरेन्द्रः ।
उभावलंचक्रतुरञ्चिताभ्या
तपोवनावृत्तिपथं गताभ्याम् ॥१८॥

वसिष्ठधेनोरनुयायिनं त-
मावर्तमान वनिता वनान्तात् ।
पपौ निमेषालसपक्ष्मपङ्क्ति-
रुपोषिताभ्यामिव लोचनाभ्याम् ॥१९॥

ઘૂમી, કરી શુદ્ધ દિશાવકાશને,
સંધ્યા સમે ઘેર જવા વળી રહ્યા,
રતૂમડી કૂંપળ-શી મુનિની
ધેનુ અને તામ્ર પ્રભા ય સૂર્યની. ૧૫

યજ્ઞાદિ કાર્યે ઉપયોગી ધેનુને
અનુસરે મધ્યમ લોકપાલ એ:
એ શોભતી સજ્જન-માન્ય ભૂપથી;
શ્રદ્ધા શું સાક્ષાત્ વિધિ કેરી સંગે. ૧૬

ખાબોચિયેથી ઊઠતા વરાહે;
રહેવાસ-વૃક્ષે વળતા મયૂરે;
લીલોતરી માંહિં ઢળ્યા મૃગોએ;
વનો થતાં શ્યામળ ન્યાળતો જતો. ૧૭

ભારે ડીલે ભૂપ; પહેલવેતરી,
બેળે, ભર્યાં આઉ ઉપાડતી ગૌ;
શોભાવતા બેઉ રૂપાળી ચાલથી,
તપોવનેથી વળનાર કેડીને. ૧૮

પાછાં વળંતાં વનથી વસિષ્ઠની
ધેનુ તણા એ અનુયાયિને ત્યાં
સુદક્ષિણા પી રહી લોચનોથી
તૃષાભરેલાં, અનિમેષ પાંપણે. ૧૯

पुरस्कृता वर्त्मनि पार्थिवेन
प्रत्युद्गता पार्थिवधर्मपत्न्या ।
तदन्तरे सा विरराज धेनु-
र्दिनक्षपामध्यगतेव संध्या ॥२०॥

प्रदक्षिणीकृत्य पयस्विनी तां
सुदक्षिणा साक्षतपात्रहस्ता ।
प्रणम्य चानर्च विशालमस्याः
शृङ्गान्तर द्वारमिवार्थसिद्धेः ॥२१॥

वत्सोत्सुकापि स्तिमिता सपर्यां
प्रत्यग्रहीत्सेति ननन्दतुस्तौ ।
भक्त्योपपन्नेषु हि तद्विधाना
प्रसादचिह्नानि पुरःफलानि ॥२२॥

गुरोः सदारस्य निपीड्य पादौ
समाप्य साध्य च विधि दिलीपः ।
दोहावसाने पुनरेव दोग्ध्रीं
भेजे भुजोच्छिन्नरिपुर्निषण्णाम् ॥२३॥

तामन्तिकन्यस्तबलिप्रदीपा-
मन्वास्य गोप्ता गृहिणीसहायः ।
क्रमेण सुप्तामनु संविवेश
सुप्तोत्थितां प्रातरनूदतिष्ठत् ॥२४॥

રાખી નૃપે મારગ માંહિં મોખરે;
ને સમ્મુખે રાણીથી આવકારી;
એ બેઉ વચ્ચે રહી ધેનુ શોભી;
યથૈવ સંધ્યા દિન-રાત વચ્ચે. ૨૦

હવે ભરેલીની કરી પ્રદક્ષિણા,
કંકાવટી લૈ, પ્રણમી સુદક્ષિણા:
લલાટ એનું સુવિશાળ પૂજ્યું;
શૃંગો વચે દ્વાર શું કાર્ય-સિદ્ધિનું. ૨૧

ઉતાવળી, વાછરુએ; છતાં હલ્યા
વિના ગ્રહ્યે પૂજન, રાજી દમ્પતી:
આવાંની ભક્તો પરની પ્રસન્નતા
નજીકમાં કાર્યની સિદ્ધિ સૂચવે. ૨૨

ગુરુ-ગુરુપત્ની તણા પગો પૂજી,
સંધ્યા-વિધિ પૂરી કરી દિલીપે:
દ્હોવાઈ, બેઠી સુરભિ તણી ફરી
સેવા કરે શત્રુ-ઉખેડનાર એ. ૨૩

પાસે ધરીને બલિ, દીપ, રક્ષક
નૃપાળ બેઠો ગૃહિણીની સાથે:
એ સૂઈ, તે કેડ જ ભૂપ સૂતો:
ઊઠી સવારે ન, ત્યહિં ઊભો ખડો. ૨૪

इत्थं व्रतं धारयतः प्रजार्थं
समं महिष्या महनीयकीर्तेः ।
सप्त व्यतीयुस्त्रिगुणानि तस्य
दिनानि दीनोद्धरणोचितस्य ॥२५॥

अन्येद्युरात्मानुचरस्य भावं
जिज्ञासमाना मुनिहोमधेनुः ।
गङ्गाप्रपातान्तविरूढशष्पं
गौरीगुरोर्गह्वरमाविवेश ॥२६॥

सा दुष्प्रधर्षा मनसापि हिंस्रै-
रित्यद्रिशोभाप्रहितेक्षणेन ।
अलक्षिताभ्युत्पतनो नृपेण
प्रसह्य सिंहः किल तां चकर्ष ॥२७॥

तदीयमाक्रन्दितमार्तसाधो-
र्गुहानिबद्धप्रतिशब्ददीर्घम् ।
रश्मिष्विवादाय नगेन्द्रसक्तां
निवर्तयामास नृपस्य दृष्टिम् ॥२८॥

स पाटलायां गवि तस्थिवांसं
धनुर्धरः केसरिणं ददर्श ।
अधित्यकायामिव धातुमय्यां
लोध्रद्रुमं सानुमतः प्रफुल्लम् ॥२९॥

પ્રજાર્થ આવું વ્રત ધારનારા,
દીનો તણું દૈન્ય ઉડાડનારા
યશસ્વી કેરા, પટરાણી સાથે,
વીતી ગયા છે દિન એકવીસ. ૨૫

બીજે દિ' ભક્તિ અનુયાયિ કેરી
પરીક્ષવાને મુનિ કેરી ધેનુ
ગંગાતટે ઊગી લીલોતરી-ભરી
ગુફા મહીં પેઠી હિમાદ્રિ કેરી. ૨૬

'અડી શકે ના મનથીય આને
વ્યાઘ્રાદિ,' ધારી, નૃપ અદ્રિ-શોભા
જ્યાં નીરખે, ત્યાં જ અ-દીઠ ત્રાટક્યા
કો સિંહ વેગે મુનિ-ધેનુ માથે. ૨૭

પીડે મહા ભાંભરડા તણા હા,
લાંબા પડંતા પડઘે ગુફામાં,
અદ્રિ મહીં ચોંટી નૃપેન્દ્ર-દૃષ્ટિને
ખેંચી લીધી પાછી શું, બાંધી રાશથી! ૨૮

ને રાતડી ગાય પરે પડેલા
એ કેસરીને નીરખ્યો ધનુર્ધરે;
પહાડમાં ગેરુની ઊંચી ભૂમિ-પે
ખડું યથા વૃક્ષ પ્રફુલ્લ લોધ્રનું ૨૯

ततो मृगेन्द्रस्य मृगेन्द्रगामी
वधाय वध्यस्य शरं शरण्यः ।
जाताभिषङ्गो नृपतिर्निषङ्गा-
दुद्धर्तुमैच्छत्प्रसभोद्धृतारिः ॥३०॥

वामेतरस्तस्य करः प्रहर्तु-
र्नखप्रभाभूषितकङ्कपत्रे ।
सक्ताङ्गुलिः सायकपुङ्ख एव
चित्रार्पितारम्भ इवावतस्थे ॥३१॥

बाहुप्रतिष्टम्भविवृद्धमन्यु-
रभ्यर्णमागस्कृतमस्पृशद्भिः ।
राजा स्वतेजोभिरदह्यतान्त-
र्भोगीव मन्त्रौषधिरुद्धवीर्यः ॥३२॥

तमार्यगृह्यं निगृहीतधेनु-
र्मनुष्यवाचा मनुवंशकेतुम् ।
विस्माययन्विस्मितमात्मवृत्तौ
सिंहोरुसत्त्वं निजगाद सिंहः ॥३३॥

अलं महीपाल! तव श्रमेण
प्रयुक्तमप्यस्त्रमितो वृथा स्यात् ।
न पादपोन्मूलनशक्ति रंहः
शिलोच्चये मूर्च्छति मारुतस्य ॥३४॥

મહા બલે શત્રુ ઉખેડનારો,
દુઃખીનું શરણું, સિંહ-ચાલવાળો
એ કેસરી વધ્ય તણા વધાર્થે,
ભાથાં મહીંથી શર ખેંચવા જતો. ૩૦

ચોંટી ગઈ દક્ષિણ-બાહુ-અંગુલી
ત્યાં કંકપત્રી શર કેરી પૂંખે,
શોભે ઘણેરી, નખની પ્રભાથી:
ને સ્તબ્ધ ઊભો નૃપ, ચિત્ર જેવો! ૩૧

શરે જડાતાં કર, ક્રોધ વાધતાં,
નજીક ઊભા અપરાધીને ય ના
દંડી શકાતાં, જલતો સ્વ-તેજથી;–
બાંધ્યો મહા નાગ શું મન્ત્ર-ઔષધે! ૩૨

આવી સ્થિતિથી નિજ, વિસ્મયે ભર્યો,
એ સિંહ જેવા, મનુવંશી શ્રેષ્ઠ
નૃપ પ્રતિ, ગાય પરે પડેલો,
મનુષ્યની વાણીથી સિંહ બોલ્યો: ૩૩

'ર્હેવા જ દે ભૂપ, હવે પરિશ્રમ:
છોડેલ યે અસ્ત્ર નકામું જાત હ્યાં:
જે મૂળમાંથી તરુઓ ઉખેડે,
એ વાયુનો નિષ્ફળ વેગ પર્વતે. ૩૪

कैलासगौर वृषमारुरुक्षोः
पादार्पणानुग्रहपूतपृष्ठम् ।
अवेहि मां किंकरमष्टमूर्तेः
कुम्भोदरं नाम निकुम्भमित्रम् ॥३५॥

अमुं पुरः पश्यसि देवदारुं
पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।
यो हेमकुम्भस्तननिःसृतानां
स्कन्दस्य मातुः पयसां रसज्ञः ॥३६॥

कण्डूयमानेन कटं कदाचि-
द्वन्यद्विपेनोन्मथिता त्वगस्य ।
अथैनमद्रेस्तनया शुशोच
सेनान्यमालीढमिवासुरास्त्रैः ॥३७॥

तदाप्रभृत्येव वनद्विपानां
त्रासार्थमस्मिन्नहमद्रिकुक्षौ ।
व्यापारितः शूलभृता विधाय
सिंहत्वमङ्कागतसत्त्ववृत्ति ॥३८॥

तस्यालमेषा क्षुधितस्य तृप्त्यै
प्रदिष्टकाला परमेश्वरेण ।
उपस्थिता शोणितपारणा मे
सुरद्विषश्चान्द्रमसी सुधेव ॥३९॥

કૈલાસ-ગૌર વૃષ-પે ચડંતાં,
સોપાનરૂપે કરતા મને શુચિ,
શંભુ તણો સેવક; ને નિકુમ્ભનો
હું મિત્ર, કુમ્ભોદર, ઓળખી લે. ૩૫

આ નીરખે સમ્મુખ દેવદારુ:
લીધો છ ખોળે વૃષભધ્વજે એ:
એ સ્કન્દની માત તણાં સુવર્ણ-
કુમ્ભ-સ્તનોનું પય માણનારો. ૩૬

ઘસ્યાથી ગંડસ્થળ, જંગલી ગજે;
છોલાઈ એની ગઈ છાલ એક દિ':
તેથી ઘણો શોક થયો ઉમાને;–
શું સ્કન્ધ વીંધાયલ દાનવાસ્ત્રથી! ૩૭

ને તે ક્ષણે જંગલના ગજોને
ડરાવવા, આ ગિરિની ગુફામાં
શિવે મને સિંહ બનાવી સ્થાપ્યો:
નજીક આવ્યા પશુએ નભું હું. ૩૮

તો મોકલેલી પરમેશ્વરે મને
ખરા સમે, શોણિત-પારણાએ
આ ગાય થાશે બસ, ભૂખ ઠારવા;
છે રાહુ માટે જ્યમ ચન્દ્રની સુધા. ૩૯

स त्व निवर्तस्व विहाय लज्जा
गुरोर्भवान्दर्शितशिष्यभक्तिः ।
शस्त्रेण रक्ष्यं यदशक्यरक्षं
न तद्यशः शस्त्रभृता क्षिणोति ॥४०॥

इति प्रगल्भं पुरुषाधिराजो
मृगाधिराजस्य वचो निशम्य ।
प्रत्याहतास्त्रो गिरिशप्रभावा-
दात्मन्यवज्ञा शिथिलीचकार ॥४१॥

प्रत्यब्रवीच्चैनमिषुप्रयोगे
तत्पूर्वभङ्गे वितथप्रयत्नः ।
जडीकृतस्त्र्यम्बकवीक्षणेन
वज्रं मुमुक्षन्निव वज्रपाणिः ॥४२॥

संरुद्धचेष्टस्य मृगेन्द्र ! कामं
हास्य वचस्तद्यदहं विवक्षु ।
अन्तर्गतं प्राणभृता हि वेद
सर्वं भवान्भावमतोऽभिधास्ये ॥४३॥

मान्य स मे स्थावरजंगमाना
सर्गस्थितिप्रत्यवहारहेतु ।
गुरोरपीदं धनमाहिताग्ने-
र्नश्यत्पुरस्तादनुपेक्षणीयम् ॥४४॥

લજ્જા વિના તો વળી જા તું પાછો :
તેં દાખવી છે ગુરુભક્તિ પૂરી.
શસ્ત્ર રખાયે ન, ન તે રખાતાં,
ઘટે નહીં કૈં યશ શસ્ત્રધારીનો !' ૪૦

આવી સુણી ગૌરવભેર વાણી,
મૃગાધિરાજાની નરાધિરાજે,
શંભુ-પ્રભાવે પડ્યું અસ્ત્ર પાછું,
જાણી, ઘટાડી નિજ-પે અવજ્ઞા. ૪૧

ને આપતો ઉત્તર, – પ્હેલી વેળા
થયેલ જે નિષ્ફળ, બાણ છોડતાં;–
શંભુ તણી દૃષ્ટિ થકી સુરેન્દ્ર
ગયો જડાઈ જ્યમ વજ્ર છોડતાં : ૪૨

'મૃગેન્દ્ર, હાવાં જકડાયેલો હું
જે બોલવા ચાહું છું, હાસ્યપાત્ર એ :
કહીશ તો યે તુજને હું, કાં કે
તું જાણતો અંતર સર્વ જીવનાં. ૪૩

છે માન્ય એ; સ્થાવર-જંગમોની
ઉત્પત્તિ જેથી, સ્થિતિ ને વિનાશ :
જોતું ય જાતું નહિ આંખ સામે
હણાઈ જાતું ગુરુનું ય, આ ધન. ૪૪

स त्वं मदीयेन शरीरवृत्तिं
देहेन निर्वर्तयितुं प्रसीद ।
दिनावसानोत्सुकबालवत्सा
विसृज्यतां धेनुरियं महर्षेः ॥४५॥

अथान्धकारं गिरिगह्वराणां
दंष्ट्रामयूखैः शकलानि कुर्वन् ।
भूयः स भूतेश्वरपार्श्ववर्ती
किंचिद्विहस्यार्थपतिं बभाषे ॥४६॥

एकातपत्रं जगतः प्रभुत्वं
नवं वयः कान्तमिदं वपुश्च ।
अल्पस्य हेतोर्बहु हातुमिच्छ-
न्विचारमूढः प्रतिभासि मे त्वम् ॥४७॥

भूतानुकम्पा तव चेदियं गौ-
रेका भवेत्स्वस्तिमती त्वदन्ते ।
जीवन्पुनः शश्वदुपप्लवेभ्यः
प्रजाः प्रजानाथ ! पितेव पासि ॥४८॥

अथैकधेनोरपराधचण्डा-
द्गुरोः कृशानुप्रतिमाद्बिभेषि ।
शक्योऽस्य मन्युर्भवता विनेतुं
गाः कोटिशः स्पर्शयता घटोध्नीः ॥४९॥

તો દેહ મારા થકી દેહ તારો
નિભાવી લે, તું મુજ-પે કૃપા કરી:
ને, છોડી દે આ મુનિ કેરી ધેનુ;
સંધ્યા ઢળ્યે, વાછરું ત્યાં ઉતાવળું!" ૪૫

દાઢો તણાં ત્યાં કિરણે, ગુફાના
અંધાર કેરા કકડા કરંતો,
એ પાસવાન પ્રભુનો, ફરીથી,
જરી હસીને નૃપને કહેતો: ૪૬

'આ એક-છત્રે પૃથિવીનું રાજ્ય;
તાજી જુવાની ય, રૂપાળી કાયા;
થોડાક માટે બહુ છોડવા ચહે:
દીસે મને મૂઢ, વિવેકહીન તું. ૪૭

જો જીવ પ્રત્યે કરુણા-શરીર દે,
શકે બચાવી, બસ એક ગાય આ:
ને જીવતાં, તાત સમો વિપત્તિથી
રક્ષીશ સૌને, વરસો ઘણાં લગી. ૪૮

ને, જો ડરે એક જ ગાયવાળા
ક્રોધી ગુરુ અગ્નિ સમાનથી તું;
એ ક્રોધ ઠારી શકતો, કરોડ કૈં
આપી દઈ ગાય, ભરાઉ આઉએ. ૪૯

तद्रक्ष कल्याणपरम्पराणां
भोक्तारमूर्जस्वलमात्मदेहम् ।
महीतलस्पर्शनमात्रभिन्न-
मृद्धं हि राज्य पदमैन्द्रमाहुः ॥५०॥

एतावदुक्त्वा विरते मृगेन्द्रे
प्रतिस्वनेनास्य गुहागतेन ।
शिलोच्चयोऽपि क्षितिपालमुच्चैः
प्रीत्या तमेवार्थमभाषतेव ॥५१॥

निशम्य देवानुचरस्य वाचं
मनुष्यदेवः पुनरप्युवाच ।
धेन्वा तदध्यासितकातराक्ष्या
निरीक्ष्यमाणः सुतरां दयालुः ॥५२॥

क्षतात्किल त्रायत इत्युदग्रः
क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।
राज्येन किं तद्विपरीतवृत्तेः
प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥५३॥

कथं नु शक्योऽनुनयो महर्षे-
र्विश्राणनाच्चान्यपयस्विनीनाम् ।
इमामनूनां सुरभेरवेहि
रुद्रौजसा तु प्रहृतं त्वयाऽस्याम् ॥५४॥

તો રક્ષ, કલ્યાણ-પરંપરાના
ઓજસ્વી ભોક્તા તુજ દેહને આ :
ને ભૂ પરે એટલું જુદું, સ્વર્ગથી,
સામ્રાજ્ય તારું ભરપૂર ભોગવ !' ૫૦

આવું કહીને મૃગરાજ મૂંગો
થતાં, ગુફામાં પડઘો પડંતાં,
ઊંચા સ્વરે અદ્રિય ભૂમિપાલને
સ-પ્રેમ, શું એ જ વદંત વાણી. ૫૧

એ દેવના સેવક કેરી વાણી
સુણી ફરીથી નર-દેવ બોલે;
મૃગેન્દ્ર-હેઠે પડી ત્રાસી ધેનુની
આંખે લહાતો અતિશે દયાળુ : ૫૨

"ક્ષતોથી તારે, બસ, એ જ ક્ષત્રિય,"
એવો જગે રૂઢ જ શબ્દ ઊંચો :
એથી ઊંધું જીવન જીવનારને
શું રાજ્ય, શું નિન્દિત જિંદગી એ ? ૫૩

ને શક્ય શે ક્રોધ શમાવવો યે
મહર્ષિનો, અન્ય દૂધાળી ધેનુએ ?
આને ન ઓછી સુરભિથી જાણ તું :
રુદ્ર-પ્રભાવે જ ગ્રહી શક્યો તું. ૫૪

सेयं स्वदेहार्पणनिष्क्रयेण
न्याय्या मया मोचयितुं भवत्तः ।
न पारणा स्याद्विहता तवैवं
भवेदलुप्तश्च मुनेः क्रियार्थः ॥५५॥

भवानपीदं परवानवैति
महान्हि यत्नस्तव देवदारौ ।
स्थातुं नियोक्तुर्न हि शक्यमग्रे
विनाश्य रक्ष्यं स्वयमक्षतेन ॥५६॥

किमप्यहिंस्यस्तव चेन्मतोऽहं
यशःशरीरे भव मे दयालुः ।
एकान्तविध्वंसिषु मद्विधानां
पिण्डेष्वनास्था खलु भौतिकेषु ॥५७॥

संबन्धमाभाषणपूर्वमाहु-
र्वृत्तः स नौ सगतयोर्वनान्ते ।
तद्भूतनाथानुग ! नार्हसि त्वं
सबन्धिनो मे प्रणयं विहन्तुम् ॥५८॥

तथेति गामुक्तवते दिलीपः
सद्यःप्रतिष्टम्भविमुक्तबाहुः ।
सन्न्यस्तशस्त्रो हरये स्वदेह-
मुपानयत्पिण्डमिवामिषस्य ॥५९॥

તો ગાય સાટે મુજ દેહ આપી,
છોડાવવી તારી કનેથી, યોગ્ય એ:
કે એમ તારું અટકે ન પારણું:
મહર્ષિનું જાય ન હોમ-સાધન. ૫૫

તું યે પરાધીન જ જાણતો આ:
છે યત્ન તારો સુરદારુએ ઘણો:
સ્વામી કને ઊભું રહેવું શક્ય ના,
સાજા સમાં; રક્ષ્ય હણાઈ જાતાં. ૫૬

છતાં, મને ના હણવા ચહે જો,
યશઃશરીરે મુજ તો દયાળુ થા:
અવશ્ય આ નષ્ટ થનાર માટીના
દેહે ન આસક્તિ જ હું સમાંની. ૫૭

કહ્યું છ; "આલાપ પછીથી મૈત્રી":
તે આપણે આ વનમાં થઈ છે:
તો શંભુના સેવક, મિત્ર કેરી
વિનંતી આ, ના તરછોડવી ઘટે!" ૫૮

"ભલે", કહેતાં જ સિંહે, દિલીપનો
છૂટી ગયો બાહુ જડાયલો ઓ;
ને શસ્ત્ર ફેંકી, સિંહ પાસ ફેંક્યો
સ્વ-દેહ એણે, જયમ પિણ્ડ માંસનો ૫૯

तस्मिन्क्षणे पालयितुः प्रजाना-
मुत्पश्यतः सिंहनिपातमुग्रम् ।
अवाङ्मुखस्योपरि पुष्पवृष्टिः
पपात विद्याधरहस्तमुक्ता ॥६०॥

उत्तिष्ठ वत्सेत्यमृतायमानं
वचो निशम्योत्थितमुत्थितः सन् ।
ददर्श राजा जननीमिव स्वां
गामग्रतः प्रस्रविणीं न सिंहम् ॥६१॥

तं विस्मितं धेनुरुवाच साधो !
माया मयोद्भाव्य परीक्षितोऽसि ।
ऋषिप्रभावान्मयि नान्तकोऽपि
प्रभुः प्रहर्तुं किमुतान्यहिंस्राः ॥६२॥

भक्त्या गुरौ मय्यनुकम्पया च
प्रीतास्मि ते पुत्र ! वरं वृणीष्व ।
न केवलानां पयसां प्रसूति-
मवेहि मां कामदुघां प्रसन्नाम् ॥६३॥

ततः समानीय स मानितार्थी
हस्तौ स्वहस्तार्जितवीरशब्दः ।
वंशस्य कर्तारमनन्तकीर्तिं
सुदक्षिणायां तनयं ययाचे ॥६४॥

ને તે ક્ષણે, સિંહ-છલંગ ઘોરની
ઊંધા મુખે રાહ જુએ નૃપાળ, ત્યાં
વિદ્યાધરોના કરમાંથી પુષ્પો
તણી થઈ વૃષ્ટિ નરેન્દ્ર-માથે. ૬૦

"લે, ઊઠ બેટા," અમૃતાળી વાણી
સુણી, ઊઠંતાં નૃપ આંખ સામે
જોઈ રહે, દૂધ ઝરી રહેલી
માતા સમી નન્દિનીને,—ન સિંહને! ૬૧

ધેનુ વદે વિસ્મિત સંગ,—'સાધુ હે,
માયાથી મેં તારી કરી પરીક્ષા:
ઋષિ-પ્રભાવે મુજને યમે ના
અડી શકે, તો શું ગજું સિંહાદિનું? ૬૨

તારી ગુરુ-ભક્તિ, હું-પે દયાથી
પ્રસન્ન છું: તું વર માગ, પુત્ર હે:
ન દૂધ દેનારી જ જાણજે મને:
પ્રસન્ન હું, વાંછિત સૌ ફળો દઉં!' ૬૩

દાતા, મહાવીર નૃપે તદા નિજ
જોડી કરો બેઉ, અનન્ત-કીર્તિમાન,
ને વંશવેલો ય વધારનારો,
સુદક્ષિણાથી સુત માગી લીધો. ૬૪

सतानकामाय तथेति काम
राज्ञे प्रतिश्रुत्य पयस्विनी सा ।
दुग्ध्वा पयः पत्रपुटे मदीयं
पुत्रोपभुङ्क्ष्वेति तमादिदेश ॥६५॥

वत्सस्य होमार्थविधेश्च शेष-
मृषेरनुज्ञामधिगम्य मातः! ।
ऊधस्यमिच्छामि तवोपभोक्तु
षष्ठांशमुर्व्या इव रक्षितायाः ॥६६॥

इत्थ क्षितीशेन वसिष्ठधेनु-
र्विज्ञापिता प्रीततरा बभूव ।
तदन्विता हैमवताच्च कुक्षेः
प्रत्याययावाश्रममश्रमेण ॥६७॥

तस्याः प्रसन्नेन्दुमुखः प्रसाद
गुरुर्नृपाणा गुरवे निवेद्य ।
प्रहर्षचिह्नानुमितं प्रियायै
शशंस वाचा पुनरुक्तयेव ॥६८॥

स नन्दिनीस्तन्यमनिन्दितात्मा
सद्वत्सलो वत्सहुतावशेषम् ।
पपौ वसिष्ठेन कृताभ्यनुज्ञः
शुभ्रं यशो मूर्तमिवातितृष्णः ॥६९॥

સંતાન ઇચ્છંત નૃપાળ પ્રત્યે
દૂધે ભરી ગાય વદી રહેતી:
'તથાસ્તુ: મારું, પડિયો ભરીને
દોહી લઈ દૂધ, તું વત્સ, પી જા.' ૬૫

'ધરાવીને વાછરુ, રાખી હોમનું,
જે કૈં વધે તે, ઋષિની રજા લઈ,
હે માત, તારું પય ઇચ્છું પીવા,
રક્ષી ધરાના જ્યમ ષષ્ઠમાંશને.' ૬૬

ભૂપેન્દ્રની આમ થતાં વિનંતી,
વસિષ્ઠની ધેનુ વધુ પ્રસન્ન થૈ:
ને આશ્રમે પાછી વળી, ગુફાથી,
વિના શ્રમે: ભૂપ ય ગાય વાંસે. ૬૭

પ્રસન્ન મ્હોંએ ગુરુને નરેન્દ્રે
પ્રસન્નતા ધેનુ તણી નિવેદી:
પછી, પ્રિયાને પુનરુક્તિ શું કહ્યું;
આનન્દ-ચિહ્નને અનુમાન-થાતું. ૬૮

અ-નિન્દ્ય ને સજ્જન-પ્રેમી ભૂપે
હોમે વધ્યું, વાછરુ ધાવ્યું, તે પછી
રજા ગુરુની લઈ, દૂધ પીધું;
ઘણી તૃષાથી, યશ શુભ્ર, મૂર્ત શું. ૬૯

प्रातर्यथोक्तव्रतपारणान्ते
प्रास्थानिकं स्वस्त्ययनं प्रयुज्य ।
तौ दंपती स्वां प्रति राजधानीं
प्रस्थापयामास वशी वसिष्ठः ॥७०॥

प्रदक्षिणीकृत्य हुतं हुताश-
मनन्तरं भर्तुररुन्धती च ।
धेनुं सवत्सां च नृपः प्रतस्थे
सन्मङ्गलोदग्रतरप्रभावः ॥७१॥

श्रोत्राभिरामध्वनिना रथेन
स धर्मपत्नीसहितः सहिष्णुः ।
ययावनुद्धातसुखेन मार्गं
स्वेनेव पूर्णेन मनोरथेन ॥७२॥

तमाहितौत्सुक्यमदर्शनेन
प्रजाः प्रजार्थव्रतकर्शिताङ्गम् ।
नेत्रैः पपुस्तृप्तिमनाप्नुवद्भि-
र्नवोदयं नाथमिवौषधीनाम् ॥७३॥

पुरंदरश्रीः पुरमुत्पताकं
प्रविश्य पौरैरभिनन्द्यमानः ।
भुजे भुजंगेन्द्रसमानसारे
भूयः स भूमेर्धुरमाससञ्ज ॥७४॥

પછી, કરાવી વ્રત કેરું પારણું,
પ્રભાતકાલે, દઈને શુભાશિષો,
એ દમ્પતીને નિજ રાજધાનીએ
વળાવિયાં, એ ગુરુ સંયમીએ. ૭૦

હોમાયલા અગ્નિ તણી પ્રદક્ષિણા
કરી, પછીથી ગુરુ-દમ્પતીની,
ધેનુ સ-વત્સા તણી; ભૂપ નીકળ્યો,
સુમંગલોથી વધુ તેજવાળો. ૭૧

બેસી રથે, કર્ણ-પ્રિય ધ્વનિભર્યા,
એ ધર્મપત્નીની સહે, સહિષ્ણુ,
ચાલ્યો પથે કાંકરી-હીન, જાણે
પૂરા થયેલા સઘળા મનોરથે. ૭૨

પ્રજાર્થ સેવ્યે વ્રત, ક્ષીણ ભૂપને
ન નીરખ્યે, આતુર થૈ અતીશે,
આંખેથી પીતાં, ન પ્રજા ધરાતી,
ઊગ્યા નવા ઔષધિનાથને યથા. ૭૩

સુરેન્દ્ર-રૂડો ઊડતી ધજાએ,
પુરે પ્રવેશ્યો પધરામણીએ;
ભુજે ભુજંગેન્દ્ર સમા, બળે ભર્યા
ધારી ફરી ધોંસરીને ધરાની. ૭૪

अथ नयनसमुत्थं ज्योतिरत्रेरिव द्यौः
सुरसरिदिव तेजो वह्निनिष्ठ्यूतमैशम् ।
नरपतिकुलभूत्यै गर्भमाधत्त राज्ञी
गुरुभिरभिनिविष्टं लोकपालानुभावैः ॥७५॥

પછી, દૃગ-ઝરી અત્રિ-જ્યોતિને આભ ધારે;
અગનિ-વમિત શંભુ-તેજને સ્વર્ગગંગા;
ત્યમ નૃપ-કુલ માટે રાણીએ ગર્ભ ધાર્યો,
સભર, દ્યુતિલ અંશો લોકપાલો તણાં સૌ. ૭૫

## तृतीयः सर्गः ।

अथेप्सितं भर्तुरुपस्थितोदयं
सखीजनोद्वीक्षणकौमुदीमुखम् ।
निदानमिक्ष्वाकुकुलस्य संततेः
सुदक्षिणा दौर्हृदलक्षणं दधौ ॥१॥

शरीरसादादसमग्रभूषणा
मुखेन सालक्ष्यत लोध्रपाण्डुना ।
तनुप्रकाशेन विचेयतारका
प्रभातकल्पा शशिनेव शर्वरी ॥२॥

तदाननं मृत्सुरभि क्षितीश्वरो
रहस्युपाघ्राय न तृप्तिमाययौ ।
करीव सिक्तं पृषतैः पयोमुचा
शुचिव्यपाये वनराजिपल्वलम् ॥३॥

दिवं मरुत्वानिव भोक्ष्यते भुवं
दिगन्तविश्रान्तरथो हि तत्सुतः ।
अतोऽभिलाषे प्रथमं तथाविधे
मनो बबन्धान्यरसान्विलङ्घ्य सा ॥४॥

# સર્ગ ત્રીજો

ને, પૂરનારું પતિના મનોરથો,
—ન્યાળે સખી, ઊગતી કૌમુદી સમું
ઇક્ષ્વાકુની સંતતિ સૂચવંતું
સુદક્ષિણા દોહદ-ચિહ્ન ધારતી. ૧

આછાં ઘરેણે, દુબળી સુદક્ષિણા
ફિક્કા મુખે લોધર-ફૂલ જેવા,
દીસે પરોઢે રજની-શી, ઝાંખા
શશીથી, આછા કંઈ તારલે સુહી. ૨

એકાન્તમાં, માટીની ગંધવાળું
રાણીનું મ્હોં સૂંઘી, ધરાય ના નૃપ,
વીત્યે ઉનાળો, વનરાજિ કેરી
વર્ષા-ભીની કૂંપળને યથા ગજ. ૩

એ ચક્રવર્તી સુત, -ઇન્દ્ર સ્વર્ગને,-
તેવી રીતે ભોગવશે જ ભૂમિને;
એ ભાવથી, અન્ય રસો તજીને,
ભાવા કરે માટી તણા સુદક્ષિણા. ૪

न मे ह्रिया शंसति किंचिदीप्सितं
स्पृहावती वस्तुषु केषु मागधी ।
इति स्म पृच्छत्यनुवेलमादृतः
प्रियासखीरुत्तरकोसलेश्वरः ॥५॥

उपेत्य सा दोहददुःखशीलतां
यदेव वव्रे तदपश्यदाहृतम् ।
न हीष्टमस्य त्रिदिवेऽपि भूपते-
रभूदनासाद्यमधिज्यधन्वनः ॥६॥

क्रमेण निस्तीर्य च दोहदव्यथां
प्रचीयमानावयवा रराज सा ।
पुराणपत्रापगमादनन्तरं
लतेव सनद्धमनोज्ञपल्लवा ॥७॥

दिनेषु गच्छत्सु नितान्तपीवर
तदीयमानीलमुख स्तनद्वयम् ।
तिरश्चकार भ्रमराभिलीनयोः
सुजातयोः पङ्कजकोशयोः श्रियम् ॥८॥

निधानगर्भामिव सागराम्बरा
शमीमिवाभ्यन्तरलीनपावकाम् ।
नदीमिवान्तः सलिला सरस्वती
नृपः ससत्त्वा महिषीममन्यत ॥९॥

મારી કને વાત કરી શકે ના,
કદાચ રાણી શરમે, ચહંત કૈં;
તેથી પ્રિયાની સખીને ફરી ફરી,
પૂછી રહે કોસલ-ભૂપ ભાવથી. ૫

સુદક્ષિણા દોહદ-ભાવ પામતાં,
જે ઇચ્છતી, તત્ક્ષણ તે નિહાળે :
ધનુષ્યધારી નૃપને મળે ના,
એવું કશું ના, ત્રણ લોકમાં યે. ૬

ધીમે ધીમે દોહદ-દુઃખ ઊતર્યે,
અંગો ભરાતાં, રહી શોભી રાણી,
પાકેલ પત્રો ખરતાં, લતા શી,
ઊગી નવી કૂંપળ-શી રૂપાળી. ૭

દિને દિને પુષ્ટ થતાં સ્તનો ઉભે,
શોભી રહ્યાં શ્યામળ ડીંટડીએ;
કો પદ્મ કેરી ભમરાથી શોભતી
કળી થકી યે અદકાં સુશોભતાં. ૮

સિન્ધુ-વીંટી ભૂમિ-શી રત્નવાળી;
શમી સમી ભીતર પાવકે ભરી;
પેટાળમાં પાણી-ભરી સરસ્વતી,
જેવી સગર્ભા પટરાણી ભૂપને. ૯

प्रियानुरागस्य मनः समुन्नते-
र्भुजार्जितानां च दिगन्तसंपदाम् ।
यथाक्रमं पुंसवनादिकाः क्रिया
धृतेश्च धीरः सदृशीर्व्यधत्त सः ॥१०॥

सुरेन्द्रमात्राश्रितगर्भगौरवा-
त्प्रयत्नमुक्तासनया गृहागतः ।
तयोपचाराञ्जलिखिन्नहस्तया
ननन्द पारिप्लवनेत्रया नृपः ॥११॥

कुमारभृत्याकुशलैरनुष्ठिते
भिषग्भिराप्तैरथ गर्भभर्मणि ।
पतिः प्रतीतः प्रसवोन्मुखीं प्रियां
ददर्श काले दिवमभ्रितामिव ॥१२॥

ग्रहैस्ततः पञ्चभिरुच्चसंश्रयै-
रसूर्यगैः सूचितभाग्यसंपदम् ।
असूत पुत्रं समये शचीसमा
त्रिसाधना शक्तिरिवार्थमक्षयम् ॥१३॥

दिशः प्रसेदुर्मरुतो ववुः सुखाः
प्रदक्षिणार्चिर्हविरग्निराददे ।
बभूव सर्वं शुभशंसि तत्क्षणं
भवो हि लोकाभ्युदयाय तादृशाम् ॥१४॥

પ્રિયા પ્રતિ પ્રીતિ, ઉદાર ચિત્ત, ને
ભુજાથી જીતેલ ધરાની લક્ષ્મીને
શોભીતી, સૌ પુંસવનાદિકા ક્રિયા
પ્રસન્ન રાજા કરતો ક્રમે ક્રમે. ૧૦

દેવો તણા અંશથી ભારી ગર્ભથી
ઘણા શ્રમે આસનથી ઊભી થઈ,
થાક્યા કરો–અસ્થિર નેત્ર–જોડતી
રાણી, પ્રવેશ્યે નૃપ;–ભાળી, રાજી એ. ૧૧

કુમારભૃત્યા મહિ સિદ્ધ, આપ્ત
વૈદ્યે થયો ગર્ભ તણો વિકાસ:
પતિ પ્રસન્ન, પ્રસવોન્મુખી પ્રિયા
જુએ, –ભર્યું આભ ઘને, યથા સમે. ૧૨

પાંચે ગ્રહો ઉચ્ચ પડ્યા અનસ્ત,
સદ્ભાગ્ય રૂહે સૂચવી જેનું, એ સુત
શચી સમીએ પ્રસવ્યો સમે; યથા
ત્રિ-સાધને શક્તિ, અખૂટ લક્ષ્મીને. ૧૩

પ્રસન્ન સર્વે દિશ; વાયુ વ્હે સુખી;
અગ્નિ ગ્રહે દક્ષિણ ઝાળથી હવિ:
થયું બધું તત્ક્ષણ રૂડું ભાખતું:
જન્મે છ આવાં, જગના હિતાર્થે. ૧૪

अरिष्टशय्यां परितो विसारिणा
सुजन्मनस्तस्य निजेन तेजसा ।
निशीथदीपाः सहसा हतत्विषो
बभूवुरालेख्यसमर्पिता इव ॥१५॥

जनाय शुद्धान्तचराय शंसते
कुमारजन्मामृतसंमिताक्षरम् ।
अदेयमासीत्त्रयमेव भूपतेः
शशिप्रभं छत्रमुभे च चामरे ॥१६॥

निवातपद्मस्तिमितेन चक्षुषा
नृपस्य कान्तं पिबतः सुताननम् ।
महोदधेः पूर इवेन्दुदर्शना-
द्गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि ॥१७॥

स जातकर्मण्यखिले तपस्विना
तपोवनादेत्य पुरोधसा कृते ।
दिलीपसूनुर्मणिराकरोद्भवः
प्रयुक्तसंस्कार इवाधिकं बभौ ॥१८॥

सुखश्रवा मङ्गलतूर्यनिस्वनाः
प्रमोदनृत्यैः सह वारयोषिताम् ।
न केवलं सद्मनि मागधीपतेः
पथि व्यजृम्भन्त दिवौकसामपि ॥१९॥

ફેલાઈ - શય્યા મહિં - સૂતિકાગૃહે
સુપુત્રની એ સહજ પ્રભાથી,
ઝાંખા થયા તત્ક્ષણ, મધ્ય રાત્રિના
દીવા બધા યે, ચિતરાયલા સમા. ૧૫

'કુમાર જન્મ્યા 'ની અમી-વધામણી
દેનાર અંતઃપુરવાસી દૂતને
ન આપવા શા ત્રણ માત્ર, ભૂપને; -
બે ચામરો, છત્ર શશી-પ્રભાળું. ૧૬

ન વાયુ વાતાં, સ્થિર સાવ પદ્મ-શાં
નેત્રે પીતાં સુન્દર પુત્રનું મુખ,
સમુદ્રનું પૂર શું ચન્દ્ર જોતાં,
પ્રહર્ષ ના ભૂપ મહીં સમાયો. ૧૭

સૌ જાતકર્મો કીધ ત્યાં 'તપસ્વી
પુરોહિતે આવી તપોવનેથી:
સંસ્કાર પામી વધુ શોભી ઊઠ્યો
દિલીપ-પુત્ર જ્યમ ખાણનો મણિ. ૧૮

કાને મીઠા, મંગલ તૂર્યના સ્વરો,
આનંદ-નૃત્યો સહ નર્તિકાનાં,
ન મ્હેલમાં માત્ર દિલીપ કેરા,
ગુંજી રહ્યા આંગણમાં ય આભનાં. ૧૯

न संयतस्तस्य बभूव रक्षितु-
र्विसर्जयेद्य सुतजन्महर्षितः ।
ऋणाभिधानात्स्वयमेव केवलं
तदा पितॄणां मुमुचे स बन्धनात् ॥२०॥

श्रुतस्य यायादयमन्तमर्भक-
स्तथा परेषां युधि चेति पार्थिवः ।
अवेक्ष्य धातोर्गमनार्थमर्थवि-
च्चकार नाम्ना रघुमात्मसम्भवम् ॥२१॥

पितुः प्रयत्नात्स समग्रसंपदः
शुभैः शरीरावयवैर्दिने दिने ।
पुपोष वृद्धिं हरिदश्वदीधिते-
रनुप्रवेशादिव बालचन्द्रमाः ॥२२॥

उमावृषाङ्कौ शरजन्मना यथा
यथा जयन्तेन शचीपुरंदरौ ।
तथा नृपः: सा च सुतेन मागधी
ननन्दतुस्तत्सदृशेन तत्समौ ॥२३॥

रथाङ्गनाम्नोरिव भावबन्धनं
बभूव यत्प्रेम परस्पराश्रयम् ।
विभक्तमप्येकसुतेन तत्तयोः
परस्परस्योपरि पर्यचीयत ॥२४॥

રહ્યો નહીં બન્ધન માંહિં કોઈ,
છોડી શકે ભૂપ પ્રસન્ન જેને;
ત્યારે દિલીપે નિજને જ, પોતે
છોડ્યો પિતૃનાં ઋણ-બન્ધનોથી. ૨૦

ને પાર પામે શ્રુતિઓ તણો, શિશુ;
યુદ્ધો મહીં શત્રુગણો તણો ય; એ
જોઈ, વિચારી ગમનાર્થ ધાતુનો,
નૃપાળ રાખે 'રઘુ' નામ પુત્રનું. ૨૧

યત્ને પિતાના, સઘળી સમૃદ્ધિએ,
રૂડાં બધાં અંગ થકી દિને દિને,
વધી રહ્યો એ, રવિરાજ કેરાં
રશ્મિ પ્રવેશ્યે જ્યમ ચન્દ્ર બીજનો. ૨૨

જેવાં ઉમા-શંકર કાર્ત્તિકેયથી;
જેવાં શચી-ઇન્દ્ર વળી, જયન્તથી;
તેવાં થયાં રાજવી-રાણી રાજી,
તેઓ સમા; પુત્ર થકી ય તે સમા. ૨૩

પરસ્પર પ્રેમની એક-ગાંઠ:
શું ચક્રવાકી સહ ચક્રવાક:
વ્હેંચાઈ જતાં સુતમાં, ઘટ્યો ન એ, –
એ પ્રેમ-પે પ્રેમ તણા પુટો ચડ્યા. ૨૪

उवाच धात्र्या प्रथमोदितं वचो
ययौ तदीयामवलम्ब्य चाङ्गुलिम् ।
अभूच्च नम्रः प्रणिपातशिक्षया
पितुर्मुद तेन ततान सोऽर्भकः ॥२५॥

तमङ्कमारोप्य शरीरयोगजैः
सुखैर्निषिञ्चन्तमिवामृत त्वचि ।
उपान्तसमीलितलोचनो नृप-
श्चिरात्सुतस्पर्शरसज्ञता ययौ ॥२६॥

अमंस्त चानेन परार्ध्यजन्मना
स्थितेरभेत्ता स्थितिमन्तमन्वयम् ।
स्वमूर्तिभेदेन गुणाग्र्यवर्तिना
पतिः प्रजानामिव सर्गमात्मनः ॥२७॥

स वृत्तचूलश्चलकाकपक्षकै-
रमात्यपुत्रैः सवयोभिरन्वितः ।
लिपेर्यथावद्ग्रहणेन वाङ्मयं
नदीमुखेनेव समुद्रमाविशत् ॥२८॥

अथोपनीतं विधिवद्विपश्चितो
विनिन्युरेन गुरवो गुरुप्रियम् ।
अवन्ध्ययत्नाश्च बभूवुरत्र ते
क्रिया हि वस्तूपहिता प्रसीदति ॥२९॥

રહેલું વદ્યો વેણ વદેલું ધાત્રીએ;
ચાલ્યો વળી, આંગળી ઝાલી એની;
શીખ્યો નમાવી શિર, લાગતાં પગે;
મુદા પિતા કેરી વધારતો શિશુ. ૨૫

બેસારતાં એ સુત ખોળલે, સુખે
સિંચાતું જાણે અમૃત ત્વચામાં:
અર્ધાં મીંચ્યાં નેનથી, મોડું મોડું,
નૃપાળ માણે સુત-સ્પર્શનું સુખ. ૨૬

'ઉત્કૃષ્ટ આ પુત્રથી વંશ ચાલશે,'
માન્યું નૃપે,—ધર્મ મહીં રહ્યા દૃઢ —;
પોતા સમા સાત્વિક વિષ્ણુએ યથા
બ્રહ્મા લહે ધારણ સૃષ્ટિનું નિજ. ૨૭

સંસ્કાર કીધા પછી ચૌલકર્મના,
લટૂરિયાળા કંઈ તેવતેવડા
મન્ત્રી-સુતો સંગ લિપિથી વાઙ્મયે
પેઠો, યથા સાગરમાં નદીથી. ૨૮

જનોઈ દીધી વિધિથી: પછીથી
વિદ્યા દિયે એ પ્રિય શિષ્યને, ગુરુ
વિદ્વાન: યત્નો સહુના ફળ્યા રૂડા:
સુયોગ્ય પાત્રે સફલ ક્રિયા થતી. ૨૯

धियः समग्रैः स गुणैरुदारधीः
क्रमाच्चतस्रश्चतुरर्णवोपमाः ।
ततार विद्याः पवनातिपाति-
भिर्दिशो हरिद्भिर्हरितामिवेश्वरः ॥३०॥

त्वचं स मेध्या परिधाय रौरवी-
मशिक्षतास्त्रं पितुरेव मन्त्रवत् ।
न केवलं तद्गुरुरेकपार्थिवः
क्षितावभूदेकधनुर्धरोऽपि सः ॥३१॥

महोक्षतां वत्सतरः स्पृशन्निव
द्विपेन्द्रभावं कलभः श्रयन्निव ।
रघुः क्रमाद्यौवनभिन्नशैशवः
पुपोष गाम्भीर्यमनोहरं वपुः ॥३२॥

अथास्य गोदानविधेरनन्तरं
विवाहदीक्षां निरवर्तयद्गुरुः ।
नरेन्द्रकन्यास्तमवाप्य सत्पतिं
तमोनुदं दक्षसुता इवाबभुः ॥३३॥

युवा युगव्यायतबाहुरंसलः
कपाटवक्षाः परिणद्धकंधरः ।
वपुःप्रकर्षादजयद्गुरुं रघु-
स्तथापि नीचैर्विनयाददृश्यत ॥३४॥

ધી-ના ગુણે સર્વ, વિશાળ-ધીએ
વિદ્યા-નિધિ ચાર-ની પાર ઊતર્યો:
વાયુથી યે વેગી હયો થકી યથા
પામે દિશા પાર, દિશાપતિ રવિ. ૩૦

પવિત્ર પ્હેરી મૃગ-ચર્મ, શીખ્યો
મન્ત્રો સહે, તાતથી અસ્ત્રવિદ્યા:
અનન્ય સમ્રાટ ન માત્ર ભૂમિનો;
એ અસ્ત્ર-વેદે ય ગુરુ અનન્ય. ૩૧

ને વાછડો થાય પ્રચંડ આખલો;
હાથીનું બચ્ચું મદમત્ત હાથી;
રઘુ ત્યમે શૈશવથી ફૂટ્યે યુવા
ગંભીર, રૂડું તનુ ધારતો જતો. ૩૨

વડા કરાવ્યા પછી વાળ એના,
દે લગ્ન-સંસ્કાર દિલીપ પુત્રને:
રૂડા રઘુએ સુહી રાજપુત્રીઓ,
તમોઘ્ન ચન્દ્રે જ્યમ દક્ષ-પુત્રીઓ. ૩૩

આજાનુબાહુ; ભરી, કાંધ માંસલ;
કમાડ-છાતી રઘુની જુવાન:
પ્રચંડ દેહે અધિકો પિતાથી,
છતાં ય, નાનો વિનયે કળાય એ. ૩૪

ततः प्रजानां चिरमात्मना धृतां
नितान्तगुर्वीं लघयिष्यता धुरम् ।
निसर्गसंस्कारविनीत इत्यसौ
नृपेण चक्रे युवराजशब्दभाक् ॥३५॥

नरेन्द्रमूलायतनादनन्तरं
तदास्पदं श्रीर्युवराजसंज्ञितम् ।
अगच्छदंशेन गुणाभिलाषिणी
नवावतारं कमलादिवोत्पलम् ॥३६॥

विभावसुः सारथिनेव वायुना
घनव्यपायेन गभस्तिमानिव ।
बभूव तेनातितरां सुदुःसहः
कटप्रभेदेन करीव पार्थिवः ॥३७॥

नियुज्य तं होमतुरंगरक्षणे
धनुर्धरं राजसुतैरनुद्रुतम् ।
अपूर्णमेकेन शतक्रतूपमः
शतं क्रतूनामपविघ्नमाप सः ॥३८॥

ततः परं तेन मखाय यज्वना
तुरंगमुत्सृष्टमनर्गलं पुनः ।
धनुर्भृतामग्रत एव रक्षिणां
जहार शक्रः किल गूढविग्रहः ॥३९॥

પછી, પ્રજાની બહુ ભારી ધોંસરી
ઘણી ઉપાડી, હળવી બનાવવા;
સ્વભાવ-સંસ્કારથી કેળવાયો
જાણી, રઘુને યુવરાજ સ્થાપ્યો. ૩૫

નરેન્દ્રથી શ્રી યુવરાજ પાસે,
ગુણાભિલાપી કંઈ અંશથી ગઈ;
પ્રફુલ્લ ખીલી જ રહેલ પદ્મથી
તાજાં ખીલ્યાં પદ્મ તણી કને યથા. ૩૬

અગ્નિ યથા વાયુ તણી સહાયથી;
અને શરદ્ના સમયે યથા રવિ;
ને ગંડ ફાટયે ગજરાજ; તેવો
રાજા થયો પુત્ર થકી અસહ્ય. ૩૭

હોમાશ્વના રક્ષણમાં રઘુને
યોજી, નૃપોના સુત કેરી સંગે;
સુરેન્દ્ર જેવો, કંઈ વિઘ્ન-વ્હોણાં
નવાણું યજ્ઞો કરતો નરેન્દ્ર. ૩૮

યજ્ઞાર્થ એણે વળી, અશ્વ છોડયો;
છૂટી લગામે ભમવા યથેચ્છ:
અદૃશ્ય ઇન્દ્રે હરી લીધ એને:
જોતા રહ્યા રક્ષક, ધારતા ધનુ. ૩૯

विषादलुप्तप्रतिपत्ति विस्मित
कुमारसैन्य सपदि स्थित च तत् ।
वसिष्ठधेनुश्च यदृच्छयागता
श्रुतप्रभावा ददृशेऽथ नन्दिनी ॥४०॥

तदङ्गनिस्यन्दजलेन लोचने
प्रमृज्य पुण्येन पुरस्कृतः सताम् ।
अतीन्द्रियेष्वप्युपपन्नदर्शनो
बभूव भावेषु दिलीपनन्दनः ॥४१॥

स पूर्वतः पर्वतपक्षशातनं
ददर्श देवं नरदेवसंभवः ।
पुनः पुनः सूतनिषिद्धचापलं
हरन्तमश्वं रथरश्मिसंयतम् ॥४२॥

शतैस्तमक्ष्णामनिमेषवृत्तिभि-
र्हरिं विदित्वा हरिभिश्च वाजिभिः ।
अवोचदेनं गगनस्पृशा रघुः
स्वरेण धीरेण निवर्तयन्निव ॥४३॥

मखांशभाजां प्रथमो मनीषिभि-
स्त्वमेव देवेन्द्र ! सदा निगद्यसे ।
अजस्रदीक्षाप्रयतस्य मद्गुरोः
क्रियाविघाताय कथं प्रवर्तसे ? ॥४४॥

ન સૂઝતાં શું કરવું, વિષાદમાં
ઊભું રહ્યું વિસ્મિત સૈન્ય, ત્યાં તો
આવી ચડી નન્દિની આંખ સામે,–
પ્રભાવ જેનો જગ માંહિ જાણીતો. ૪૦

એનાં ઝર્યાં ગો-જલથી પવિત્ર,
જ્યાં લૂછિયાં છે નિજ લોચનોને;
અતીન્દ્રિયે દૃષ્ટિ ખુલ્લી ગઈ ત્યાં,
સારાંથી સન્માનિત એ રઘુની. ૪૧

ને (છેદનારા ગિરિ-પાંખ) દેવને
જુએ છ પૂર્વે નર-દેવ-પુત્ર; એ
ઘોડો હરંતાં, રથ સાથ જોડ્યો,
કાબૂ મહીં સારથિના પરાણે. ૪૨

ને ઓળખીને અનિમેષ સેંકડો
આંખો થકી, અશ્વ થકી ય લીલા,
આકાશવ્યાપી સ્વર ધીરથી, રઘુ
વદે છ ઇન્દ્ર પ્રતિ, વાળવા શું: ૪૩

'દેવેન્દ્ર, પ્હેલો તમ ભાગ યજ્ઞમાં;
સૌ પંડિતો એમ સદા કહે છે:
તો તાતની નિત્યની યજ્ઞ-દીક્ષા–
મહીં તમે વિઘ્ન કરો સ્વયમ્ કાં? ૪૪

त्रिलोकनाथेन सदा मखद्विष-
स्त्वया नियम्या ननु दिव्यचक्षुषा ।
स चेत्स्वय कर्मसु धर्मचारिणां
त्वमन्तरायो भवसि च्युतो विधिः ॥४५॥

तदङ्गमग्र्यं मघवन्महाक्रतो-
रमु तुरंगं प्रतिमोक्तुमर्हसि ।
पथः श्रुतेर्दर्शयितार ईश्वरा
मलीमसामाददते न पद्धतिम् ॥४६॥

इति प्रगल्भं रघुणा समीरितं
वचो निशम्याधिपतिर्दिवौकसाम् ।
निवर्तयामास रथं सविस्मयः
प्रचक्रमे च प्रतिवक्तुमुत्तरम् ॥४७॥

यदात्थ राजन्यकुमार ! तत्तथा
यशस्तु रक्ष्यं परतो यशोधनैः ।
जगत्प्रकाश तदशेषमिज्यया
भवद्गुरुर्लङ्घयितु ममोद्यतः ॥४८॥

हरिर्यथैकः पुरुषोत्तमः स्मृतो
महेश्वरस्त्र्यम्बक एव नापरः ।
तथा विदुर्मां मुनयः शतक्रतुं
द्वितीयगामी नहि शब्द एष नः ॥४९॥

ત્રિલોક-રાજા, લહી દિવ્ય દૃષ્ટિએ,
તમો થકી દંડ્ય જ યજ્ઞ-દ્વેષી સૌ;
ત્યાં જો નડો આપ જ ધર્મ-કાર્યમાં,
તો નષ્ટ થાશે વિધિ સર્વ ધર્મની. ૪૫

તો આ મહા યજ્ઞનું અંગ ર્‌હેલું,
છોડી જ દો આ હય અશ્વમેધનો:
બતાવનારા શ્રુતિ-માર્ગ, મોટા
લોકો ન આવું મલિનો સમું કરે.' ૪૬

આવી સુણી ગૌરવભેર વાણી
રઘુ તણી, દેવ તણો અધીશ
વાળી લઈ ને રથ, વિસ્મયે ભર્યો,
આપી રહે ઉત્તર ત્યાં રઘુને: ૪૭

'જે તેં કહ્યું રાજકુમાર, તેમ તે:
યશોધને શત્રુથી રક્ષવો યશ:
તે માહરો સૌ-જગ-જાણીતો યશ
ઓળંગવાને તુજ તાત આ કરે. ૪૮

છે એક વિષ્ણુ 'પુરુષોત્તમ' પ્રભુ:
ન અન્ય કો, શંભુ જ એક 'ત્ર્યંબક':
'શતક્રતુ' એમ મને જ ક્‌હે મુનિ:
આ શબ્દ લાગે નહીં અન્ય કોઈને. ૪૯

अतोऽयमश्वः कपिलानुकारिणा
पितुस्त्वदीयस्य मयापहारितः ।
अलं प्रयत्नेन तवात्र मा निधाः
पदं पदव्यां सगरस्य संततेः ॥५०॥

ततः प्रहस्यापभयः पुरंदरं
पुनर्बभाषे तुरगस्य रक्षिता ।
गृहाण शस्त्रं यदि सर्ग एष ते
न खल्वनिर्जित्य रघुं कृती भवान् ॥५१॥

स एवमुक्त्वा मघवन्तमुन्मुखः
करिष्यमाणः सशरं शरासनम् ।
अतिष्ठदालीढविशेषशोभिना
वपुः प्रकर्षेण विडम्बितेश्वरः ॥५२॥

रघोरवष्टम्भमयेन पत्रिणा
हृदि क्षतो गोत्रभिदप्यमर्षणः ।
नवाम्बुदानीकमुहूर्तलाञ्छने
धनुष्यमोघं समधत्त सायकम् ॥५३॥

दिलीपसूनोः बृहद्भुजान्तरं
प्रविश्य भीमासुरशोणितोचितः ।
पपावनास्वादितपूर्वमाशुगः
कुतूहलेनेव मनुष्यशोणितम् ॥५४॥

માટે હર્યો અશ્વ કપિલ જેમ મેં,
તારા પિતાનો; અવ છોડ યત્ન તું:
ન માંડ તારો પગ તે પથે, જ્યાં
પુત્રો ગયા છે સગર પ્રસિદ્ધના.' ૫૦

ત્યારે હસી, નિર્ભય અશ્વ-રક્ષક,
ફરી વદે છે સુરરાજ પ્રત્યે:
'જો એમ નક્કી જ, ઉઠાવ શસ્ત્ર તો;
જીત્યા વિના તું રઘુને, ન જૈ શકે.' ૫૧

ઊંચા મુખે એમ કહી સુરેન્દ્રને,
ધનુષ્યમાં બાણ ચડાવતો એ,
આલીઢમાં શોભી રહ્યો વિશેષ;
પિનાકી જેવો રઘુ, પ્રૌઢ દેહે. ૫૨

રઘુ તણા સ્થંભ સમાન બાણથી
હૈયે ઘવાતાં, બહુ ક્રોધ વ્યાપ્યો:
અને ચડાવ્યું શરને અમોઘ,
દૈવી ધનુષ્યે નિજ, દેવદેવે. ૫૩

દિલીપના પુત્ર તણી વિશાળી
છાતી મહીં એ શર પેઠું, દૈત્યનાં
લોહી પીનારું; નર-લોહી પીતું
કુતૂહલે, ચાખ્યું નહીં કદી ય જે. ૫૪

हरेः कुमारोऽपि कुमारविक्रमः
सुरद्विपास्फालनकर्कशाङ्गुलौ ।
भुजे शचीपत्रविशेषकाङ्किते
स्वनामचिह्नं निचखान सायकम् ॥५५॥

जहार चान्येन मयूरपत्रिणा
शरेण शक्रस्य महाशनिध्वजम् ।
चुकोप तस्मै स भृशं सुरश्रियः
प्रसह्य केशव्यपरोपणादिव ॥५६॥

तयोरुपान्तस्थितसिद्धसैनिकं
गरुत्मदाशीविषभीमदर्शनैः ।
बभूव युद्धं तुमुलं जयैषिणो-
रधोमुखैरूर्ध्वमुखैश्च पत्रिभिः ॥५७॥

अतिप्रबन्धप्रहितास्त्रवृष्टिभि-
स्तमाश्रयं दुष्प्रसहस्य तेजसः ।
शशाक निर्वापयितुं न वासवः
स्वतश्च्युतं वह्निमिवाद्भिरम्बुदः ॥५८॥

ततः प्रकोष्ठे हरिचन्दनाङ्किते
प्रमथ्यमानार्णवधीरनादिनीम् ।
रघुः शशाङ्कार्धमुखेन पत्रिणा
शरासनज्यामलुनाद्बिडौजसः ॥५९॥

અને કુમારે ય 'કુમાર' જેવા,
—હાંકયાથી ઐરાવત, કર્કશાંગુલી—
ભુજા શચી-ભૂષણ-છાપવાળી
સ્વ-નામ-આંકેલ શરેથી વીંધી. ૫૫

મયૂર-પીંછાળ બીજા શરે વળી,
સુરેન્દ્ર કેરો ધ્વજ કાપી નાખ્યો:
તેથી થયો ક્રોધ ઘણો સુરેન્દ્રને,
—શું કેશ છેદ્યા સુર-લક્ષ્મી કેરા! ૫૬

બે જીત-ઇચ્છંતનું યુદ્ધ ઘોર ત્યાં:
અધો મુખે, ઊર્ધ્વમુખે ઊડે શરો;
ગરુડ ને નાગ સમા ભયંકર:
તટસ્થ ત્યાં સૈનિક—સિદ્ધ ઊભા. ૫૭

વેગે કરેલી શર-વૃષ્ટિથી યે,
અસહ્ય એ તેજભર્યા કુમારને
જીતી શક્યો ઇન્દ્ર ન, જેમ મેઘથી
ઠરે ન, પોતા થકી જન્મી વીજળી. ૫૮

ત્યાં અર્ધચન્દ્રાકૃતિ બાણથી રઘુ
કાપે પણછ ઇન્દ્ર તણા ધનુષ્યની,
જે સિન્ધુ મંથાન શી ઘોર ગાજતી,
કાંડે હરિ-ચન્દન-લેપવાળા. ૫૯

स चापमुत्सृज्य विवृद्धमत्सरः
प्रणाशनाय प्रबलस्य विद्विषः ।
महीध्रपक्षव्यपरोपणोचितं
स्फुरत्प्रभामण्डलमस्त्रमाददे ॥६०॥

रघुर्भृशं वक्षसि तेन ताडितः
पपात भूमौ सह सैनिकाश्रुभिः ।
निमेषमात्रादवधूय च व्यथा
सहोत्थितः सैनिकहर्षनिस्वनैः ॥६१॥

तथापि शस्त्रव्यवहारनिष्ठुरे
विपक्षभावे चिरमस्य तस्थुषः ।
तुतोष वीर्यातिशयेन वृत्रहा
पदं हि सर्वत्र गुणैर्निधीयते ॥६२॥

असङ्गमद्रिष्वपि सारवत्तया
न मे त्वदन्येन विसोढमायुधम् ।
अवेहि मां प्रीतमृते तुरंगमा-
त्किमिच्छसीति स्फुटमाह वासवः ॥६३॥

ततो निषङ्गादसमग्रमुद्धृतं
सुवर्णपुङ्खद्युतिरञ्जिताङ्गुलिम् ।
नरेन्द्रसूनुः प्रतिसंहरन्निषुं
प्रियंवदः प्रत्यवदत्सुरेश्वरम् ॥६४॥

ત્યાં ક્રોધ વાધ્યે, ધનુને તજીને,
મહા-બલી શત્રુ તણા વધાર્થે,
હાથે લીધું પર્વત-પાંખ છેદતું
તેજે ભભૂકંત મહાસ્ત્ર વજ્ર. ૬૦

પ્રચણ્ડ છાતી પર વજ્ર-ઘાથી
રઘુ પડ્યો સૈનિક-આંસુ સાથે:
ખંખેરી નાખી જ પીડા નિમેષમાં,
ઊભો થયો સૈનિક-હર્ષ-નાદે. ૬૧

છતાં ય, ઊભા બહુ વાર શત્રુ થૈ,
શસ્ત્રાસ્ત્રના ઘા કરતા રઘુના
મહાબલે રાજી થયા સુરેન્દ્ર:
પૂજાઈ ર્‌હે છે સઘળે સ્થળે ગુણો: ૬૨

'પાછું પડ્યું ના ગિરિએ ય, વજ્ર આ:
સહ્યું ન કો'એ તું-વિના, બલે ભર્યા:
પ્રસન્ન છું હું તુજ-પે, ચહે શું
ઘોડા વિના?' સ્પષ્ટ વદે સુરેન્દ્ર. ૬૩

ત્યાં બાણ ભાથાં થકી ઝાઝું ખેંચ્યું
—સોનાની પૂંખે ઝગી ર્‌હેતી આંગળી—
પાછું મૂકીને, પ્રિય વેણવાળો
નરેન્દ્રનો પુત્ર સુરેન્દ્રને કહે: ૬૪

अमोच्यमश्वं यदि मन्यसे प्रभो !
ततः समाप्ते विधिनैव कर्मणि ।
अजस्रदीक्षाप्रयतः स मद्गुरुः
क्रतोरशेषेण फलेन युज्यताम् ॥६५॥

यथा च वृत्तान्तमिम सदोगत-
स्त्रिलोचनैकांशतया दुरासदः ।
तवैव सदेशहराद्विशांपतिः
शृणोति लोकेश ! तथाविधीयताम् ॥६६॥

तथेति काम प्रतिशुश्रुवान्रघो-
र्यथागत मातलिसारथिर्ययौ ।
नृपस्य नातिप्रमनाः सदोगृह
सुदक्षिणासूनुरपि न्यवर्तत ॥६७॥

तमभ्यनन्दत्प्रथमं प्रबोधितः
प्रजेश्वरः शासनहारिणा हरेः ।
परामृशन्हर्षजडेन पाणिना
तदीयमङ्ग कुलिशव्रणाङ्कितम् ॥६८॥

इति क्षितीशो नवतिं नवाधिका
महाक्रतूना महनीयशासनः ।
समारुरुक्षुर्दिवमायुषः क्षये
ततान सोपानपरम्परामिव ॥६९॥

"પ્રભો, ન આપી જ શકાય અશ્વ, તો
સમાપ્યું જાણે વિધિ-પૂર્ણ કર્મ,
દીક્ષા મહીં સંતત તાત મારા,
સંપૂર્ણ પામો ફલ યજ્ઞ કેરું. ૬૫

ગૃહે રહેલા વળી, તાત મારા
શંભુ તણા અંશ થકી અ-ગમ્ય જે,
વૃત્તાન્ત જાણે અહીંનો બધો ચે,
એવું કરો દૂત તમો જ મોકલી." ૬૬

'તથાસ્તુ' બોલી રઘુની પ્રતિ, ગયો
આવ્યો હતો તેવી રીતે સુરેન્દ્ર:
અને ન રાજી બહુ કૈં, સુદક્ષિણા
કેરો વળ્યો પુત્ર ય તાત પાસે. ૬૭

સુરેન્દ્રના દૂતથી જાણ પામ્યો
દિલીપ એને અભિનન્દનો દે:
હર્ષે થયેલો જડ હાથ ફેરવે
અંગે, પડ્યો ઘા જહિ વજ્ર કેરો. ૬૮

આવું કરી શાસન, માન્ય ભૂપે
પૂરા કર્યા યજ્ઞ મહા, નવાણું:
પૂરું થતાં આયુષ, સ્વર્ગમાં ચડી
જવા શું સોપાન-પરમ્પરા કરી. ૬૯

अथ स विषयव्यावृत्तात्मा यथाविधि सूनवे
नृपतिककुदं दत्त्वा यूने सितातपवारणम् ।
मुनिवनतरुच्छायां देव्या तया सह शिश्रिये
गलितवयसामिक्ष्वाकूणामिदं हि कुलव्रतम् ॥७०॥

પછી વિષયથી વાળી આત્મા, શિરે ધરી પુત્રના,
શશિયર સમું ધોળું સમ્રાટ-ચિહ્‌ન વિધિ થકી;
મુનિ સમ વને કીધો છે વાસ,—સંગ સુદક્ષિણા:
ઘડપણ વિષે ઇક્ષ્વાકુ વંશનું વ્રત છે જ આ. ૭૦

मन्दोत्कण्ठाः कृतास्तेन गुणाधिकतया गुरौ ।
फलेन सहकारस्य पुष्पोद्गम इव प्रजाः ॥९॥

नयविद्भिर्नवे राज्ञि सदसच्चोपदर्शितम् ।
पूर्व एवाभवत्पक्षस्तस्मिन्नाभवदुत्तरः ॥१०॥

पञ्चानामपि भूतानामुत्कर्षं पुपुषुर्गुणाः ।
नवे तस्मिन्महीपाले सर्वं नवमिवाभवत् ॥११॥

यथा प्रह्लादनाच्चन्द्रः प्रतापात्तपनो यथा ।
तथैव सोऽभूदन्वर्थो राजा प्रकृतिरञ्जनात् ॥१२॥

कामं कर्णान्तविश्रान्ते विशाले तस्य लोचने ।
चक्षुष्मत्ता तु शास्त्रेण सूक्ष्मकार्यार्थदर्शिना ॥१३॥

लब्धप्रशमनस्वस्थमथैनं समुपस्थिता ।
पार्थिवश्रीर्द्वितीयेव शरत्पङ्कजलक्षणा ॥१४॥

निर्वृष्टलघुभिर्मेघैर्मुक्तवर्त्मा सुदुःसहः ।
प्रतापस्तस्य भानोश्च युगपद्व्यानशे दिशः ॥१५॥

वार्षिकं संजहारेन्द्रो धनुर्जैत्रं रघुर्दधौ ।
प्रजार्थसाधने तौ हि पर्यायोद्यतकार्मुकौ ॥१६॥

पुण्डरीकातपत्रस्तं विकसत्काशचामरः ।
ऋतुर्विडम्बयामास न पुनः प्राप तच्छ्रियम् ॥१७॥

प्रसादसुमुखे तस्मिंश्चन्द्रे च विशदप्रभे ।
तदा चक्षुष्मतां प्रीतिरासीत्समरसा द्वयोः ॥१८॥

## સર્ગ ચોથો

પિતાએ રાજ્ય દીધેલું પામી, શોભ્યો વિશેષ એ;
સાંજે સૂર્યે દીધું તેજ પામી, જેમ હુતાશન. ૧

દિલીપ પછીથી રાજ્યે સ્થપાયો રઘુ સાંભળી,
ધૂંધવાતો નૃપો-હૈયે ભભૂકી અગની ઊઠયો. ૨

ઇન્દ્રના ધ્વજ-શો એનો નવો ઉદય ન્યાળતાં,
ઊંચી આંખે; થઈ રાજી પ્રજા સંતાન સાથમાં. ૩

હાથીની ચાલવાળો એ એકી સાથે વિરાજિયો,
સિંહાસને પિતાના, ને શત્રુઓના સમૂહ-પે. ૪

રાજ્યાભિષેક પામેલા રઘુને તેજ-મણ્ડલે,
પદ્મ-છત્રે ખરે, સેવે લક્ષ્મી પોતે અદૃશ્ય ર્‌હે. ૫

ચારણોમાં વસી સેવે યથાયોગ્ય સમે સમે,
એ સ્તુતિ-યોગ્યને સાચી સ્તુતિ થકી સરસ્વતી. ૬

સન્માન્ય મનુ ને બીજા નૃપોએ ભોગવી છતાં,
વસુન્ધરા કુમારી શી રઘુ સંગે વસી રહી. ૭

અપરાધ સમા દણ્ડે એ સૌનાં મનને હરે;
ન ઘણા શીત કે ઊના દક્ષિણાનિલની સમો. ૮

हंसश्रेणीषु तारासु कुमुद्वत्सु च वारिषु ।
विभूतयस्तदीयानां पर्यस्ता यशसामिव ॥१९॥

इक्षुच्छायनिषादिन्यस्तस्य गोप्तुर्गुणोदयम् ।
आकुमारकथोद्घातं शालिगोप्यो जगुर्यशः ॥२०॥

प्रससादोदयादम्भः कुम्भयोनेर्महौजसः ।
रघोरभिभवाशङ्कि चुक्षुभे द्विषतां मनः ॥२१॥

मदोदग्राः ककुद्मन्तः सरितां कूलमुद्रुजाः ।
लीलाखेलमनुप्रापुर्महोक्षास्तस्य विक्रमम् ॥२२॥

प्रसवैः सप्तपर्णानां मदगन्धिभिराहताः ।
असूययेव तन्नागाः सप्तधैव प्रसुस्रुवुः ॥२३॥

सरितः कुर्वती गाधाः पथश्चाश्यानकर्दमान् ।
यात्रायै चोदयामास तं शक्तेः प्रथमं शरत् ॥२४॥

तस्मै सम्यग्घुतो वह्निर्वाजिनीराजनाविधौ ।
प्रदक्षिणार्चिर्व्याजेन हस्तेनेव जयं ददौ ॥२५॥

स गुप्तमूलप्रत्यन्तः शुद्धपार्ष्णिरयान्वितः ।
षड्विधं बलमादाय प्रतस्थे दिग्जिगीषया ॥२६॥

अवाकिरन्वयोवृद्धास्तं लाजैः पौरयोषितः ।
पृषतैर्मन्दरोद्धूतैः क्षीरोर्मय इवाच्युतम् ॥२७॥

स ययौ प्रथमं प्राचीं तुल्यः प्राचीनबर्हिषा ।
अहिताननिलोद्धूतैस्तर्जयन्निव केतुभिः ॥२८॥

પિતાથી અધિકો પુત્ર જોતાં, ભાવ પ્રજા તણો
ઘટ્યો કૈં તાતમાં; જેમ આમ્ર-ફૂલે, મળ્યે ફળ. ૯

ધર્માધર્મનું નીતિજ્ઞો જ્ઞાન દે નૃપને નવા:
પ્હેલાને જ ગ્રહ્યો એણે; બીજાને દૂરથી તજ્યો. ૧૦

ગુણાળા અધિકા, પાંચે ભૂતો કેરા ગુણો થયા:
નવા એ ભૂપમાં જાણે બધું યે નવલું થયું. ૧૧

જેમ આહ્લાદથી 'ચન્દ્ર', અને 'તપન' તાપથી,
પ્રજા રાજી કર્યે 'રાજા' શબ્દ પાડે ખરો રઘુ. ૧૨

વિશાળાં લોચનો કાન લગી ખેંચાયલાં છતાં,
આંખ તો શાસ્ત્રની એને, ઝીણાં લક્ષ્ય બતાવતી. ૧૩

ઠરી ઠામ કરી રાજ્ય, થયો એ સ્વસ્થ; પ્હોંચી ત્યાં
પદ્મનાં લક્ષણવાળી શરદ્, રાજ-શ્રી બીજી-શી. ૧૪

વર્ષા, હળુ થયા મેઘે માર્ગ છાંડયે, અસહ્ય શો
સામટો રઘુ-ભાનુનો પ્રતાપ પ્રસર્યો બધે. ૧૫

ઇન્દ્રે ઉતાર્યું વર્ષાનું ધનુ; લે જીતનું, રઘુ:
વારાફરતી બન્ને એ, પ્રજાર્થે ધનુ ખેંચતા. ૧૬

ધોળાં કુમુદનાં છત્રે, ખીલેલાં કાશ-ચામરે,
એ શી થવા કરે યત્નો ઋતુ; — એવી સુહે નહીં. ૧૭

પ્રસન્ન મુખમાં એનાં; સ્વચ્છ, તેજસ્વી ચન્દ્રમાં;
બેઉમાં આંખવાળાને સરખી પ્રીત થૈ તદા. ૧૮

रजोभिः स्यन्दनोद्धूतैर्गजैश्च घनसंनिभैः ।
भुवस्तलमिव व्योम कुर्वन्व्योमेव भूतलम् ॥२९॥

प्रतापोऽग्रे ततः शब्दः परागस्तदनन्तरम् ।
ययौ पश्चाद्रथादीति चतुःस्कन्धेव सा चमूः ॥३०॥

मरुपृष्ठान्युदम्भांसि नाव्याः सुप्रतरा नदीः ।
विपिनानि प्रकाशानि शक्तिमत्त्वाच्चकार सः ॥३१॥

स सेनां महतीं कर्षन्पूर्वसागरगामिनीम् ।
बभौ हरजटाभ्रष्टां गङ्गामिव भगीरथः ॥३२॥

त्याजितैः फलमुत्खातैर्भग्नैश्च बहुधा नृपैः ।
तस्यासीदुल्बणो मार्गः पादपैरिव दन्तिनः ॥३३॥

पौरस्त्यानेवमाक्रामंस्तांस्ताञ्जनपदाञ्जयी ।
प्राप तालीवनश्याममुपकण्ठं महोदधेः ॥३४॥

अनम्राणां समुद्धर्तुस्तस्मात्सिन्धुरयादिव ।
आत्मा संरक्षितः सुह्मैर्वृत्तिमाश्रित्य वैतसीम् ॥३५॥

वङ्गानुत्खाय तरसा नेता नौसाधनोद्यतान् ।
निचखान जयस्तम्भान्गङ्गास्रोतोन्तरेषु सः ॥३६॥

आपादपद्मप्रणताः कलमा इव ते रघुम् ।
फलैः संवर्धयामासुरुत्खातप्रतिरोपिताः ॥३७॥

स तीर्त्वा कपिशां सैन्यैर्बद्धद्विरदसेतुभिः ।
उत्कलादर्शितपथः कलिङ्गाभिमुखो ययौ ॥३८॥

તારામાં, હંસ-હારોમાં, જલોમાં (કુમુદે ભર્યાં),
ફેલાઈ રઘુરાજાની યશની શું સમૃદ્ધિઓ! ૧૯

બેસીને શેરડી-છાયે, સ્ત્રીઓ ચોખા રખોપતી,
રઘુના બાલ્યથી શૌર્ય-ગાનોનો યશ ગુંજતી. ૨૦

અગસ્ત્ય અતિ ઓજસ્વી ઊગ્યે, જલ પ્રસન્ન સૌઃ
ઉદયે રઘુનાં, ડ્હોળાં થયાં શત્રુ-મનો ભયે. ૨૧

ખૂંધવાળા, મદોન્મત્ત, નદીના તટ ખોદતા,
રઘુની વીર-લીલાને મોટા સાંઢ અનુસરે. ૨૨

ઘવાતાં, મદ-ગન્ધાળાં ફૂલોથી સાતવીણનાં,
સાતે ધારે ગજો એના સ્પર્ધાથી મદ શું ઝર્યા! ૨૩

નદીઓ ઊતર્યાં શી થૈઃ સૂકાયા કાદવો પથે:
શક્તિએ પ્રેરતાં પ્હેલાં યાત્રાએ પ્રેરતી શરદ્. ૨૪

અગ્નિએ સરખા હોમે અશ્વની-રાજના સમે,
જમણી ઝાળરૂપે શું દીધો વિજય હાથથી. ૨૫

કેન્દ્ર, સીમા અને પીઠ રક્ષી, વિધિ થકી શુભ;
૭ પ્રકારની લૈ સેના પ્રસ્થાન દિગ્જયે કરે. ૨૬

વૃદ્ધાઓ શ્હેરની વર્ષે લાજાને રઘુ-પે, યથા
વિષ્ણુ-પે મંદર-ઊડ્યાં બિન્દુને સિન્ધુ-ઊર્મિઓ. ૨૭

ગયો પ્રાચી દિશે પ્હેલાં રઘુ પ્રાચીનબર્હિ શો;
વાયુ-ઊડ્યા ધ્વજે જાણે શત્રુઓને ડરાવતો. ૨૮

स प्रतापं महेन्द्रस्य मूर्ध्नि तीक्ष्णं न्यवेशयत् ।
अङ्कुशं द्विरदस्येव यन्ता गम्भीरवेदिनः ॥३९॥

प्रतिजग्राह कालिङ्गस्तमस्त्रैर्गजसाधनः ।
पक्षच्छेदोद्यतं शक्रं शिलावर्षीव पर्वतः ॥४०॥

द्विषां विषह्य काकुत्स्थस्तत्र नाराचदुर्दिनम् ।
सन्मङ्गलस्नात इव प्रतिपेदे जयश्रियम् ॥४१॥

ताम्बूलीनां दलैस्तत्र रचितापानभूमयः ।
नारिकेलासवं योधाः शात्रवं च पपुर्यशः ॥४२॥

गृहीतप्रतिमुक्तस्य स धर्मविजयी नृपः ।
श्रियं महेन्द्रनाथस्य जहार न तु मेदिनीम् ॥४३॥

ततो वेलातटेनैव फलवत्पूगमालिना ।
अगस्त्याचरितामाशामनाशास्यजयो ययौ ॥४४॥

स सैन्यपरिभोगेण गजदानसुगन्धिना ।
कावेरीं सरितां पत्युः शङ्कनीयामिवाकरोत् ॥४५॥

बलैरध्युषितास्तस्य विजिगीषोर्गताध्वनः ।
मारीचोद्भ्रान्तहारीता मलयाद्रेरुपत्यकाः ॥४६॥

ससञ्जुरश्वक्षुण्णानामेलानामुत्पतिष्णवः ।
तुल्यगन्धिषु मत्तेभकटेषु फलरेणवः ॥४७॥

भोगिवेष्टनमार्गेषु चन्दनानां समर्पितम् ।
नास्रसत्करिणां ग्रैवं त्रिपदीच्छेदिनामपि ॥४८॥

રથે-ઊડી રજોટીથી, મેઘો જેવા ગજો થકી,
ભૂ જેવું કરતો વ્યોમ, ને વ્યોમ સમ ભૂ-તલ. ૨૯

પ્હેલાં પ્રતાપ, પછીથી શબ્દ, તે પછી ધૂળ; ને
પછી રથાદિ સેના સૌ ચાલે શું ચાર ભાગમાં. ૩૦

નદીઓ તરવા જેવી; મરુભોમ જલે ભરી;
ગાઢાં વનો કર્યાં ખુલ્લાં રઘુએ, શક્તિ-સંપદે. ૩૧

શોભ્યો, સેના મહા વ્હેતો પૂર્વ સાગરની ભણી,
શું ભગીરથ ગંગાને છૂટી શંભુ-જટા થકી. ૩૨

ફળો ખેરેલ, ઊખાડ્યા, ભાંગ્યા ભૂપોથી ઊઘડ્યો
રઘુનો માર્ગ; વૃક્ષોથી જેમ માતંગરાજનો. ૩૩

આ રીતે પૂર્વ દેશો સૌ જીતતો રઘુ પ્હોંચિયો
મહાસાગરના તીરે શ્યામ તાલીવનો થકી. ૩૪

ઉદ્ધતોને ઊખાડંતા રઘુથી, — નદી-પૂરથી
નમીને નેતરો સરખા સુહ્મો પ્રાણ બચાવતા. ૩૫

ઊખાડ્યા બલથી વંગો, — નૌકાબલ લઈ ખડા:
જય-સ્તમ્ભો કર્યા ઊભા દ્વીપોમાં ગંગસ્રોતમાં. ૩૬

પાદ-પદ્મે નમેલા એ વંગોને — કલમો સમા —
ઊખાડી, રોપિયા પાછા, રઘુને આપતા ફળો. ૩૭

હાથી-સેતુ થકી સેના તરાવી, કપિશા તર્યો:
ઉત્કલે દાખવ્યા માર્ગે કલિંગ પ્રતિ ઊપડ્યો. ૩૮

दिशि मन्दायते तेजो दक्षिणस्यां रवेरपि ।
तस्यामेव रघोः पाण्ड्याः प्रतापं न विषेहिरे ॥४९॥

ताम्रपर्णीसमेतस्य मुक्तासारं महोदधेः ।
ते निपत्य ददुस्तस्मै यशः स्वमिव संचितम् ॥५०॥

स निर्विश्य यथाकामं तटेष्वालीनचन्दनौ ।
स्तनाविव दिशस्तस्याः शैलौ मलयदर्दुरौ ॥५१॥

असह्यविक्रमः सह्यं दूरान्मुक्तमुदन्वता ।
नितम्बमिव मेदिन्याः स्रस्तांशुकमलङ्घयत् ॥५२॥

तस्यानीकैर्विसर्पद्भिरपरान्तजयोद्यतैः ।
रामास्त्रोत्सारितोऽप्यासीत्सह्यलग्न इवार्णवः ॥५३॥

भयोत्सृष्टविभूषाणां तेन केरलयोषिताम् ।
अलकेषु चमूरेणुश्चूर्णप्रतिनिधीकृतः ॥५४॥

मुरलामारुतोद्धूतमगमत्कैतकं रजः ।
तद्योधवारबाणानामयत्नपटवासताम् ॥५५॥

अभ्यभूयत वाहानां चरतां गात्रशिञ्जितैः ।
वर्मभिः पवनोद्धूतराजतालीवनध्वनिः ॥५६॥

खर्जूरीस्कन्धनद्धानां मदोद्गारसुगन्धिषु ।
कटेषु करिणां पेतुः पुंनागेभ्यः शिलीमुखाः ॥५७॥

अवकाशं किलोदन्वान् रामायाभ्यर्थितो ददौ ।
अपरान्तमहीपालव्याजेन रघवे करम् ॥५८॥

મહેન્દ્ર-શિખરે સ્થાપે રઘુ તીક્ષ્ણ પ્રતાપને;
હાથીના ચામડે જાડા, અંકુશ જ્યમ મહાવત. ૩૯

કલિંગ ગજ-સન્યાળો, અસ્ત્રોથી યુદ્ધ આપતો;
શિલા-વર્ષી ગિરિ જેમ પાંખ છેદક ઇન્દ્રને. ૪૦

સહી ઘેઘૂર વૃષ્ટિને કાકુત્સ્થે લોહ-બાણની,
શું કરી મંગલ સ્નાન, જય-શ્રી મેળવી તહીં. ૪૧

મદ્ય-શાલા રચી, પાન-પાત્રે નાગરવેલનાં,
નાળિયેરી સુરા સાથે સૈન્યે પીધો રિપુ-યશ. ૪૨

ધર્મ-જયી નૃપાળે એ જીતી, છૂટા કરી દીધા
કલિંગ-નૃપની લક્ષ્મી હરી; કિન્તુ ન ભૂમિને. ૪૩

અગસ્ત્યની દિશામાં એ પછી, ચાલ્યો સદા-જયી;
સોપારી-ફળથી રૂડા સિન્ધુ કેરા તટે તટે. ૪૪

સૈન્યથી ભોગવાયેલી, ગજોનો મદ ફોરતી
કાવેરી મહીં જન્માવી શંકા શું, પતિનાં મને. ૪૫

સૈન્યની, જય-વાંછુએ છાવણી નાખી વાટમાં,
મલયાદ્રિ-તળેટીમાં;— શુકો ક્ષુબ્ધ મરી-વને. ૪૬

અશ્વે ખૂંદાયલી એલાયચીની રજ ચોંટતી,
મદીલા ગજના એ શા ગન્ધી કુમ્ભસ્થળો પરે. ૪૭

ચન્દને સર્પ વીંટાયા થકી આંક પડેલ, ત્યાં
મદીલા ગજને બાંધી ખસી ના કંઠ-સાંકળો. ૪૮

मत्तेभरदनोत्कीर्णव्यक्तविक्रमलक्षणम् ।
त्रिकूटमेव तत्रोच्चैर्जयस्तम्भं चकार सः ॥५९॥

पारसीकांस्ततो जेतुं प्रतस्थे स्थलवर्त्मना ।
इन्द्रियाख्यानिव रिपूंस्तत्त्वज्ञानेन संयमी ॥६०॥

यवनीमुखपद्मानां सेहे मधुमदं न सः ।
बालातपमिवाब्जानामकालजलदोदयः ॥६१॥

सङ्ग्रामस्तुमुलस्तस्य पाश्चात्त्यैरश्वसाधनैः ।
शार्ङ्गकूजितविज्ञेयप्रतियोधे रजस्यभूत् ॥६२॥

भल्लापवर्जितैस्तेषां शिरोभिः श्मश्रुलैर्महीम् ।
तस्तार सरघाव्याप्तैः स क्षौद्रपटलैरिव ॥६३॥

अपनीतशिरस्त्राणाः शेषास्तं शरणं ययुः ।
प्रणिपातप्रतीकारः संरम्भो हि महात्मनाम् ॥६४॥

विनयन्ते स्म तद्योधा मधुभिर्विजयश्रमम् ।
आस्तीर्णाजिनरत्नासु द्राक्षावलयभूमिषु ॥६५॥

ततः प्रतस्थे कौवेरीं भास्वानिव रघुर्दिशम् ।
शरैरुस्रैरिवोदीच्यानुद्धरिष्यन् रसानिव ॥६६॥

विनीताध्वश्रमास्तस्य सिन्धुतीरविचेष्टनैः ।
दुधुवुर्वाजिनः स्कन्धाँल्लग्नकुङ्कुमकेसरान् ॥६७॥

तत्र हूणावरोधानां भर्तृषु व्यक्तविक्रमम् ।
कपोलपाटलादेशि बभूव रघुचेष्टितम् ॥६८॥

દિશા દક્ષિણમાં તેજ સૂર્યનું યે ઘટી જતું;
એમાં જ રઘુનો તાપ પાંડ્યો ના જીરવી શક્યા. ૪૯

સંગમે તામ્રપર્ણીના, સિન્ધુનાં શ્રેષ્ઠ મોતીઓ,
નમીને, એમણે દીધાં, — જાણે કે યશ સંચિયો. ૫૦

યથેચ્છ ભોગવી લૈને, ચન્દને સોહતાં કંઈ,
સ્તનો દિશા તણાં જાણે — ગિરિ મલય – દર્દુર; ૫૧

સિન્ધુએ દૂર રાખેલા સહ્યને, ના જ સહ્ય એ
ઓળંગે, — ભૂમિનો વસ્ત્ર-ખસેલો જ નિતમ્બ શું! ૫૨

પશ્ચિમ જીતવા ચાલ્યું રઘુનું સૈન્ય દીસતું,
સહ્યની પાસ શું સિન્ધુ, — ખસેડ્યો ભાર્ગવે છતાં! ૫૩

ભયે ભૂષણ ત્યાગેલા કેશે કેરલ-નારીના
લાગી સેના થકી ઊડી રેણુ, કેસરચૂર્ણ-શી. ૫૪

મુરલા-વાયુથી ઊડી કેતકી-રજ લાગતી
બખ્તરે રઘુ-યોદ્ધાનાં સ્હેજે, સુરભિચૂર્ણ-શી. ૫૫

દોડતા ઘોડલે પ્હેર્યાં બખ્તરોનો મહા ધ્વનિ
દાબી દે ધ્વનિને વાએ ઝૂલ્યા તાલીવનો તણા. ૫૬

ખજૂરીના થડે બાંધ્યા — મદ-વ્હેણે સુવાસિત —
હાથી-ગંડે પડ્યા ઊડી ભમરા નાગપુષ્પથી. ૫૭

સિન્ધુએ રામને દીધું સ્થાન માગ્યા થકી ખરે;
અપરાન્ત-નૃપો રૂપે રઘુને કર દૈ દીધો. ૫૮

काम्बोजाः समरे सोढुं तस्य वीर्यमनीश्वराः ।
गजालानपरिक्लिष्टैरक्षोटैः सार्धमानताः ॥६९॥

तेषां सदश्वभूयिष्ठास्तुङ्गा द्रविणराशयः ।
उपदा विविशुः शश्वन्नोत्सेकाः कोसलेश्वरम् ॥७०॥

ततो गौरीगुरुं शैलमारुरोहाश्वसाधनः ।
वर्धयन्निव तत्कूटानुद्धूतैर्धातुरेणुभिः ॥७१॥

शशंस तुल्यसत्त्वानां सैन्यघोषेऽप्यसंभ्रमम् ।
गुहाशयानां सिंहानां परिवृत्यावलोकितम् ॥७२॥

भूर्जेषु मर्मरीभूताः कीचकध्वनिहेतवः ।
गङ्गाशीकरिणो मार्गे मरुतस्तं सिषेविरे ॥७३॥

विशश्रमुर्नमेरूणां छायास्वध्यास्य सैनिकाः ।
दृषदो वासितोत्सङ्गा निषण्णमृगनाभिभिः ॥७४॥

सरलासक्तमातङ्गग्रैवेयस्फुरितत्विषः ।
आसन्नोषधयो नेतुर्नक्तमस्नेहदीपिकाः ॥७५॥

तस्योत्सृष्टनिवासेषु कण्ठरज्जुक्षतत्वचः ।
गजवर्ष्म किरातेभ्यः शशंसुर्देवदारवः ॥७६॥

तत्र जन्यं रघोर्घोरं पर्वतीयैर्गणैरभूत् ।
नाराचक्षेपणीयाश्मनिष्पेषोत्पतितानलम् ॥७७॥

शरैरुत्सवसंकेतान्स कृत्वा विरतोत्सवान् ।
जयोदाहरणं बाह्वोर्गापयामास किंनरान् ॥७८॥

માતા ગજો તણા દંતશૂળે આંક્યા પરાક્રમે,
ત્રિકૂટને જ ત્યાં ઊંચો જય-સ્તમ્ભ કરી દીધો. ૫૯

જીતવા પારસીકોને ભૂમિ-માર્ગે પછી વળ્યો;
ઇન્દ્રિય-શત્રુઓને શું સંયમી તત્ત્વજ્ઞાનથી. ૬૦

યવની-મુખ-પદ્મે ના મદ્ય-રંગ સહે જ એ;
પદ્મે અરુણનો રંગ જેમ મેઘ અ-કાલનો. ૬૧

યવનો અશ્વ-સૈન્યાળા સાથેના ઘોર યુદ્ધમાં
ધનુ-ટંકારથી શત્રુ જણાતા, ગાઢ ધૂળમાં. ૬૨

ભલ્લે કાપી શિરો દાઢી-મૂંછાળાં, છાવરી ધરા;
મધમાખે ભર્યાં જાણે મધપૂડા તણા ઢગો! ૬૩

માથાના ટોપ ઉતારી, બાકીના શરણે થયા:
કોપ મોટાં તણો તે તો ઠરે નમન માત્રથી. ૬૪

યોદ્ધાઓએ ઉતાર્યો એ જયનો થાક મદ્ય પી,
દ્રાક્ષના માંડવા હેઠે બેસીને મૃગ-ચર્મ પે. ૬૫

પછી, ઉત્તરમાં ચાલ્યો એ, લેવા હાથમાં અરિ,
બાણોથી; રશ્મિથી જેમ ભૂમિના રસને રવિ. ૬૬

સિન્ધુને તીર આળોટી, ઉતારી થાક પન્થનો,
કેસર-લાગી ધુણાવી અશ્વોએ કેશવાળી ત્યાં. ૬૭

હૂણ-સ્ત્રીઓ તણા ગાલ લાલ ત્યાં કરી નાખતું
રઘુનું પ્રકટ્યું શૌર્ય, હૂણોને સામટા હણ્યે. ૬૮

परस्परेण विज्ञातस्तेषूपायनपाणिषु ।
राज्ञा हिमवतः सारो राज्ञः सारो हिमाद्रिणा ॥७९॥

तत्राक्षोभ्यं यशोराशिं निवेश्यावरुरोह सः ।
पौलस्त्यतुलितस्याद्रेरादधान इव ह्रियम् ॥८०॥

चकम्पे तीर्णलौहित्ये तस्मिन्प्राग्ज्योतिषेश्वरः ।
तद्गजालानतां प्राप्तैः सह कालागुरुद्रुमैः ॥८१॥

न प्रसेहे स रुद्धार्कमधारावर्षदुर्दिनम् ।
रथवर्त्मरजोऽप्यस्य कुत एव पताकिनीम् ॥८२॥

तमीशः कामरूपाणामत्याखण्डलविक्रमम् ।
भेजे भिन्नकटैर्नागैरन्यानुपरुरोध यैः ॥८३॥

कामरूपेश्वरस्तस्य हेमपीठाधिदेवताम् ।
रत्नपुष्पोपहारेण छायामानर्च पादयोः ॥८४॥

इति जित्वा दिशो जिष्णुर्न्यवर्तत रथोद्धतम् ।
रजो विश्रामयन्राज्ञां छत्रशून्येषु मौलिषु ॥८५॥

स विश्वजितमाजह्रे यज्ञं सर्वस्वदक्षिणम् ।
आदानं हि विसर्गाय सतां वारिमुचामिव ॥८६॥

सत्रान्ते सचिवसखः पुरस्क्रियाभि-
र्गुर्वीभिः शमितपराजयव्यलीकान् ।
काकुत्स्थश्चिरविरहोत्सुकावरोधान्
राजन्यान्स्वपुरनिवृत्तयेऽनुमेने ॥८७॥

કામ્બોજો યુદ્ધમાં એને અશક્ત સહવા નમ્યા;
ગજો બાંધ્યે, થયા ઢીલા અંકોલ તરુઓ સમા. ૬૯

એમના શ્રેષ્ઠ ઘોડાઓ; ઊંચા ઢગ સુવર્ણના;
ફરી ફરી રઘુ પામે; કિન્તુ ના લેશ ગર્વને. ૭૦

ગૌરી-પિતા હિમાદ્રિએ ચડ્યો અશ્વ-દળ પછી;
શું શૃંગો કરતો ઊંચાં, ઉડાડી ધાતુની રજે. ૭૧

સૈન્ય-ઘોષે ય ના ક્ષુબ્ધ; બલિષ્ઠ નિજ શા; ગુફા-
ઢળ્યા સિંહોનું વાળીને ડોક, જોવું વખાણતો. ૭૨

મર્મરે ભોજપત્રોમાં; વાંસોને ફૂજવી રહે;
ગંગાની ઝણ્યવાળા એ વાયરા સેવતા પથે. ૭૩

નમેરુ-છાયમાં યોદ્ધા વિરામે – કસ્તૂરીમૃગો
બેઠાથી નાભિના સ્પર્શે સુવાસિત શિલા પરે. ૭૪

સરલે બદ્ધ હાથીના કંઠની સાંકળે ઝગે
પાસેની ઔષધિ; – દીવી અ-તૈલ રઘુને નિશે. ૭૫

છાવણી છોડતાં, હાથી-કંઠની સાંકળે ઘસ્યા
દેવવૃક્ષો કિરાતોને ગજ-ઊંચાઈ દાખવે. ૭૬

પર્વત-વાસીઓ સાથે રઘુનું ઘોર યુદ્ધ ત્યાં:
નારાચે ગોફણી-પ્હાણા ઘસાતાં અગ્નિ ઊઠતો. ૭૭

કરી ઉત્સવ-સંકેતો ઉત્સવો – વિણ બાણથી;
ગવાડ્યાં કિન્નરો પાસે ગીતો બાહુની જીતનાં. ૭૮

ते रेखाध्वजकुलिशातपत्रचिह्नं
सम्राजश्चरणयुगं प्रसादलभ्यम् ।
प्रस्थानप्रणतिभिरङ्गुलीषुचक्रु-
र्मौलिस्रक्च्युतमकरन्दरेणुगौरम् ॥८८॥

જાણે અન્યોન્યને બન્ને હાથે લીધેલ ભેટથી:
હિમાદ્રિ નૃપનો સાર; નૃપ સાર હિમાદ્રિનો. ૭૯

અને ત્યાં યશનો પુંજ સ્થાપી અચલ, ઊતર્યો:
તોળેલા, રાવણે અદ્રિ-ઉરે શું હ્રી જગાડતો. ૮૦

લોહિત્યા ઊતર્યો એ, ત્યાં કંપ્યો પ્રાગ્જ્યોતિષેશ્વર;
રઘુના ગજ-બાંધેલા કાલાગુરુ તરુ સહે. ૮૧

ઢાંકતી સૂર્ય, ને વૃષ્ટિ વિના દુર્દિન સર્જતી
રઘુની રથ-રેણુ ના સહી; એ સૈન્ય શેં સહે? ૮૨

કામરૂપેશ રઘુને – ઇન્દ્રથી ય પરાક્રમી –
મદ-વ્હેતા ગજે સેવે, અન્યને બાળનાર જે. ૮૩

હેમ-પીઠે વિરાજેલા રઘુની પદ-કાન્તિને
પૂજતો કામરૂપેશ સમર્પી રત્ન-પુષ્પને. ૮૪

આમ જીતી દિશાઓ સૌ વળ્યો જયી, રથે ઊડી
ધૂળને રાખતો રાજાઓનાં છત્ર-હીણાં શિરે. ૮૫

ને કરે વિશ્વજિત્ યજ્ઞ દાન સર્વસ્વનું જહીં:
જે લે તે આપવા માટે મેઘની જેમ સજ્જનો. ૮૬

યજ્ઞાન્તે સચિવ-સખે ઘણાક પૂજી
ભૂપોને, શમવી જ હાર કેરી લજ્જા;
ને લાંબા વિરહથી રાણીઓ સ્મરે ત્યાં
જાવાને સ્વ-પુર ભણી રઘુ રજા દે. ૮૭

## पञ्चमः सर्गः ।

तमध्वरे विश्वजिति क्षितीशं
निःशेषविश्राणितकोशजातम् ।
उपात्तविद्यो गुरुदक्षिणार्थी
कौत्सः प्रपेदे वरतन्तुशिष्यः ॥१॥

स मृण्मये वीतहिरण्मयत्वा-
त्पात्रे निधायार्घ्यमनर्घशीलः ।
श्रुतप्रकाशं यशसा प्रकाशः
प्रत्युज्जगामातिथिमातिथेयः ॥२॥

तमर्चयित्वा विधिवद्विधिज्ञ-
स्तपोधनं मानधनाग्रयायी ।
विशांपतिर्विष्टरभाजमारा-
त्कृताञ्जलिः कृत्यविदित्युवाच ॥३॥

अप्यग्रणीर्मन्त्रकृतामृषीणां
कुशाग्रबुद्धे ! कुशली गुरुस्ते ।
यतस्त्वया ज्ञानमशेषमाप्तं
लोकेन चैतन्यमिवोष्णरश्मेः ॥४॥

ને છત્ર, ધ્વજ, કુલિશે સુહંત સમ્રાટ–
પાદાબ્જે નમન-વિધિથી પ્રીતિ પામ્યા,
જાતા સૌ, શિર-ફૂલ-માળના પરાગે
અંગુલી નૃપવરની કરી ગુલાબી. ૮૮

कायेन वाचा मनसापि शश्व-
द्यत्संभृतं वासवधैर्यलोपि ।
आपाद्यते न व्ययमन्तरायैः
कच्चिन्महर्षेस्त्रिविधं तपस्तत् ॥५॥

आधारबन्धप्रमुखैः प्रयत्नैः
संवर्धितानां सुतनिर्विशेषम् ।
कच्चिन्न वाय्वादिरुपप्लवो वः
श्रमच्छिदामाश्रमपादपानाम् ॥६॥

क्रियानिमित्तेष्वपि वत्सलत्वा-
दभग्नकामा मुनिभिः कुशेषु ।
तदङ्कशय्याच्युतनाभिनाला
कच्चिन्मृगीणामनघा प्रसूतिः ॥७॥

निर्वर्त्यते यैर्नियमाभिषेको
येभ्यो निवापाञ्जलयः पितॄणाम् ।
तान्युञ्छषष्ठाङ्कितसैकतानि
शिवानि वस्तीर्थजलानि कच्चित् ॥८॥

नीवारपाकादि कडंगरीयै-
रामृश्यते जानपदैर्न कच्चित् ।
कालोपपन्नातिथिकल्प्यभागं
वन्यं शरीरस्थितिसाधनं वः ॥९॥

## સર્ગ પાંચમો

ને વિશ્વજિત્ યજ્ઞ વિષે રઘુએ
ખાલી કર્યો જ્યાં નિજ સૌ ખજાનો,
વિદ્યા ગ્રહીને, ગુરુ-દક્ષિણાર્થે
ત્યાં કૌત્સ આવ્યો, વરતન્તુ-શિષ્ય. ૧

સોના-અભાવે લઈ અર્ઘ્ય માટીના
પાત્રે જતો વેદ થકી પ્રકાશતા
અતિથિ પ્રત્યે, યશથી પ્રકાશતો
અતિથિ-પ્રેમી, અણમૂલ ભૂપ એ. ૨

એને પૂજીને વિધિથી, વિધિ-જ્ઞ એ,
સ્વમાન કેરા ધનથી ધનાઢ્ય,
કાર્યજ્ઞ, જોડી કર બેઉ, આસને
બેઠા કને બેસી, નૃપાળ બોલ્યો : ૩

'કુશાગ્ર બુદ્ધિ, ઋષિ શ્રેષ્ઠ મન્ત્ર-
દ્રષ્ટા મહીં છે ગુરુ ક્ષેત્રમાં કે;
જેથી, તમો જ્ઞાન બધું ય પામ્યા,
ચૈતન્ય પામે જ્યમ સૃષ્ટિ સૂર્યથી? ૪

अपि प्रसन्नेन महर्षिणा त्वं
सम्यग्विनीयानुमतो गृहाय ।
कालो ह्ययं संक्रमितुं द्वितीयं
सर्वोपकारक्षममाश्रमं ते ॥१०॥

तवार्हतो नाभिगमेन तृप्तं
मनो नियोगक्रिययोत्सुकं मे ।
अप्याज्ञया शासितुरात्मना वा
प्राप्तोऽसि संभावयितुं वनान्माम् ॥११॥

इत्यर्घ्यपात्रानुमितव्ययस्य
रघोरुदारामपि गां निशम्य ।
स्वार्थोपपत्तिं प्रति दुर्बलाश-
स्तमित्यवोचद्वरतन्तुशिष्यः ॥१२॥

सर्वत्र नो वार्तमवेहि राज-
न्नाथे कुतस्त्वय्यशुभं प्रजानाम् ।
सूर्ये तपत्यावरणाय दृष्टेः
कल्पेत लोकस्य कथं तमिस्रा ॥१३॥

भक्तिः प्रतीक्ष्येषु कुलोचिता ते
पूर्वान्महाभाग ! तयातिशेषे ।
व्यतीतकालस्त्वहमभ्युपेत-
स्त्वामर्थिभावादिति मे विषादः ॥१४॥

દેહે, મને, વાણી થકી, ત્રણે રીતે
ભેળું કરેલું તપ જે ક્ષણે ક્ષણે,
મહર્ષિએ, ઇન્દ્રનું ધૈર્ય લોપતું;
વિઘ્નો થકી એ ઘટતું નથીને? ૫

થાળાં વગેરે રચીને, પ્રયત્નથી
ઉછેરિયા પુત્ર સમાન, થાકને
હરંત એ આશ્રમનાં તરુને
વાયુ વગેરે નથી પીડતાંને? ૬

રોકે ન-યજ્ઞાર્થ, છતાં-કુશોમાં
જેને પ્રીતે; જેમની નાળ નાભિની
ઋષિની ખોળાની પથારીમાં પડે,
એ હરણી-બચ્ચાં નથી દુઃખમાં ને? ૭

સ્નાનાદિ કાર્યો નિત થાય જેથી;
દેવાય જે અંજલિઓ પિતૃને;
રેતી તણા જ્યાં તટ ઉગ-છવાળા,
એ તીર્થ કેરાં જળ છે પ્રસન્ન કે? ૮

નીવાર આદિ વન-ધાન્ય આપનું,
અતિથિઓનો પણ ભાગ જેમાં,
આવી ચડંતાં પશુ ગામડેથી,
કે ખેતરે ખાઈ જતાં નથી ને? ૯

शरीरमात्रेण नरेन्द्र ! तिष्ठ-
न्नाभासि तीर्थप्रतिपादितर्द्धिः ।
आरण्यकोपात्तफलप्रसूतिः
स्तम्बेन नीवार इवावशिष्टः ॥१५॥

स्थाने भवानेकनराधिपः स-
न्नाकिंचनत्वं मखजं व्यनक्ति ।
पर्यायपीतस्य सुरैर्हिमांशोः
कलाक्षयः श्लाघ्यतरो हि वृद्धेः ॥१६॥

तदन्यतस्तावदनन्यकार्यो
गुर्वर्थमाहर्तुमहं यतिष्ये ।
स्वस्त्यस्तु ते निर्गलिताम्बुगर्भं
शरद्घनं नार्दति चातकोऽपि ॥१७॥

एतावदुक्त्वा प्रतियातुकामं
शिष्यं महर्षेर्नृपतिर्निषिध्य ।
किं वस्तु विद्वन्गुरवे प्रदेयं
त्वया कियद्वेति तमन्वयुङ्क्त ॥१८॥

ततो यथावद्विहिताध्वराय
तस्मै स्मयावेशविवर्जिताय ।
वर्णाश्रमाणां गुरवे स वर्णी
विचक्षणः प्रस्तुतमाचचक्षे ॥१९॥

સારું ભણાવી, ગુરુએ પ્રસન્ન થૈ,
દીધી ગૃહસ્થાશ્રમની રજા કે?
સૌ આશ્રમોને ઉપકારી આશ્રમ
દ્વિતીય, આવ્યો અવ કાલ એનો. ૧૦

તમો પધાર્યે જ ન તૃપ્તિ ચિત્તને;
આજ્ઞા થકી કૈં કરવા જ આતુર:
અહીં પધાર્યા વનથી કૃપા કરી,
સ્વેચ્છાથી; આજ્ઞા થકી કે ગુરુની?' ૧૧

આવી સુણીને ય ઉદાર વાણી,
ખાલી થયો પારખી અર્ઘ્ય-પાત્રથી,
મનોરથે આશાહીણો વદી રહે,
નૃપ પ્રતિ એ વરતન્તુ-શિષ્ય: ૧૨

'બધી ય વાતે સુખ છે અમોને:
રાજા તમો,—દુઃખ કશું પ્રજાને?
તપે રવિ, ત્યાં ક્યમ અંધકારની
આવી શકે આડશ લોક-આંખને? ૧૩

પૂજ્યોની પૂજા કુલ માંહિં તારા:
ને ભાગ્યશાળી, તુજમાં વિશેષ એ:
વીતી ગયે કાળ, હું તારી પાસે
આવ્યો છું લેવા;—મુજને વિષાદ એ. ૧૪

समाप्तविद्येन मया महर्षि-
र्विज्ञापितोऽभूद्गुरुदक्षिणायै ।
स मे चिरायास्खलितोपचारां
तां भक्तिमेवागणयत्पुरस्तात् ॥२०॥

निर्बन्धसंजातरुषार्थकार्श्य-
मचिन्तयित्वा गुरुणाहमुक्तः ।
वित्तस्य विद्यापरिसंख्यया मे
कोटीश्चतस्रो दश चाहरेति ॥२१॥

सोऽहं सपर्याविधिभाजनेन
मत्वा भवन्तं प्रभुशब्दशेषम् ।
अभ्युत्सहे संप्रति नोपरोद्धु-
मल्पेतरत्वाच्छ्रुतनिष्क्रयस्य ॥२२॥

इत्थं द्विजेन द्विजराजकान्ति-
रावेदितो वेदविदां वरेण ।
एनोनिवृत्तेन्द्रियवृत्तिरेनं
जगाद भूयो जगदेकनाथः ॥२३॥

गुर्वर्थमर्थी श्रुतपारदृश्वा
रघोः सकाशादनवाप्य कामम् ।
गतो वदान्यान्तरमित्ययं मे
मा भूत्परीवादनवावतारः ॥२४॥

સત્પાત્રને દૈ બધી લક્ષ્મી દાનમાં,
શોભે ઊભો કેવલ તું શરીર લૈ;
નીવાર-દાણા મુનિઓ લઈ જતા,
બાકી ઊભો ર્‌હે જ્યમ માત્ર સાંઠો. ૧૫

સમ્રાટ તો યે, બહુ શોભી ર્‌હેતી
યજ્ઞે થઈ આ ધન-હીનતા તુજ:
પીતાં સુરોએ, શશીની ઘટી કલા
તો વૃદ્ધિથી યે વખણાય ઝાઝી. ૧૬

તો સ્વસ્તિ તુંને: નહિ કાર્ય બીજું:
જઈશ બીજે ગુરુના ધનાર્થે:
ખાલી થયા શારદ મેઘ પાસે
માગે નહીં પાણીનું ટીપું ચાતકે.' ૧૭

આવું કહી, શિષ્ય મહર્ષિ કેરો
જવા જતો, ત્યાં નૃપ રોકી ર્‌હે છે:
'વિદ્વાન હે, છે ગુરુને શું આપવું?
ને કેટલું?' પૂછત ભૂપ એને. ૧૮

વિધિ થકી યજ્ઞ કરેલ જેણે;
વિનમ્ર; વર્ણાશ્રમના નિયામક;
એ ભૂપને વાત બધી ય, ત્યારે
કહી રહે પંડિત બ્રહ્મચારી એ: ૧૯

स त्वं प्रशस्ते महिते मदीये
वसंश्चतुर्थोऽग्निरिवाग्न्यगारे ।
द्वित्राण्यहान्यर्हसि सोढुमर्हन्
यावद्यते साधयितुं त्वदर्थम् ॥२५॥

तथेति तस्यावितथं प्रतीतः
प्रत्यग्रहीत्संगरमग्रजन्मा ।
गामात्तसारां रघुरप्यवेक्ष्य
निष्क्रष्टुमर्थं चकमे कुबेरात् ॥२६॥

वसिष्ठमन्त्रोक्षणजात्प्रभावा-
दुदन्वदाकाशमहीधरेषु ।
मरुत्सखस्येव बलाहकस्य
गतिर्विजघ्ने न हि तद्रथस्य ॥२७॥

अथाधिशिश्ये प्रयतः प्रदोषे
रथं रघुः कल्पितशस्त्रगर्भम् ।
सामन्तसंभावनयैव धीरः
कैलासनाथं तरसा जिगीषुः ॥२८॥

प्रातः प्रयाणाभिमुखाय तस्मै
सविस्मयाः कोषगृहे नियुक्ताः ।
हिरण्मयीं कोषगृहस्य मध्ये
वृष्टिं शशंसुः पतितां नभस्तः ॥२९॥

'વિદ્યા ભણ્યા કેડ, મહર્ષિને કરી
વિનંતી, લેવા ગુરુ-દક્ષિણા મેં;
પરન્તુ, એ તો મુજ લાંબી, સંતત
સેવા થકી કેવળ, રાજી પૂરા. ૨૦

વળી, વળી, આગ્રહ મેં કર્યાથી,
દારિદ્ર્ય ભૂલી મુજ, રોષથી વદ્યા :
"તો તું લઈ આવ સુવર્ણ-મ્હોરો,
વિદ્યાની સંખ્યા સમ ચૌદ કોટી." ૨૧

નિહાળીને અર્ધ્યનું પાત્ર માટીનું,
જાણી, હવે છો "પ્રભુ" નામના જ,
હાવાં કહી ના શકું, ભાર દૈને,
વિદ્યા તણું મૂલ્ય ઘણું જ દેવા.' ૨૨

આવી રીતે વેદ-વિશારદ દ્વિજે
નિવેદવાથી, શશી-શો પ્રભાભર્યો,
પાપેથી વાળી લીધી વૃત્તિવાળો
સમ્રાટ બોલ્યો ફરી કૌત્સની પ્રતિ : ૨૩

'વેદજ્ઞ કોઈ ગરુ દક્ષિણાર્થી,
માગ્યું રઘુ પાસથી મેળવ્યા વિના,
દાતા બીજા પાસ ગયો;' મને હો,
એવો મળો ના અપવાદ પ્હેલો. ૨૪

तं भूपतिर्भासुरहेमराशिं
लब्धं कुबेरादभियास्यमानात् ।
दिदेश कौत्साय समस्तमेव
पादं सुमेरोरिव वज्रभिन्नम् ॥३०॥

जनस्य साकेतनिवासिनस्तौ
द्वावप्यभूतामभिनन्द्यसत्त्वौ ।
गुरुप्रदेयाधिकनिःस्पृहोऽर्थी
नृपोऽर्थिकामादधिकप्रदश्च ॥३१॥

अथोष्टवामीशतवाहितार्थं
प्रजेश्वरं प्रीतमना महर्षिः ।
स्पृशन्करेणानतपूर्वकायं
संप्रस्थितो वाचमुवाच कौत्सः ॥३२॥

किमत्र चित्रं यदि कामसूर्भू-
र्वृत्ते स्थितस्याधिपतेः प्रजानाम् ।
अचिन्तनीयस्तु तव प्रभावो
मनीषितं द्यौरपि येन दुग्धा ॥३२॥

आशास्यमन्यत्पुनरुक्तभूतं
श्रेयांसि सर्वाण्यधिजग्मुषस्ते ।
पुत्रं लभस्वात्मगुणानुरूपं
भवन्तमीड्यं भवतः पितेव ॥३४॥

તો અગ્નિ-આગાર વિષે પવિત્ર,
પ્રસિદ્ધ મારા, ત્રણ-ચાર ફ્હાડા
ચતુર્થ અગ્નિ સરખા તમો વસો;
ત્યાં કૈં કરું હું તમ કાર્ય સાધવા.’ ૨૫

‘ભલે’ કહી, પ્રીતિ-ભરેલ બ્રાહ્મણે
અમોઘ વાણી રઘુની સ્વીકારી:
ને જોઈ ખાલી પૃથિવી, રઘુએ
લેવા ચહ્યું લક્ષ્મી કુબેર કેરી. ૨૬

વસિષ્ઠના મન્ત્ર તણા પ્રભાવથી
આકાશમાં, પર્વત કે સમુદ્રમાં
રોકાય એના રથની નહીં ગતિ;
વાયુ-સખા મેઘની જેવી રીતે. ૨૭

અને નિશાએ રઘુ ધીર ને શુચિ
શસ્ત્રાસ્ત્રથી સજ્જ રથે જ સૂતો;
સામન્ત જેવા ગણી, જીતવા બલે,
કૈલાસના નાથ કુબેરને, એ. ૨૮

પ્રભાતમાં જ્યાં કરતો પ્રયાણ ત્યાં
ભંડારીઓ વિસ્મયથી ભરેલા
આવી, કહે છે “થઈ આભમાંથી
ભંડારમાં વૃષ્ટિ સુવર્ણ કેરી!” ૨૯

इत्थं प्रयुज्याशिषमग्रजन्मा
राज्ञे प्रतीयाय गुरोः सकाशम् ।
राजापि लेभे सुतमाशु तस्मा-
दालोकमर्कादिव जीवलोकः ॥३५॥

ब्राह्मे मुहूर्ते किल तस्य देवी
कुमारकल्पं सुषुवे कुमारम् ।
अतः पिता ब्रह्मण एव नाम्ना
तमात्मजन्मानमजं चकार ॥३६॥

रूपं तदोजस्वि तदेव वीर्यं
तदेव नैसर्गिकमुन्नतत्वम् ।
न कारणात्स्वाद्बिभिदे कुमारः
प्रवर्तितो दीप इव प्रदीपात् ॥३७॥

उपात्तविद्यं विधिवद्गुरुभ्य-
स्तं यौवनोद्भेदविशेषकान्तम् ।
श्रीः साभिलाषापि गुरोरनुज्ञां
धीरेव कन्या पितुराचकाङ्क्ष ॥३८॥

अथेश्वरेण क्रथकैशिकानां
स्वयंवरार्थं स्वसुरिन्दुमत्याः ।
आप्तः कुमारानयनोत्सुकेन
भोजेन दूतो रघवे विसृष्टः ॥३९॥

જવું'તું જેના પર તે કુબેરથી
મળેલ સોના-ઢગલો ઝળાંહળાં,
દઈ જ દીધો સઘળો ય કૌત્સને,
—વજ્રે કપાઈ શું સુમેરુ-ટેકરી? ૩૦

અને અયોધ્યાપુરીના શહેરીઓ
કરી રહ્યા બેઉ તણાં વખાણ કે
'આ લે ન ઝાઝું ગુરુ-દક્ષિણાથી:
આ ભૂપ માગ્યાથી વિશેષ આપતો.' ૩૧

—સોનું વહે અશ્વ-ઊંટો ય સેંકડો:
નમંત રાજા રઘુને અડીને,
પ્રેમે ભર્યા કૌત્સ મહર્ષિ જાતાં
જાતાં વદી આમ રહે છ વાણી: ૩૨

'આશ્ચર્ય શું, ઇચ્છિત દે ધરા તો,
રાજાની રીતે જ રહ્યા નરેશને?
અચિન્ત્ય કિન્તુ તુજ આ પ્રભાવ કે
ઇચ્છે તું જે, તે નભ યે દઈ રહે. ૩૩

શ્રેયો બધાં છે જ મળેલ, તો બીજી
સૌ આશિષો છે પુનરુક્તિ જેવી:
તારા સમો સ્તુત્ય, ગુણે ભર્યો સુત
તને થજો, તું તુજ તાતને યથા." ૩૪

तं श्लाघ्यसंबन्धमसौ विचिन्त्य-
दारक्रियायोग्यदशं च पुत्रम् ।
प्रस्थापयामासससैन्यमेनं-
मृद्धां विदर्भाधिपराजधानीम् ॥४०॥

तस्योपकार्यारचितोपचारा
वन्येतरा जानपदोपदाभिः ।
मार्गे निवासा मनुजेन्द्रसूनो-
र्बभूवुरुद्यानविहारकल्पाः ॥४१॥

स नर्मदारोधसि सीकरार्द्रै-
र्मरुद्भिरानर्तितनक्तमाले ।
निवेशयामास विलङ्घिताध्वा
क्लान्तं रजोधूसरकेतु सैन्यम् ॥४२॥

अथोपरिष्टाद्भ्रमरैर्भ्रमद्भिः
प्राक्सूचितान्तः सलिलप्रवेशः ।
निर्धौतदानामलगण्डभित्ति-
र्वन्यः सरित्तो गज उन्ममज्ज ॥४३॥

निःशेषविक्षालितधातुनापि
वप्रक्रियामृक्षवतस्तटेषु ।
नीलोर्ध्वरेखाशबलेन शंस-
न्दन्तद्वयेनाश्मविकुण्ठितेन ॥४४॥

આવી દઈને નૃપને શુભાશિષ,
ચાલ્યો ગયો બ્રાહ્મણ એ ગુરુ કને:
રાજા ય એથી સુત તુર્ત પામ્યો;
રવિથી તેજ જયમ જીવ-લોક. ૩૫

ને બ્રાહ્મકાલે પટરાણીએ ખરે,
'કુમાર' જેવો પ્રસવ્યો કુમાર:
એથી, પિતાએ 'અજ' એમ પુત્રનું
બ્રહ્મા તણા નામથી નામ પાડ્યું. ૩૬

એ રૂપ ઓજસ્વી જ; વીર્ય એ જ;
ને એ જ સ્વાભાવિક યે ઊંચાઈ:
જુદો પિતા-કારણથી ન પુત્ર એ:
દીવાથી દીવા જયમ જન્મ એનો. ૩૭

વિદ્યા ગ્રહી છે વિધિથી ગુરુથી:
જુવાની ફૂટયે અદકો રૂપાળો:
ચાહંત યે શ્રી રહી વાટ જોઈ,
પિતાની આજ્ઞાની, શું ધીર કન્યા. ૩૮

ત્યાં ભોજરાજે ક્રથકૈશિકોના,
સ્વયંવરે ઇન્દુમતી બહેનના,
અતીવ કૈં આતુર તેડી લાવવા
કુમારને, અંગત દૂત મોકલ્યો. ૩૯

संहारविक्षेपलघुक्रियेण
हस्तेन तीराभिमुखः सशब्दम् ।
बभौ स भिन्दन्बृहतस्तरंगा-
न्वार्यर्गलाभङ्ग इव प्रवृत्तः ॥४५॥

शैलोपमः शैवलमञ्जरीणां
जालानि कर्षन्नुरसा स पश्चात् ।
पूर्वं तदुत्पीडितवारिराशिः
सरित्प्रवाहस्तटमुत्ससर्प ॥४६॥

तस्यैकनागस्य कपोलभित्त्यो-
र्जलावगाहक्षणमात्रशान्ता ।
वन्येतरानेकपदर्शनेन
पुनर्दिदीपे मददुर्दिनश्रीः ॥४७॥

सप्तच्छदक्षीरकटुप्रवाह-
मसह्यमाघ्राय मदं तदीयम् ।
विलङ्घिताधोरणतीव्रयत्नाः
सेनागजेन्द्रा विमुखा बभूवुः ॥४८॥

स च्छिन्नबन्धद्रुतयुग्यशून्यं
भग्नाक्षपर्यस्तरथं क्षणेन ।
रामापरित्राणविहस्तयोधं
सेनानिवेशं तुमुलं चकार ॥४९॥

સંબંધ સારો મનમાં લહી આ,
ને લગ્નને યોગ્ય સુપુત્ર જોઈ,
સંગાથ માંહી દઈ સૈન્ય મોકલ્યો
સમૃદ્ધ વૈદર્ભની રાજધાનીએ. ૪૦

એના પથે ગામ-જનોની ભેટથી
તંબૂ થયા સજ્જ બધાં ય સાધને,
શોભી રહ્યા સર્વ નરેન્દ્ર પુત્રના
શહેરી-ઉદ્યાન-વિહાર જેવા. ૪૧

ધ્વજે રજોટાયલ, થાકી સેનનો
રેવા તણે તીર પડાવ નાખ્યો;
ઝકોરભીના પવને ઝુલંતાં
હળુ હળુ જ્યાં તરુઓ કરંજનાં. ૪૨

ત્યાં પાણી માથે ભમરા ભમંતાં
રહે સૂચવાઈ જલ-હેઠ પેઠો
ધોવાઈ જાતાં મદ, સ્વચ્છ ગંડે
ઊંચો નદીમાં વન-હાથી ઊઠ્યો. ૪૩

ધોવાઈ ગૈ ધાતુ બધી, છતાં યે,
વપ્ર-ક્રિયા જે કરી ઋક્ષવાનમાં,
નીલોર્ધ્વ રેખાથી વિચિત્ર-ચિત્ર એ
બૂઠા જ દંતશૂળથી જણાતી. ૪૪

तमापतन्तं नृपतेरवध्यो
वन्यः करीति श्रुतवान्कुमारः ।
निवर्तयिष्यन्विशिखेन कुम्भे
जघान नात्यायतकृष्टशार्ङ्गः ॥५०॥

स विद्धमात्रः किल नागरूप-
मुत्सृज्य तद्विस्मितसैन्यदृष्टः ।
स्फुरत्प्रभामण्डलमध्यवर्ति
कान्तं वपुर्व्योमचरं प्रपेदे ॥५१॥

अथ प्रभावोपनतैः कुमारं
कल्पद्रुमोत्थैरवकीर्य पुष्पैः ।
उवाच वाग्मी दशनप्रभाभिः
संवर्धितोरःस्थलतारहारः ॥५२॥

मतङ्गशापादवलेपमूला-
दवाप्तवानस्मि मतङ्गजत्वम् ।
अवेहि गन्धर्वपतेस्तनूजं
प्रियंवदं मां प्रियदर्शनस्य ॥५३॥

स चानुनीतः प्रणतेन पश्चा-
न्मया महर्षिर्मृदुतामगच्छत् ।
उष्णत्वमग्न्यातपसंप्रयोगा-
च्छैत्यं हि यत्सा प्रकृतिर्जलस्य ॥५४॥

વિસ્તાર-સંકોચ કરંત વેગી
સૂંઢે, તટે આવત ગાજતો એ
તરંગ ભેદંત પ્રચણ્ડ, દીસતો
શું ભાંગતો બન્ધન-ભોગળોને! ૪૫

એણે ધકેલ્યા જળરાશિ બ્હોળા—
વાળું ધસ્યું વ્હેણ તટે પહેલું;
ખેંચંત શેવાળની જાળ છાતીથી,
આવ્યો પછી પર્વત-શો ગજેન્દ્ર એ. ૪૬

પાણીથી ધોવાઈ ગઈ ક્ષણેક,
ગંડસ્થળોની મદ-રેખની શ્રી,
દીપી ફરી, એકલમલ્લ હાથીની,
પાળ્યા ગજોને તટ-પે નિહાળતાં. ૪૭

સપ્તચ્છદ-ક્ષીર સરીખી તીખી,
અસહ્ય એની મદ-ગન્ધ સૂંઘતાં,
ન માનતાં મ્હાવતના પ્રયત્ન સૌ,
સેના-ગજેન્દ્રો મુખ ફેરવી ગયા. ૪૮

તોડાવી બન્ધો, ઝટ અશ્વ ભાગ્યા;
ઊંધા વળ્યા કૈં રથ, ભાંગતાં ધરી;
સ્ત્રી-રક્ષણે વ્યાકુલ સૈનિકો ત્યાં:
ક્ષણેકમાં છાવણી અસ્તવ્યસ્ત થૈ. ૪૯

इक्ष्वाकुवंशप्रभवो यदा ते
भेत्स्यत्यजः कुम्भमयोमुखेन ।
संयोक्ष्यसे स्वेन वपुर्महिम्ना
तदेत्यवोचत्स तपोनिधिर्माम् ॥५५॥

संमोचितः सत्त्ववता त्वयाहं
शापाच्चिरप्रार्थितदर्शनेन ।
प्रतिप्रियं चेद्भवतो न कुर्यां
वृथा हि मे स्यात्स्वपदोपलब्धिः ॥५६॥

संमोहनं नाम सखे! ममास्त्रं
प्रयोगसंहारविभक्तमन्त्रम् ।
गान्धर्वमादत्स्व यतः प्रयोक्तु-
र्न चारिहिंसा विजयश्च हस्ते ॥५७॥

अलं ह्रिया मां प्रति यन्मुहूर्तं
दयापरोऽभूः प्रहरन्नपि त्वम् ।
तस्मादुपच्छन्दयति प्रयोज्यं
मयि त्वया न प्रतिषेधरौक्ष्यम् ॥५८॥

तथेत्युपस्पृश्य पयः पवित्रं
सोमोद्भवायाः सरितो नृसोमः ।
उदङ्मुखः सोऽस्त्रविदस्त्रमन्त्रं
जग्राह तस्मान्निगृहीतशापात् ॥५९॥

જોઈ ધસંતા ગજને, કુમારે
'અવધ્ય હાથી વનનો, લહીને,
લગીર ખેંચી ધનુ, બાણ ફેંક્યું
ગંડસ્થળે, હાથી નિવારવાને. ૫૦

ખરે, અડ્યું જ્યાં શર, રૂપ હાથીનું
છોડી દઈ, વિસ્મિત સૈન્ય-સમ્મુખે
ઝગ્યા-પ્રભા-મંડળ-મધ્ય શોભતું
દૈવી ધર્યું રૂપ સુરમ્ય એણે. ૫૧

પછી પ્રભાવે નિજ, કલ્પવૃક્ષનાં
વર્ષાવી પુષ્પો અજ-પે, વદ્યો એ;
છાતી પરે ઝૂલત મોતી-માળની
કાન્તિ વધારી નિજ દન્ત-કાન્તિથી: ૫૨

"મતંગ-શાપે મુજ ગર્વથી હું
પામ્યો હતો રૂપ મતંગ કેરું:
ગન્ધર્વ-રાજા પ્રિયદર્શી કેરો
છું પુત્ર હું; ઓળખી લે, પ્રિયંવદ. ૫૩

પછી પ્રણામે વિનવ્યા થકી મેં,
થઈ ગયા કોમળ એ મહર્ષિ:
ઊનું થતું અગ્નિ થકી જ પાણી;
સ્વભાવ તો શીતળ સાવ એનો. ૫૪

एवं तयोरध्वनि दैवयोगा-
दासेदुषोः सख्यमचिन्त्यहेतु ।
एको ययौ चैत्ररथप्रदेशान्
सौराज्यरम्यानपरो विदर्भान् ॥६०॥

तं तस्थिवांसं नगरोपकण्ठे
तदागमारूढगुरुप्रहर्षः ।
प्रत्युज्जगाम क्रथकैशिकेन्द्र-
श्चन्द्रं प्रवृद्धोर्मिरिवोर्मिमाली ॥६१॥

प्रवेश्य चैनं पुरमग्रयायी
नीचैस्तथोपाचरदर्पितश्रीः ।
मेने यथा तत्र जनः समेतो
वैदर्भमागन्तुमजं गृहेशम् ॥६२॥

तस्याधिकारपुरुषैः प्रणतैः प्रदिष्टां
प्राग्द्वारवेदिविनिवेशितपूर्णकुम्भाम् ।
रम्यां रघुप्रतिनिधिः स नवोपकार्यां
बाल्यात्परामिव दशां मदनोऽध्युवास ॥६३॥

तत्र स्वयंवरसमाहृतराजलोकं
कन्याललाम कमनीयमजस्य लिप्सोः ।
भावावबोधकलुषा दयितेव रात्रौ
निद्रा चिरेण नयनाभिमुखी बभूव ॥६४॥

"ઇક્ષ્વાકુ-વંશે અજ જન્મી, જ્યારે
બાણેથી ગંડસ્થળ તારું ભેદશે;
તું દેહ ત્યારે ફરી દિવ્ય ધારજે:
કહ્યું મને એમ તપોનિધિએ. ૫૫

છોડ્યો મને શાપથી તેં; બલિષ્ઠ હે;
હું ઝંખતો દર્શન તારું, કે' દિથી:
વાળું નહીં જો ઉપકાર તારો,
તો ધૂળ મારું પદ મૂળ, પામવું. ૫૬

ગાંધર્વ, 'સંમોહન' અસ્ત્ર મારું,
પ્રયોગ ને વાળણ-મન્ત્ર સાથ લે:
હિંસા ન થાયે રિપુઓ તણી જરી,
ને હાથમાં જીત સદાય યુદ્ધમાં. ૫૭

સંકોચને છોડ; પ્રહારતાં યે,
મારા પરે રાખી દયા, ક્ષણે એ:
તો આ વિનંતી કરતો હું ત્યારે,
ના પાડતો તું નહિ, સ્નેહ-હીણો." ૫૮

'ભલે' કહી, પાણી પવિત્ર આચમી
ચન્દ્રેથી જન્મી નદી કેરું, ચન્દ્ર-શો,
અસ્ત્રજ્ઞ, પૂર્વાભિમુખે ગ્રહે છે
ગંધર્વના — શાપથી મુક્ત — અસ્ત્રને. ૫૯

तं कर्णभूषणनिपीडितपीवरांसं
शय्योत्तरच्छदविमर्दकृशाङ्गरागम् ।
सूतात्मजाः सवयसः प्रथितप्रबोधं
प्राबोधयन्नुषसि वाग्भिरुदारवाचः ॥६५॥

रात्रिर्गता मतिमतां वर ! मुञ्च शय्यां
धात्रा द्विधेव ननु धूर्जगतो विभक्ता ।
तामेकतस्तव बिभर्ति गुरुर्विनिद्र-
स्तस्या भवानपरधुर्यपदावलम्बी ॥६६॥

निद्रावशेन भवताप्यनवेक्षमाणा
पर्युत्सुकत्वमबला निशि खण्डितेव ।
लक्ष्मीर्विनोदयति येन दिगन्तलम्बी
सोऽपि त्वदाननरुचिं विजहाति चन्द्रः ॥६७॥

तद्वल्गुना युगपदुन्मिषितेन ताव-
त्सद्यः परस्परतुलामधिरोहतां द्वे ।
प्रस्पन्दमानपरुषेतरतारमन्त-
श्चक्षुस्तव प्रचलितभ्रमरं च पद्मम् ॥६८॥

वृन्ताच्छ्लथं हरति पुष्पमनोकहानां
संसृज्यते सरसिजैररुणांशुभिन्नैः ।
स्वाभाविकं परगुणेन विभातवायुः
सौरभ्यमीप्सुरिव ते मुखमारुतस्य ॥६९॥

આવી રીતે મારગમાં મળી જતાં,
બન્નેની મૈત્રી થઈ દૈવયોગે;
ગન્ધર્વ એ ચૈત્રરથે ગયો; બીજો
સુરાજ્યથી રમ્ય વિદેહદેશે. ૬૦

એ પ્હોંચતાંમાં નગરી સમીપે,
અતીવ હર્ષે ક્રથકૈશિકેન્દ્ર
સામે ગયો, જે રીત ચન્દ્રની ભણી
સિન્ધુ ઉછાળે ઉર કેરી ઊર્મિઓ. ૬૧

પુરે પ્રવેશાવત એ કુમારને,
પોતે રહી આગળ ભોજ; સેવતો
એવું, દીસે કે 'ઘરનો ધણી, અજ;
ને ભોજ આગન્તુ સમાન કોઈ.' ૬૨

એના વિનમ્ર અધિકારી જને બતાવ્યા
(ડેલીની વેદી પર કુંભ જળે ભરેલ)
મ્હેલે નવીન, રમણીય રઘુ પ્રતિનિધિ
રાતે વસ્યો; મદન જેમ વસે જુવાનીમાં. ૬૩

જેને સ્વયંવર વિષે વરવા નૃપાળો
ભેળા થયા, પરમ સુન્દરી ઝંખતો ત્યાં
ના ભાવ જાણી શકનારી પ્રિયા-શી નિદ્રા
આવી, દૃગે અજ તણાં બહુ મોડી મોડી. ૬૪

ताम्रोदरेषु पतितं तरुपल्लवेषु
निर्धौतहारगुलिकाविशदं हिमाम्भः ।
आभाति लब्धपरभागतयाधरोष्ठे
लीलास्मितं सदशनार्चिरिव त्वदीयम् ॥७०॥

यावत्प्रतापनिधिराक्रमते न भानु-
रह्नाय तावदरुणेन तमो निरस्तम् ।
आयोधनाग्रसरतां त्वयि वीर! याते
किं वा रिपूंस्तव गुरुः स्वयमुच्छिनत्ति? ॥७१॥

शय्यां जहत्युभयपक्षविनीतनिद्राः
स्तम्बेरमा मुखरशृङ्खलकर्षिणस्ते ।
येषां विभान्ति तरुणारुणरागयोगा-
द्भिन्नाद्रिगैरिकतटा इव दन्तकोशाः ॥७२॥

दीर्घेष्वमी नियमिताः पटमण्डपेषु
निद्रां विहाय वनजाक्ष! वनायुदेश्याः ।
वक्त्रोष्मणा मलिनयन्ति पुरोगतानि
लेह्यानि सैन्धवशिलाशकलानि वाहाः ॥७३॥

भवति विरलभक्तिर्म्लानपुष्पोपहारः
स्वकिरणपरिवेषोद्भेदशून्याः प्रदीपाः ।
अयमपि च गिरं नस्त्वत्प्रबोधप्रयुक्ता-
मनुवदति शुकस्ते मञ्जुवाक्पञ्जरस्थः ॥७४॥

ત્યાં કર્ણ-ભૂષણ છપાયલ કાંધવાળા,
ને ચાદરે બહુ ઘસાયલ લેપવાળા
એ પ્રાજ્ઞને સમવયસ્ક જ બન્દિપુત્રે
વ્હેલે પ્રભાત મધુરાં વચને જગાડ્યો: ૬૫

'રાત્રી ગઈ, પ્રખર પ્રાજ્ઞ તું છોડ શય્યા:
બે ભાગમાં જગની ધોંસરી વ્હેંચી ઈશે:
ધારે છ, જાગ્રત પિતા તુજ એક બાજુ:
તું બીજી બાજુ પર ધોંસરી ધારનારો. ૬૬

નિદ્રા થકી વશ તમે ય ઉવેખી જેને,
એ લક્ષ્મી-પ્રીતિભરી ખણ્ડિત નાયિકા-શી
જેથી પ્રસન્ન, શશી એ પણ આથમી રહ્યો,
ત્યાગે છ તારી મુખકાન્તિ સમાન કાન્તિને. ૬૭

તો એક સાથ બસ ઊઘડતાં રૂપાળાં
બન્ને, તુલા પર રહો સરખાં જ તુર્ત,
તારાં દૃગો, સરકતી જહિં સ્નિગ્ધ કીકી;
ને પદ્મ, જેની મહિં કૈં ફરકે દ્વિરેફ. ૬૮

વૃક્ષો તણાં શિથિલ કૈં ફૂલને હરે છે:
ખૂલ્યાં, – ઉષા-કિરણથી – કમલે અડે છે:
ચાહંત શું સહજ સૌરભ શ્વાસની તુજ,
વાયુ સુગન્ધિત પ્રભાત તણો વહે છે. ૬૯

इति विरचितवाग्भिर्बन्दिपुत्रैः कुमारः
सपदि विगतनिद्रस्तल्पमुज्झांचकार ।
मदपटुनिनदद्भिर्बोधितो राजहंसैः
सुरगज इव गाङ्गं सैकतं सुप्रतीकः ॥७५॥

अथ विधिमवसाय्य शास्त्रदृष्टं
दिवसमुखोचितमञ्चिताक्षिपक्ष्मा ।
कुशलविरचितानुकूलवेषः
क्षितिपसमाजमगात्स्वयंवरस्थम् ॥७६॥

વૃક્ષો તણી અરુણ કૂંપળ-પે પડેલાં
ધોયેલ મોતી સમ ઝાકળ-બિન્દુ સ્વચ્છ,
શોભંત ઝાઝું,–અધરોષ્ઠની પાર્શ્વ-ભૂમાં
તારું મીઠું સ્મિત શું, દન્તની કાન્તિ સાથે. ૭૦

ના જ્યાં પ્રતાપનિધિ આક્રમતો રવિ, ત્યાં
અંધારું સર્વ અરુણે જ ઉડાડી મૂક્યું:
તું વીર, યુદ્ધ મહિં ચાલત મોખરે, તો
શું શત્રુને તુજ પિતા હણશે જ પોતે? ૭૧

ખંખેરી ઊંઘ પડખાંથી, તજે પથારી:
ખેંચે ગજો ખણખણાટથી સાંકળોને:
સોહી રહ્યા અરુણ રંગથી દન્તકોષો,–
ભેદી શું અદ્રિ તણી ભેખડ ગેરુ-રંગી. ૭૨

તંબૂ વિશાળ મહિં અંબુજ-નેત્ર, બાંધ્યા
અશ્વો ઇરાની તુજ ઊંઘ મહીંથી ઊઠ્યા;
નિઃશ્વાસ ઉષ્ણ થકી મેલી કરે છ મોઢે
મૂકેલી, સ્વાદભરી સૈન્ધવની શિલાને. ૭૩

શિથિલ ઢળી પડી છે મ્લાન પુષ્પોની માળા:
કિરણ-દ્યુતિ ઘટ્યાથી ખાલી જેવા દીવાઓ:
કુંવર, જગવનારી વાણી જે આ અમારી,
ફેરી તુજ શુક બોલે પીંજરે મંજુ મંજુ; ૭૪

## षष्ठः सर्गः ।

स तत्र मञ्चेषु मनोज्ञवेषा-
न्सिंहासनस्थानुपचारवत्सु ।
वैमानिकानां मरुतामपश्य-
दाकृष्टलीलान्नरलोकपालान् ॥१॥

रतेर्गृहीतानुनयेन कामं
प्रत्यर्पितस्वाङ्गमिवेश्वरेण ।
काकुत्स्थमालोकयतां नृपाणां
मनो बभूवेन्दुमतीनिराशम् ॥२॥

वैदर्भनिर्दिष्टमसौ कुमारः
क्लृप्तेन सोपानपथेन मञ्चम् ।
शिलाविभङ्गैर्मृगराजशाव-
स्तुङ्गं नगोत्सङ्गमिवारुरोह ॥३॥

परार्ध्यवर्णास्तरणोपपन्न-
मासेदिवान्रत्नवदासनं सः ।
भूयिष्ठमासीदुपमेयकान्ति-
र्मयूरपृष्ठाश्रयिणा गुहेन ॥४॥

મધુર મધુ સુણી આ બન્દિ-પુત્રોની વાણી,
ઝટ નિંદરથી જાગી, ત્યાગી શય્યા કુમારે:
મદિલ મધુર ગાતા રાજહંસોથી જાગ્યા
સુર-સરિતની રેતી ત્યાગી ઐરાવતે શું. ૭૫

પછી દિન-વિધિ શાસ્ત્ર-રીત જેમ
કરી, અતિશે રૂડી પાંપણે સુહાતા,
કુશળ જનથી વેષ પ્હેરી ચાલ્યો,
નૃપતિ-સમૂહ મળ્યો સ્વયંવરે, ત્યાં. ૭૬

ताखु श्रिया राजपरम्परासु
प्रभाविशेषोदयदुर्निरीक्ष्यः ।
सहस्रधात्मा व्यरुचद्विभक्तः
पयोमुचां पङ्क्तिषु विद्युतेव ॥५॥

तेषां महार्हासनसंस्थितानां-
मुदारनेपथ्यभृतां स मध्ये ।
रराज धाम्ना रघुसूनुरेव
कल्पद्रुमाणामिव पारिजातः ॥६॥

नेत्रव्रजाः पौरजनस्य तस्मि-
न्विहाय सर्वान्नृपतीन्निपेतुः ।
मदोत्कटे रेचितपुष्पवृक्षा
गन्धद्विपे वन्य इव द्विरेफाः ॥७॥

अथ स्तुते बन्दिभिरन्वयज्ञैः
सोमार्कवंश्ये नरदेवलोके ।
संचारिते चागुरुसारयोनौ
धूपे समुत्सर्पति वैजयन्तीः ॥८॥

पुरोपकण्ठोपवनाश्रयाणां
कलापिनामुद्धतनृत्यहेतौ ।
प्रध्मातशङ्खे परितो दिगन्तां-
स्तूर्यस्वने मूर्च्छति मङ्गलार्थे ॥९॥

## સર્ગ છઠ્ઠો

રત્ને જડ્યા મંચ પરે સુહંતા
સિંહાસને રાજવી વેશમાં રૂડા,
વિમાન-બેઠેલ સુરો સરીખા
નૃપાળને કૈં અજ નીરખે ત્યાં. ૧

શિવે સ્વીકારી રતિ કેરી પ્રાર્થના,
દીધો ફરી શું નિજ દેહ કામને,
એવો નિહાળી અજ, ભૂપનાં મન
નિરાશ હા, ઇન્દુમતી વિશે થયાં. ૨

બતાવતાં મંચ વિદેહરાજે,
સોપાનથી રમ્ય, ચડ્યો કુમાર ત્યાં;
શિલા પરેથી જ્યમ બાળ સિંહનો
ઊંચાં ગિરિનાં શિખરે ચડી રહે. ૩

રૂપાળી રંગેલી બિછાત માથે
રત્ને ખચ્યાં આસન-પે બિરાજતાં,
શોભંત એ કાર્તિક શો જ સાક્ષાત,
મયૂરની પીઠ પરે સુશોભતા. ૪

मनुष्यवाह्यं चतुरस्रयान-
मध्यास्य कन्या परिवारशोभि ।
विवेश मञ्चान्तरराजमार्गं
पतिंवरा क्लृप्तविवाहवेषा ॥१०॥

तस्मिन्विधानातिशये विधातुः
कन्यामये नेत्रशतैकलक्ष्ये ।
निपेतुरन्तःकरणैर्नरेन्द्रा
देहैः स्थिताः केवलमासनेषु ॥११॥

तां प्रत्यभिव्यक्तमनोरथानां
महीपतीनां प्रणयाग्रदूत्यः ।
प्रवालशोभा इव पादपानां
शृङ्गारचेष्टा विविधा बभूवुः ॥१२॥

कश्चित्कराभ्यामुपगूढनाल-
मालोलपत्राभिहतद्विरेफम् ।
रजोभिरन्तः परिवेषबन्धि
लीलारविन्दं भ्रमयांचकार ॥१३॥

विस्रस्तमंसादपरो विलासी
रत्नानुविद्धाङ्गदकोटिलग्नम् ।
प्रालम्बमुत्कृष्य यथावकाशं
निनाय साचीकृतचारुवक्त्रः ॥१४॥

અનેક એ ભૂપતિઓ મહીં શ્રી
શું વીજ વ્હેંચાઈ અનેક મેઘમાં ! –
સહસ્ર રૂપે સુહતી, પ્રભા થકી
મહા, નિહાળાય જ માંડ માંડ ! ૫

ત્યાં શ્રેષ્ઠ સિંહાસન-પે બિરાજતા,
ઝગંત પોષાક અમૂલ્ય ધારતા,
સૌમાં રઘુ-પુત્ર પ્રકાશી ઊઠ્યો,
કલ્પદ્રુમોમાં જ્યમ પારિજાત. ૬

છોડી નૃપો સૌ, અજ-પે ઠરી રહ્યાં
નેત્રો બધાં યે પુરવાસીઓનાં;
છોડી ખીલેલાં તરુ, જેમ જંગલી
ગન્ધ-દ્વિપે મત્ત, પડે દ્વિરેફો. ૭

ત્યાં, ચન્દ્ર ને સૂરજવંશી ભૂપો
વંશાવળી જાણતથી સ્તવાતાં;
ને ધૂપ ઊંચા અગરુ તણા ઊંચે
ધજા પરે, સૌ દિશ ફેલી રહેતા; ૮

ને, રાજધાનીની નજીક – બાગના
મોરો મહીં વેગીલ નૃત્ય પ્રેરતા
શંખધ્વનિ, તૂર્ય તણા સ્વરો વળી,
વ્યાપી જતાં મંગલ, સૌ દિશામાં : ૯

आकुञ्चिताग्राङ्गुलिना ततोऽन्यः
किंचित्समावर्जितनेत्रशोभः ।
तिर्यग्विसंसर्पिनखप्रभेण
पादेन हैमं विलिलेख पीठम् ॥१५॥

निवेश्य वामं भुजमासनार्धे
तत्संनिवेशादधिकोन्नतांसः ।
कश्चिद्विवृत्तत्रिकभिन्नहारः
सुहृत्समाभाषणतत्परोऽभूत् ॥१६॥

विलासिनीविभ्रमदन्तपत्र-
मापाण्डुरं केतकबर्हमन्यः ।
प्रियानितम्बोचितसंनिवेशै-
र्विपाटयामास युवा नखाग्रैः ॥१७॥

कुशेशयाताम्रतलेन कश्चि-
त्करेण रेखाध्वजलाञ्छनेन ।
रत्नाङ्गुलीयप्रभयानुविद्धा-
नुदीरयामास सलीलमक्षान् ॥१८॥

कश्चिद्यथाभागमवस्थितेऽपि
स्वसंनिवेशाद्व्यतिलङ्घिनीव ।
वज्रांशुगर्भाङ्गुलिरन्ध्रमेकं
व्यापारयामास करं किरीटे ॥१९॥

ખંભા પરે ચાર, ધરેલ પાલખી
મહીં વિરાજેલ વિવાહ-વેષે,
સખી-જને શોભત કૈં, સ્વયંવરે
કન્યા પ્રવેશી નૃપ-મંચ-માર્ગમાં. ૧૦

કન્યા-કૃતિ અદ્‌ભુત એ વિધાત્રીની:
એને જ જોતાં નયનો હજારો:
એમાં વસ્યા અંતરથી નરેન્દ્ર સૌ;—
રહી ગયા કેવળ દેહ આસને. ૧૧

એને અતીશે ચહતા નૃપાળો
—પ્રીતિ તણી પ્હેલી જ દૂતી જેવી—
કૈં પ્રેમ-ચેષ્ટા કરતા જુદી જુદી,
વૃક્ષો તણી કૂંપળ જેવી શોભતી. ૧૨

કો હાથ લૈ નાળ સુરમ્ય પદ્મની,
ભમાવતો; નાચત પાંખડીઓ
થકી ભમંતા ભમરા હટાવતો;—
પરાગનું થાય કુંડાળું પદ્મમાં. ૧૩

વિલાસી કો, રત્ન-જડ્યા કડાની
અણી-ભરાઈ ફૂલ-માળ કાઢી,
—ખસેલી ખંભેથી—ફરીથી ગોઠવે,
રૂપાળું મ્હોં વાંકું કરી લગીર. ૧૪

ततो नृपाणां श्रुतवृत्तवंशा
पुंवत्प्रगल्भा प्रतिहाररक्षी ।
प्राक्संनिकर्षं मगधेश्वरस्य
नीत्वा कुमारीमवदत्सुनन्दा ॥२०॥

असौ शरण्यः शरणोन्मुखाना-
मगाधसत्त्वो मगधप्रतिष्ठः ।
राजा प्रजारञ्जनलब्धवर्णः
परंतपो नाम यथार्थनामा ॥२१॥

कामं नृपाः सन्तु सहस्रशोऽन्ये
राजन्वतीमाहुरनेन भूमिम् ।
नक्षत्रताराग्रहसंकुलापि
ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः ॥२२॥

क्रियाप्रबन्धादयमध्वराणा-
मजस्रमाहूतसहस्रनेत्रः ।
शच्याश्चिरं पाण्डुकपोललम्बा-
न्मन्दारशून्यानलकांश्चकार ॥२३॥

अनेन चेदिच्छसि गृह्यमाणं
पाणिं वरेण्येन कुरु प्रवेशे ।
प्रासादवातायनसंश्रितानां
नेत्रोत्सवं पुष्पपुराङ्गनानाम् ॥२४॥

ને અન્ય, વાળેલ દગોથી શોભતો,
ત્રાંસાં ફૂટંતાં નખ-તેજવાળા
લગીર વાળ્યા પગ-અંગૂઠાથી
રૂહે ખોતરી સ્વર્ણની પાદપીઠને. ૧૫

અર્ધાસને ડાબી ભુજાથી ટેકો
લેતાં, ખભો કૈં અધિકો ઊંચો થતાં,
વળેલ ડોકે સરકેલ હારે
સખાની સંગે વદવા જતો કો. ૧૬

સ્ત્રી-કાનનું ભૂષણ, હાથીદાંતનું,—
એવું પીળું કેતકી-પત્ર તોડયું,
બીજા જુવાને નખની અણીથી,—
પ્રિયા-નિતમ્બે ઠરનાર જે સદા. ૧૭

રેખા-ધ્વજે અંકિત, લાલ પદ્મ-શી
હથેળીવાળા કરથી, છટાથી
પાસા ઉછાળ્યા જરી—વીંટીમાં જડયાં
રત્ને ઝગંતા—વળી, અન્ય ભૂપે. ૧૮

ને ગોઠવાયો સરખો છતાં યે,
મુકુટને ગોઠવતો—મુકુટના
હીરા તણાં તેજથી આંગળીનાં
ઝગંત છિદ્રાળ કરે—નૃપાળ કો. ૧૯

एवं तयोक्ते तमवेक्ष्य किंचि-
द्विस्रंसिदूर्वाङ्कमधूकमाला ।
ऋजुप्रणामक्रियथैव तन्वी
प्रत्यादिदेशैनमभाषमाणा ॥२५॥

तां सैव वेत्रग्रहणे नियुक्ता
राजान्तरं राजसुतां निनाय ।
समीरणोत्थेव तरंगलेखा
पद्मान्तरं मानसराजहंसीम् ॥२६॥

जगाद चैनामयमङ्गनाथः
सुराङ्गनाप्रार्थितयौवनश्रीः ।
विनीतनागः किल सूत्रकारै-
रैन्द्रं पदं भूमिगतोऽपि भुङ्क्ते ॥२७॥

अनेन पर्यासयताश्रुबिन्दू-
न्मुक्ताफलस्थूलतमान्स्तनेषु ।
प्रत्यर्पिताः शत्रुविलासिनीना-
मुन्मुच्य सूत्रेण विनैव हाराः ॥२८॥

निसर्गभिन्नास्पदमेकसंस्थ-
मस्मिन्द्वयं श्रीश्च सरस्वती च ।
कान्त्या गिरा सूनृतया च योग्या
त्वमेव कल्याणि ! तयोस्तृतीया ॥२९॥

ત્યાં સૌની વંશાવળી જાણનારી,
પુરુષ-શી ધીટ જ, દ્વાર રક્ષતી,
લ્હેલાં લઈ જૈ મગધેશ પાસે
કુમારીને, બોલી રહી સુનન્દા : ૨૦

'આ શરણું છે સૌ શરણે ગયેલનું :
અગાધ-શક્તિ, મગધેશ પોતે :
રાજી પ્રજાને કરતો, યશસ્વી :
નામ પ્રમાણે નૃપ જે 'પરંતપ.' ૨૧

ભલે રહ્યા ભૂપ કંઈ હજારો;
કહે : "ભૂમિ આ ભૂપથી ભૂપવાળી" :
નક્ષત્ર-તારા-ગ્રહથી ખચી, છતાં
તેજે ભરી રાત શશી થકી જ. ૨૨

સદા અનુષ્ઠાનથી યજ્ઞયાગનાં,
હમેશ બોલાવી સુરેન્દ્રરાજને,
ઇન્દ્રાણીના ગાલ પીળા પરે ઢળી,
મન્દારનાં ફૂલ – સૂની લટો કરી. ૨૩

આ હાથ ઝાલે, વરવા સમો નૃપ;
એ જો ચહે, – પુષ્પપુરી-મહેલો
તણાં ઝરૂખે ઊભી નારી-નેત્રને
દે ઉત્સવાનન્દ, પુરે પ્રવેશતાં ! ૨૪

अथाङ्गराजादवतार्य चक्षु-
र्याहीति जन्यामवदत्कुमारी ।
नासौ न काम्यो न च वेद सम्य-
ग्द्रष्टुं न सा भिन्नरुचिर्हि लोकः ॥३०॥

ततः परं दुःप्रसहं द्विषद्भि-
र्नृपं नियुक्ता प्रतिहारभूमौ ।
निदर्शयामास विशेषदृश्य-
मिन्दुं नवोत्थानमिवेन्दुमत्यै ॥३१॥

अवन्तिनाथोऽयमुदग्रबाहु-
र्विशालवक्षास्तनुवृत्तमध्यः ।
आरोप्य चक्रभ्रममुष्णतेजा-
स्त्वष्ट्रेव यत्नोल्लिखितो विभाति ॥३२॥

अस्य प्रयाणेषु समग्रशक्ते-
रग्रेसरैर्वाजिभिरुत्थितानि ।
कुर्वन्ति सामन्तशिखामणीनां
प्रभाप्ररोहास्तमयं रजांसि ॥३३॥

असौ महाकालनिकेतनस्य
वसन्नदूरे किल चन्द्रमौलेः ।
तमिस्रपक्षेऽपि सह प्रियाभि-
र्ज्योत्स्नावतो निर्विशति प्रदोषान् ॥३४॥

આવું કહે, જોઈ જરીક એને;
દૂર્વા-ગૂંથાયેલ મધૂક-માળા-
ખસેલવાળી કુંવરી મૂંગી મૂંગી,
ખાલી નમી, એ નૃપને તજંતી. ૨૫

ત્યારે છડીધારક એ જ લૈ ગઈ
બીજા નૃપાળે, નૃપ કેરી પુત્રીને;
વાએ ઊઠી જેમ તરંગ-માળા
પદ્મે બીજા, માનસ-રાજહંસીને. ૨૬

અને વદી: "નાથ અનંગના આ:
આનું ચહ્યું જોબન અપ્સરાએ:
દેવર્ષિઓએ ગજ કેળવી દીધા:
ભૂ-પે ય, સ્વર્ગીય સુખો જ ભોગવે. ૨૭

આણે અરિઓની વિલાસિનીનાં
મોટાં જ મોતી સમ આંસુડાંઓ
સ્તનો પરે બેરવી, સૂત્ર કાઢી,
પાછા દીધા હાર શું લૈ લીધેલા! ૨૮

સ્વભાવથી સાવ જુદાં વસે, છતાં
આમાં ઉભે લક્ષ્મી-સરસ્વતી વસે:
સૌન્દર્યથી ને પ્રિય, સાચી વાણીથી,
કલ્યાણી, છે તું જ સુયોગ્ય ત્રીજી." ૨૯

अनेन यूना सह पार्थिवेन
रम्भोरु ! कच्चिन्मनसो रुचिस्ते ? ।
सिप्रातरंगानिलकम्पितासु
विहर्तुमुद्यानपरंपरासु ॥३५॥

तस्मिन्नभिद्योतितबन्धुपद्मे
प्रतापसंशोषितशत्रुपङ्के ।
बबन्ध सा नोत्तमसौकुमार्या
कुमुद्वती भानुमतीव भावम् ॥३६॥

तामग्रतस्तामरसान्तराभा-
मनूपराजस्य गुणैरनूनाम् ।
विधाय सृष्टिं ललितां विधातु-
र्जगाद भूयः सुदतीं सुनन्दा ॥३७॥

सङ्ग्रामनिर्विष्टसहस्रबाहु-
रष्टादशद्वीपनिखातयूपः ।
अनन्यसाधारणराजशब्दो
बभूव योगी किल कार्तवीर्यः ॥३८॥

अकार्यचिन्तासमकालमेव
प्रादुर्भवंश्चापधरः पुरस्तात् ।
अन्तः शरीरेष्वपि यः प्रजानां
प्रत्यादिदेशाविनयं विनेता ॥३९॥

ને અંગરાજા થકી આંખ વાળી લૈ,
"ચાલો", વદી એ કુંવરી સખીને:
ન કે ન રૂડો; પરખુ ન આંખ ના
કુમારીની: સૌની જુદી જુદી રુચિ. ૩૦

પછી સુનન્દા અરિને અસહ્ય,
ઊગ્યા નવા ઇન્દુ સમા અતીશે
સૌન્દર્યવાળા પૃથિવીપતિને
બતાવતી, ઇન્દુમતી પ્રતિ વદે: ૩૧

'અવન્તીનો નાથ: પ્રલંબ બાહુ:
વિશાળ છાતી: કટિ ગોળ, પાતળી:
ચક્રે ચડાવી, બહુ ધ્યાન રાખી,
વિધિ-ઘસેલા રવિ-શો સુહે આ. ૩૨

સૌ-શક્તિવાળો કરતાં પ્રયાણ આ,
આગે-જતા-અશ્વ-ઊડી-રજોટીથી
ઢંકાઈ જાતાં, નૃપ ખંડિયા તણા-
ચૂંડામણિ-ફૂટત-તેજ-રશ્મિઓ. ૩૩

આ છે મહાકાલ-વસેલ ચન્દ્ર-
મૌલિની પાસે વસતો મહીપતિ:
અંધારિયાંમાં ય પ્રિયાની સાથે
સૌ રાત્રિઓ માણત ચાંદનીભરી. ૩૪

ज्यावन्धनिष्पन्दभुजेन यस्य
विनिःश्वसद्वक्त्रपरंपरेण ।
कारागृहे निर्जितवासवेन
लङ्केश्वरेणोषितमा प्रसादात् ॥४०॥

तस्यान्वये भूपतिरेष जातः
प्रतीप इत्यागमवृद्धसेवी ।
येन श्रियः संश्रयदोषरूढं
स्वभावलोलेत्ययशः प्रमृष्टम् ॥४१॥

आयोधने कृष्णगतिं सहाय-
मवाप्य यः क्षत्रियकालरात्रिम् ।
धारां शितां रामपरश्वधस्य
संभावयत्युत्पलपत्रसाराम् ॥४२॥

अस्याङ्कलक्ष्मीर्भव दीर्घबाहो-
र्माहिष्मतीवप्रनितम्बकाञ्चीम् ।
प्रासादजालैर्जलवेणिरम्यां
रेवां यदि प्रेक्षितुमस्ति कामः ॥४३॥

तस्याः प्रकामं प्रियदर्शनोऽपि
न स क्षितीशो रुचये बभूव ।
शरत्प्रमृष्टाम्बुधरोपरोधः
शशीव पर्याप्तकलो नलिन्याः ॥४४॥

રંભોરુ! તારા મનમાં રુચિ કે,
જુવાન આ ભૂપતિ કેરી સાથે
સિપ્રા તણા શીતળ વાયરાએ
ઝૂલંત બાગો મહિં સ્હેલવાની?" ૩૫

ખિલાવતો એ નૃપ પદ્મ-બન્ધુને,
ને તેજથી શોષત શત્રુ-પંકને,
રુચ્યો નહીં ખૂબ સુકોમળીને,
કુમુદ્દિનીને રવિ જેમ, તેમ. ૩૬

વિધિ-ઘડી માધુરી; સ્વર્ણ-ઊજળી;
ગુણે ભરી; સુન્દર દાંતવાળીને
અનૂપ રાજાની કને લઈ જઈ,
વળી, ફરીથી વદતી સુનન્દા: ૩૭

"સંગ્રામમાં હાથ હજારવાળો,
અઢાર દ્વીપે યૂપ રોપનારો,
સાચું જ 'રાજા' પદ ધારનારો,
યોગી થયો, નામથી કાર્તવીર્ય. ૩૮

ખોટો ઊઠે ચિત્ત મહીં વિચાર જ્યાં,
દેખાય ત્યાં તત્ક્ષણ એ ધનુર્ધર:
શરીરની ભીતરના ય દોષને
દંડી રહેતો સહુ, દંડ-નાયક. ૩૯

सा शूरसेनाधिपतिं सुषेण-
मुद्दिश्य लोकान्तरगीतकीर्तिम् ।
आचारशुद्धोभयवंशदीपं
शुद्धान्तरक्ष्या जगदे कुमारी ॥४५॥

नीपान्वयः पार्थिव एष यज्वा
गुणैर्यमाश्रित्य परस्परेण ।
सिद्धाश्रमं शान्तमिवैत्य सत्त्वै-
र्नैसर्गिकोऽप्युत्ससृजे विरोधः ॥४६॥

यस्यात्मगेहे नयनाभिरामा
कान्तिर्हिमांशोरिव संनिविष्टा ।
हर्म्याग्रसंरूढतृणाङ्कुरेषु
तेजोऽविषह्यं रिपुमन्दिरेषु ॥४७॥

यस्यावरोधस्तनचन्दनानां
प्रक्षालनाद्वारिविहारकाले ।
कलिन्दकन्या मथुरां गतापि
गङ्गोर्मिसंसक्तजलेव भाति ॥४८॥

त्रस्तेन तार्क्ष्यात्किल कालियेन
मणिं विसृष्टं यमुनौकसा यः ।
वक्षःस्थलव्यापिरुचं दधानः
सकौस्तुभं ह्रेपयतीव कृष्णम् ॥४९॥

ધનુષ-પણછથી જકડી ભુજાએ,
અનેક મોઢાંથી નિસાસ લેતો,
સુરેન્દ્રને કેદ કરેલ રાવણ
કેદે રહ્યો એની ખુશી પ્રમાણે. ૪૦

એ વંશના આ નૃપતિ પ્રતીપ:
સેવા મહીં તત્પર આપ્ત-વૃદ્ધના
ખોટા તણા આશ્રયથી જ લક્ષ્મીની
નિન્દા થઈ 'ચંચલ,' ધોઈ આણે. ૪૧

જે કાળ-રાત્રિ સહુ ક્ષત્રિયો તણી,
એ રામની પરશુની તીણી ધારને
એ પદ્મનાં પત્રની કોર-શી ગણે,
સંગ્રામમાં અગ્નિ તણી સહાયથી. ૪૨

આ દીર્ઘ બાહુ તણી લક્ષ્મી થા તું;
તારે ઝરૂખા થકી જોવી હોય જો,
માહિષ્મતી-કોટની કેડ-મેખલા,—
વહી રહેલી રમણીય રેવા." ૪૩

આંખે ઘણો યે ગમનાર તો યે,
ગમ્યો નહીં એ નૃપ કુંવરીને;
શરત્ તણો મેઘ-વિહીન ચન્દ્ર યે
સોળે કળાનો જયમ પદ્મિનીને. ૪૪

संभाव्य भर्तारममुं युवानं
मृदुप्रवालोत्तरपुष्पशय्ये ।
वृन्दावने चैत्ररथादनूने
निर्विश्यतां सुन्दरि! यौवनश्रीः ॥५०॥

अध्यास्य चाम्भः पृषतोक्षितानि
शैलेयगन्धीनि शिलातलानि ।
कलापिनां प्रावृषि पश्य नृत्यं
कान्तासु गोवर्धनकन्दरासु ॥५१॥

नृपं तमावर्तमनोज्ञनाभिः
सा व्यत्यगादन्यवधूर्भवित्री ।
महीधरं मार्गवशादुपेतं
स्रोतोवहा सागरगामिनीव ॥५२॥

अथाङ्गदाश्लिष्टभुजं भुजिष्या
हेमाङ्गदं नाम कलिङ्गनाथम् ।
आसेदुषीं सादितशत्रुपक्षं
बालामबालेन्दुमुखीं बभाषे ॥५३॥

असौ महेन्द्रादिसमानसारः
पतिर्महेन्द्रस्य महोदधेश्च ।
यस्य क्षरत्सैन्यगजच्छलेन
यात्रासु यातीव पुरो महेन्द्रः ॥५४॥

ને સ્વર્ગમાં કીર્તિ ગવાય જેની,
આચારથી દીપ ઉભે કુલોના,
એ શૂર સેનાધિપતિ સુષેણને
ઉદ્દેશી અંતઃપુર-પાલિકા વદી: ૪૫

'આ યજ્ઞકારી નૃપ નીપવંશનો;
વિરુદ્ધ અન્યોન્ય ગુણો ય એમાં
વસે છ, સ્વાભાવિક વેર છાંડી;
સિદ્ધાશ્રમે શાન્ત, યથૈવ પ્રાણી સૌ. ૪૬

એના મહેલે નયને ગમંતી
એની પ્રભા ચન્દ્ર સમી પ્રકાશતી;—
ન તેજ સ્હેવાય રિપુ-પુરે, જ્યાં
ઊગ્યાં તૃણો મ્હેલ-અગાસીઓમાં. ૪૭

ને રાણીઓના જલના વિહારે
ધોવાઈ જાતાં સ્તન-ચન્દનોથી
કલિન્દ-કન્યા મથુરા કને યે
ગંગા-તરંગો થકી મિશ્ર-શી સુહે. ૪૮

ગરુડ-ત્રાસ્યા યમુના-વસ્યા ખરે,
કાલીય-દીધા મણિની પ્રભાથી
પ્રકાશતાં છાતી નૃપાળની આ,
શું લાજતા કૌસ્તુભધારી વિષ્ણુ યે! ૪૯

ज्याघातरेखे सुभुजो भुजाभ्यां
बिभर्ति यश्चापभृतां पुरोगः ।
रिपुश्रियां साञ्जनबाष्पसेके
बन्दीकृतानामिव पद्धती द्वे ॥५५॥

यमात्मनः सद्मनि संनिकृष्टो
मन्द्रध्वनित्याजितयामतूर्यः ।
प्रासादवातायनदृश्यवीचिः
प्रबोधयत्यर्णव एव सुप्तम् ॥५६॥

अनेन सार्धं विहराम्बुराशे-
स्तीरेषु तालीवनमर्मरेषु ।
द्वीपान्तरानीतलवङ्गपुष्पै-
रपाकृतस्वेदलवा मरुद्भिः ॥५७॥

प्रलोभिताप्याकृतिलोभनीया
विदर्भराजावरजा तयैवम् ।
तस्मादपावर्तत दूरकृष्टा
नीत्येव लक्ष्मीः प्रतिकूलदैवात् ॥५८॥

अथोरगाख्यस्य पुरस्य नाथं
दौवारिकी देवसरूपमेत्य ।
इतश्चकोराक्षि ! विलोकयेति
पूर्वानुशिष्टां निजगाद भोज्याम् ॥५९॥

યુવાન આને વરી સુન્દરી હે,
માણી જ લે રૂડી જુવાની તારી,
કૂંળી ટીશી-પે ફૂલની પથારીએ,
વૃન્દાવને નંદનબાગ જેવા. ૫૦

વર્ષા તણી ઝીણી ઝકોરથી ભીની
શિલાજિતે મ્હેકી ઊઠી શિલાઓ
પરે ઢળી, ન્હાળ મયૂર-નૃત્યો,
સુરમ્ય ગોવર્ધનની ગુફામાં! ૫૧

એ ધૂમરી-શી રૂડી નાભિવાળી,
એને વરી, રાણી થનારી અન્યની;
માર્ગે પડ્યા પર્વતને વટી જતી,
જેવી નદી સાગર મેર વ્હેતી. ૫૨

ને ભૂપ હેમાંગદ જે કલિંગનો,
કડું-પહેરેલ, અરિ-હણેલ;
તેની કને આવી ઊભી, સુનન્દા
ઇન્દુમુખી ઇન્દુમતી પ્રતિ વદી: ૫૩

'આ છે મહેન્દ્રાદ્રિ સમો બળે ભર્યો,
મહેન્દ્રનો સ્વામી, મહાબ્ધિનો ચે;
આના પ્રયાણે મદને ઝરંતા
ગજો — સ્વરૂપે શું મહેન્દ્ર મોખરે! ૫૪

पाण्ड्योऽयमंसार्पितलम्बहारः
क्लृप्ताङ्गरागो हरिचन्दनेन ।
आभाति बालातपरक्तसानुः
सनिर्झरोद्गार इवाद्रिराजः ॥६०॥

विन्ध्यस्य संस्तम्भयिता महाद्रे-
र्निःशेषपीतोज्झितसिन्धुराजः ।
प्रीत्याश्वमेधावभृथार्द्रमूर्तेः
सौस्नातिको यस्य भवत्यगस्त्यः ॥६१॥

अस्त्रं हरादाप्तवता दुरापं
येनेन्द्रलोकावजयाय दृप्तः ।
पुरा जनस्थानविमर्दशङ्की
संधाय लङ्काधिपतिः प्रतस्थे ॥६२॥

अनेन पाणौ विधिवद्गृहीते
महाकुलीनेन महीव गुर्वी ।
रत्नानुविद्धार्णवमेखलाया
दिशः सपत्नी भवदक्षिणस्याः ॥६३॥

ताम्बूलवल्लीपरिणद्धपूगा-
स्वेलालतालिङ्गितचन्दनासु ।
तमालपत्रास्तरणासु रन्तुं
प्रसीद शश्वन्मलयस्थलीषु ॥६४॥

ધનુર્ધરોમાં સહુથી પહેલો:
પ્રત્યંચના આંટણ બે રૂડા ભુજે:
શત્રુની લક્ષ્મી ગ્રહતાં, શું કાજળે,
ભરેલ આંસુ તણી બેઉ રેખા! ૫૫

મહેલ પાસે જ સમુદ્ર એને:
બારી મહીંથી નિરખાય મોજાં:
તૂર્ય-સ્વરો ઢાંકી, સ્વરોથી ઘેરા
સિન્ધુ સ્વયમ્ નીંદરથી જગાડે. ૫૬

આ સંગ તું સ્હેલ સમુદ્ર-તીરે,
તીરે જહીં તાલી-અરણ્ય મર્મરે;
બીજા દ્વીપોનાં ફૂલથી લવિંગનાં
સુગંધી વાયુ જહીં સ્વેદને હરે." ૫૭

લોભાવી શોભાથી ભરેલ આવી,
વિદર્ભ કેરી ભગિની, છતાં યે
આઘી વળી; સાવ નજીક આવી
લક્ષ્મી સરીખી, અવળાં જ ભાગ્યે. ૫૮

ને લૈ જઈ દેવ સમાન રૂડા
મહીપતિ નાગપુરેશ પાસે
"અહીં ચકોરાક્ષિ, નિહાળ," એવું
બોલી, સુનન્દા વદતી કુમારીને: ૫૯

इन्दीवरश्यामतनुर्नृपोऽसौ
त्वं रोचनागौरशरीरयष्टिः ।
अन्योन्यशोभापरिवृद्धये वां
योगस्तडित्तोयदयोरिवास्तु ॥६५॥

स्वसुर्विदर्भाधिपतेस्तदीयो
लेभेऽन्तरं चेतसि नोपदेशः ।
दिवाकरादर्शनबद्धकोशे
नक्षत्रनाथांशुरिवारविन्दे ॥६६॥

संचारिणी दीपशिखेव रात्रौ
यं यं व्यतीयाय पतिंवरा सा ।
नरेन्द्रमार्गाट्ट इव प्रपेदे
विवर्णभावं स स भूमिपालः ॥६७॥

तस्यां रघोः सूनुरुपस्थितायां
वृणीत मां नेति समाकुलोऽभूत् ।
वामेतरः संशयमस्य बाहुः
केयूरबन्धोच्छ्वसितैर्नुनोद ॥६८॥

तं प्राप्य सर्वावयवानवद्यं
व्यावर्ततान्योपगमात्कुमारी ।
न हि प्रफुल्लं सहकारमेत्य
वृक्षान्तरं काङ्क्षति षट्पदाली ॥६९॥

"આ પાંડ્ય: ખંભે ઢળી માળ મોતીની:
અંગો પરે લાલ લગાડ્યું ચંદન:
ઊગંત ભાનુની પ્રભાથી લાલ
ઝરણાં વહંતા ગિરિ જેમ દીપતો. ૬૦

વિન્ધ્યાદ્રિ થંભાવત; સિન્ધુ પૂરો
પી-ને પછી કાઢત; એ અગસ્ત્ય
પ્રીતિ થકી પૂછત, અશ્વમેધે
અવભૃથ – સ્નાન કરેલ આને. ૬૧

આને દીધું દુર્લભ અસ્ત્ર શંભુએ:
પ્હેલાં જનસ્થાન-વિનાશના ભયે
આ સાથ સન્ધિ કરી, સ્વર્ગ જીતવા
ગયો અહંકાર-ભરેલ રાવણ. ૬૨

કુલીન આ હાથ ગ્રહે વિધિથી,
રત્ને ભર્યાં સિન્ધુની મેખલાળી
પૃથ્વી સમી, ગૌરવથી ભરેલી
દિશા તણી દક્ષિણ, શોક્ય થા તું. ૬૩

સોપારીને નાગરવેલ વીંટે;
એલાયચી-વેલ ચડંત ચન્દને;
તમાલપત્રો તણી જ્યાં બિછાત; ત્યાં
રાજી, રમી રહે મલય-સ્થળે સદા. ૬૪

तस्मिन्समावेशितचित्तवृत्ति-
मिन्दुप्रभामिन्दुमतीमवेक्ष्य ।
प्रचक्रमे वक्तुमनुक्रमज्ञा
सविस्तरं वाक्यमिदं सुनन्दा ॥७०॥

इक्ष्वाकुवंश्यः ककुदं नृपाणां
ककुत्स्थ इत्याहितलक्षणोऽभूत् ।
काकुत्स्थशब्दं यत उन्नतेच्छाः
श्लाघ्यं दधत्युत्तरकोसलेन्द्राः ॥७१॥

महेन्द्रमास्थाय महोक्षरूपं
यः संयति प्राप्तपिनाकिलीलः ।
चकार बाणैरसुराङ्गनानां
गण्डस्थलीः प्रोषितपत्रलेखाः ॥७२॥

ऐरावतास्फालनविश्लथं यः
संघट्टयन्नङ्गदमङ्गदेन ।
उपेयुषः स्वामपि मूर्तिमग्र्या
मर्धासनं गोत्रभिदोऽधितष्ठौ ॥७३॥

जातः कुले तस्य किलोरुकीर्तिः
कुलप्रदीपो नृपतिर्दिलीपः ।
अतिष्ठदेकोनशतक्रतुत्वे
शक्राभ्यसूयाविनिवृत्तये यः ॥७४॥

આ ભૂપતિ શ્યામળ, નીલ પદ્મ-શો;
ગોરોચના-શી તુજ ગોરી કાઠીઃ
શોભા ઉભેની ય વધારનારું
છો જોડું થાતું તમ મેઘ-વીજ શું." ૬૫

વિદર્ભરાજાની બ્હેન કેરા
ચિત્તે પ્રવેશ્યો ઉપદેશ ના આ;
રવિ વિના, પાંખડીઓ બીડેલા
પદ્મે ન પેસે જ્યમ રશ્મિ ચન્દ્રનાં. ૬૬

હાટો વટાવ્યે જતી રાજમાર્ગે,
સંચારતી દીપશિખા-શી રાતે,
સ્વયંવરે ભૂપ વટંતી જે જે,
નિસ્તેજ, ઝાંખો થઈ જાય તે તે. ૬૭

એ પાસ આવ્યે, અજ સંશયે પડ્યો,
'આ રાજકન્યા વરશે મને, ન કે?"
કડું – પહેરી – જમણી – ભુજાએ
ત્યાં ફ્રીક્કી કૈં, સંશય ટાળી દીધો. ૬૮

અંગાંગ રૂડો જ કુમાર પામી એ,
કુમારીએ અન્યનું માંડી વાળ્યું:
ખીલેલ આંબો મળતાં, ન ઇચ્છે
બીજાં તરુને ભમરાની પંક્તિ. ૬૯

यस्मिन्महीं शासति वाणिनीनां
निद्रां विहारार्धपथे गतानाम् ।
वातोऽपि नास्रंसयदंशुकानि
को लम्बयेदाहरणाय हस्तम् ॥७५॥

पुत्रो रघुस्तस्य पदं प्रशास्ति
महाक्रतोर्विश्वजितः प्रयोक्ता ।
चतुर्दिगावर्जितसंभृतां यो
मृत्पात्रशेषामकरोद्विभूतिम् ॥७६॥

आरूढमद्रीनुदधीन्वितीर्णं
भुजंगमानां वसतिं प्रविष्टम् ।
ऊर्ध्वं गतं यस्य न चानुबन्धि
यशः परिच्छेत्तुमियत्तयालम् ॥७७॥

असौ कुमारस्तमजोऽनुजात-
स्त्रिविष्टपस्येव पतिं जयन्तः ।
गुर्वीं धुरं यो भुवनस्य पित्रा
धुर्येण दम्यः सदृशं बिभर्ति ॥७८॥

कुलेन कान्त्या वयसा नवेन
गुणैश्च तैस्तैर्विनयप्रधानैः ।
त्वमात्मनस्तुल्यममुं वृणीष्व
रत्नं समागच्छतु काञ्चनेन ॥७९॥

એના મહીં ચિત્ત પરોવી ઊભી,
ઇન્દુ સમી ઇન્દુમતી નિહાળી,
જાણંત પૂરા ક્રમને, સુનન્દા
વિસ્તારથી બોલવું ત્યાં શરૂ કરે: ૭૦

'ઇક્ષ્વાકુનો વંશજ, શ્રેષ્ઠ ભૂપ,
કકુત્સ્થ, નામે જગમાં પ્રસિદ્ધ:
'કાકુત્સ્થ' શબ્દે વખણાય એથી,
મોટા-મના ઉત્તર કોસલાધિપો. ૭૧

નંદી બન્યા ઇન્દ્ર પરે. બિરાજી,
પિનાકપાણિ જયસ યુદ્ધ માંહીં
બાણોથી એણે અસુર-સ્ત્રીઓના
કર્યા જ ગાલો ચિતરામણો-હીણા. ૭૨

હાંક્યાથી ઐરાવત, ઢીલું ઇન્દ્રનું
કડું કડાંથી નિજ એ ઘસંતો,
બેઠો જ અર્ધાસન-પે સુરેન્દ્રનાં,—
ધર્યાં પછીથી અસલ સ્વરૂપને. ૭૩

જન્મ્યો કુલે એ, અતિશે યશસ્વી
દિલીપ નામે કુલ-દીવડો ખરે;
નવાણું યજ્ઞોથી વધ્યો નહીં જે,
નિવારવા ઇન્દ્રની ખોટી ઈર્ષ્યા. ૭૪

ततः सुनन्दावचनावसाने
लज्जां तनूकृत्य नरेन्द्रकन्या ।
दृष्ट्या प्रसादामलया कुमारं
प्रत्यग्रहीत्संवरणस्रजेव ॥८०॥

सा यूनि तस्मिन्नभिलाषबन्धं
शशाक शालीनतया न वक्तुम् ।
रोमाञ्चलक्ष्येण स गात्रयष्टिं
भित्त्वा निराक्रामदरालकेश्याः ॥८१॥

तथागतायां परिहासपूर्वं
सख्यां सखी वेत्रभृदाबभाषे ।
आर्ये ! व्रजामोऽन्यत इत्यथैनां
वधूरसूयाकुटिलं ददर्श ॥८२॥

सा चूर्णगौरं रघुनन्दनस्य
धात्रीकराभ्यां करभोपमोरूः ।
आसञ्जयामास यथाप्रदेशं
कण्ठे गुणं मूर्तमिवानुरागम् ॥८३॥

तया स्रजा मङ्गलपुष्पमय्या
विशालवक्षःस्थललम्बया सः ।
अमंस्त कण्ठार्पितबाहुपाशां
विदर्भराजावरजां वरेण्यः ॥८४॥

એ શાસતાં ભૂમિ, વિહાર-મારગે
અર્ધે, પડી ઊંઘતી મત્ત નારીનાં
વસ્ત્રો હલાવે નહીં વાયરો ચે;
તો ખેંચવા કો કર લંબવી શકે? ૭૫

સુપુત્ર એનો રઘુ ભૂમિ શાસતો:
એણે કર્યો યજ્ઞ મહાન વિશ્વજિત્:
ચારે દિશાથી લઈ લક્ષ્મી, દાન દૈ,
માટી તણું વાસણ બાકી રાખ્યું. ૭૬

એની ન માપી જ શકાય કીર્તિ:
ચડી ગિરિ-શૃંગ: સમુદ્ર-વિસ્તરી:
પ્રવેશી વસ્તી મહીં નાગલોકની:
ઊંચે ઊંચે સ્વર્ગ વિશે પહોંચી. ૭૭

આ એમનો રાજકુમાર છે અજ;
ત્રિલોક કેરા પતિને જયન્ત-શો:
ભારી ધરા-ધોંસરીને ધુરંધર
પિતા સહે ધારત;—જેમ વાછડો. ૭૮

રૂપે, કુલે, તાજી જુવાનીથી અને
ગુણે ઘણા ચે વિનયાદિથી ભર્યા
તારા સમા આ વરને વરી લે:
સુવર્ણમાં રત્ન ભલે જડાતું." ૭૯

शशिनमुपगतेयं कौमुदी मेघमुक्तं
जलनिधिमनुरूपं जह्नुकन्यावतीर्णा ।
इति समगुणयोगप्रीतयस्तत्र पौराः
श्रवणकटु नृपाणामेकवाक्यं विवव्रुः ॥८५॥

प्रमुदितवरपक्षमेकतस्त
त्क्षितिपतिमण्डलमन्यतो वितानम् ।
उषसि सर इव प्रफुल्ल पद्मं
कुमुदवनप्रतिपन्ननिद्रमासीत् ॥८६॥

ને પૂરી થાતાં સખી કેરી વાણી,
સંકોચીને લાજ, નરેન્દ્ર-પુત્રી
પ્રસન્ન ને ઉજળી દૃષ્ટિથી વરી
સ્વયંવરી-માળથી શું, કુમારને. ૮૦

કુલીનતાથી ન શકી જ બોલી,
બંધાઈ પ્રીતિ અજ સાથ ગાઢ જે,
એ દેહને ભેદી બહાર નીકળી,
રોમાંચમાં બંકિમ કેશ-વાળીનાં. ૮૧

આવી અવસ્થા સહીં જોઈ એને,
વદે સુનન્દા સખી મશ્કરીમાં;
'સખી, હવે અન્ય પ્રતિ–' ત્યહીં વધૂ
એને જુએ રોપથી તિરછી આંખથી. ૮૨

ધાત્રી તણા હાથથી સુન્દરીએ
સમી રીતે એ રઘુ-પુત્ર-કંઠમાં
પ્હેરાવી કંકુસરી લાલ માળા,–
શું પ્રીત પોતે થઈ મૂર્તિમન્ત! ૮૩

વિશાળ વક્ષઃસ્થળ-પે ઢળી રહી
એ માળને મંગલ પુષ્પ કેરી,
વિદર્ભરાજા તણી નાની બેનની,
કંઠે પહેરી કર-માળ એ ગણે. ૮૪

## सप्तमः सर्गः ।

अथोपयन्त्रा सदृशेन युक्तां
स्कन्देन साक्षादिव देवसेनाम् ।
स्वसारमादाय विदर्भनाथः
पुरप्रवेशाभिमुखो बभूव ॥१॥

सेनानिवेशान्पृथिवीक्षितोऽपि
जग्मुर्विभातग्रहमन्दभासः ।
भोज्यां प्रति व्यर्थमनोरथत्वा-
द्रूपेषु वेशेषु च साभ्यसूयाः ॥२॥

सांनिध्ययोगात्किल तत्र शच्याः
स्वयंवरक्षोभकृतामभावः ।
काकुत्स्थमुद्दिश्य समत्सरोऽपि
शशाम तेन क्षितिपाललोकः ॥३॥

तावत्प्रकीर्णाभिनवोपचार-
मिन्द्रायुधद्योतिततोरणाङ्कम् ।
वरः सवध्वा सह राजमार्गं
प्राप ध्वजच्छायनिवारितोष्णम् ॥४॥

"ઘન-રહિત શશીને પામતી કૌમુદી આ :
નિજ સમ જલધિને જાહ્નવી વ્હેતી વ્હેતી :"
—પુર-જન પ્રીતથી ક્હે, તુલ્યનું જોડું થાતાં :
કડવું અતિશ લાગે કાન-ને એ નૃપોના. ૮૫

હરખત વર-પક્ષ એક બાજુ :
નૃપ તણું ટોળું ય ઝાંખું બીજી બાજુ :
દિન ઊઘડી રહ્યે ખીલેલ પદ્મે,
કુમુદ મીંચ્યાથી ભર્યું તળાવ તેવું ! ૮૬

ततस्तदालोकनतत्पराणां
सौधेषु चामीकरजालवत्सु ।
बभूवुरित्थं पुरसुन्दरीणां
त्यक्तान्यकार्याणि विचेष्टितानि ॥५॥

आलोकमार्गं सहसा व्रजन्त्या
कयाचिदुद्वेष्टनवान्तमाल्यः ।
बद्धुं न संभावित एव ताव-
त्करेण रुद्धोऽपि च केशपाशः ॥६॥

प्रसाधिकालम्बितमग्रपाद-
माक्षिप्य काचिद्द्रवरागमेव ।
उत्सृष्टलीलागतिरागवाक्षा-
दलक्तकाङ्कां पदवीं ततान ॥७॥

विलोचनं दक्षिणमञ्जनेन
संभाव्य तद्वञ्चितवामनेत्रा ।
तथैव वातायनसंनिकर्षं
ययौ शलाकामपरां वहन्ती ॥८॥

जालान्तरप्रेषितदृष्टिरन्या
प्रस्थानभिन्नां न बबन्ध नीवीम् ।
नाभिप्रविष्टाभरणप्रभेण
हस्तेन तस्थाववलम्ब्य वासः ॥९॥

## સર્ગ સાતમો

પછી, વળ્યા ભોજ પુરે પ્રવેશવા,
સાથે લઈ ઇન્દુમતી બહેનને; -
પોતા સરીખો પતિ મેળવેલી;
-શું દેવસેના સહ સ્કન્દ પોતે. ૧

પ્રભાતકાલે ગ્રહ જેમ ઝાંખા
નૃપો બધા યે શિબિરો ભણી ગયા;
સ્વયંવરે ભાંગી પડ્યા મનોરથે,
નિન્દી રહેતા નિજ રૂપ-વેષને. ૨

સ્વયમ્ શચી હાજર, એટલે ખરે,
સ્વયંવરે વિઘ્ન થયું ન ઊભું :
ઈર્ષ્યા ઘણી યે અજ ઊપરે, છતાં
બધા ય તે ભૂપ ઠરી રહ્યા ત્યાં. ૩

તાજાં જ વેર્યાં કુસુમે સુશોભિતા,
ને તોરણોથી સુર-ચાપ શા ઝગ્યા,
શીળા ( ધજા-છાયથી ) રાજમાર્ગે,
કન્યાની સાથે વર ત્યાં પ્રવેશતો. ૪

अर्धाञ्चिता सत्वरमुत्थितायाः
पदे पदे दुर्निमिते गलन्ती ।
कस्याश्चिदासीद्रशना तदानी-
मङ्गुष्ठमूलार्पितसूत्रशेषा ॥१०॥

तासां मुखैरासवगन्धगर्भै-
र्व्याप्तान्तराः सान्द्रकुतूहलानाम् ।
विलोलनेत्रभ्रमरैर्गवाक्षाः
सहस्रपत्राभरणा इवासन् ॥११॥

ता राघवं दृष्टिभिरापिबन्त्यो
नार्यो न जग्मुर्विषयान्तराणि ।
तथा हि शेषेन्द्रियवृत्तिरासां
सर्वात्मना चक्षुरिव प्रविष्टा ॥१२॥

स्थाने वृता भूपतिभिः परोक्षैः
स्वयंवरं साधुममंस्त भोज्या ।
पद्मेव नारायणमन्यथासौ
लभेत कान्तं कथमात्मतुल्यम् ? ॥१३॥

परस्परेण स्पृहणीयशोभं
न चेदिदं द्वन्द्वमयोजयिष्यत् ।
अस्मिन्द्वये रूपविधानयत्नः
पत्युः प्रजानां वितथोऽभविष्यत् ॥१४॥

ને આતુરી થૈ અજને નિહાળવા,
મ્હેલો તણી સ્વર્ણની બારીઓમાં,
હાથેથી મૂકી દઈ કામ, વર્તતી
આવી રીતે કૈં પુર-સુન્દરીઓ : ૫

કોઈ ધસંતાં સહસા ઝરૂખે,
ખરી જતાં કેશથી પુષ્પ વેણીનાં;
છોડેલ વેણી ય કરે રહી ગઈ,
—ભૂલી જતાં બાંધવી, બારીએ જતાં. ૬

કો બીજીએ દાસી-કરેથી ખેંચી લૈ
પાની ભીની, લાખથી રંગી તાજી,
ધીરી તજીને ગતિ, બારીની લગી
રંગીન પાડી પગલાંની પંક્તિ. ૭

ને કોઈ આંજી જમણી જ આંખડી,
આંજ્યા વિના આંજણ ડાબી આંખમાં,
આવી ગઈ બારી મહીં, ઉતાવળે;
લૈ હાથમાં આંજણની સળીને. ૮

ને કોઈ બારી મહીંથી નિહાળતી,
દોડયાથી તૂટેલ નીવી ન બાંધતી,
ઊભી ઝરૂખે કટિ-વસ્ત્ર ઝાલી,
નાભિ – ઝગાબંતે – વીંટી – સુહ્યા કરે. ૯

रतिस्मरौ नूनमिमावभूतां
राज्ञां सहस्रेषु तथा हि बाला ।
गतेयमात्मप्रतिरूपमेव
मनो हि जन्मान्तरसंगतिज्ञम् ॥१५॥

इत्युद्गताः पौरवधूमुखेभ्यः
शृण्वन्कथाः श्रोत्रसुखाः कुमारः ।
उद्भासितं मङ्गलसंविधाभिः
संबन्धिनः सद्म समाससाद ॥१६॥

ततोऽवतीर्याशु करेणुकायाः
स कामरूपेश्वरदत्तहस्तः ।
वैदर्भनिर्दिष्टमथो विवेश
नारीमनांसीव चतुष्कमन्तः ॥१७॥

महार्हसिंहासनसंस्थितोऽसौ
सरत्नमर्घ्यं मधुपर्कमिश्रम् ।
भोजोपनीतं च दुकूलयुग्मं
जग्राह सार्धं वनिताकटाक्षैः ॥१८॥

दुकूलवासाः स वधूसमीपं
निन्ये विनीतैरवरोधरक्षैः ।
वेलासकाशं स्फुटफेनराजि-
र्नवैरुदन्वानिव चन्द्रपादैः ॥१९॥

ઊભી થઈ સત્વર સુન્દરીની કો,
અર્ધી ગૂંથેલી કટિ-મેખલા તણાં
પદે પદે રત્ન ખરે, ઉતાવળે,
બાંધેલ રૂહે દોરી જ અંગૂઠા-મૂળે. ૧૦

અત્યાતુરાં, આસવથી સુગન્ધી,
વિલોલ નેત્રે ભમરા સરીખાં,
મુખો થકી સુન્દરીઓ તણાં એ,
થયા ઝરૂખા, કમલે સુહંત શા. ૧૧

એ પી રહેલી અજને દૃગોથી,
ન જાણતી કો વિષયો બીજાને;
કાંકે બીજી ઇન્દ્રિય કેરી વૃત્તિઓ
પેસી ગઈ આંખ મહીં પૂરી શું! ૧૨

"આવે વસ્યા કેંક નૃપે ચહી, છતાં
રૂડું, વર્યો બેન સ્વયંવરે જ, એ:
બીજી શી રીતે પતિ પામતે રૂડો,
પોતા સમો, લક્ષ્મી યથૈવ વિષ્ણુને? ૧૩

આ બેઉ કન્યા-વર ફૂટડાં ઘણાં—
કેરું થયું હોત નહીં જ લગ્ન, તો
આવાં રૂડાં બે જનમાવિયાંનું
નકામું નિર્માણ થતે વિધાત્રીનું. ૧૪

तत्रार्चितो भोजपतेः पुरोधा
हुत्वाग्निमाज्यादिभिरग्निकल्पः ।
तमेव चाधाय विवाहसाक्ष्ये
वधूवरौ संगमयांचकार ॥२०॥

हस्तेन हस्तं परिगृह्य वध्वाः
स राजसूनुः सुतरां चकासे ।
अनन्तराशोकलताप्रवालं
प्राप्येव चूतः प्रतिपल्लवेन ॥२१॥

आसीद्वरः कण्टकितप्रकोष्ठः
स्विन्नाङ्गुलिः संववृते कुमारी ।
तस्मिन्द्वये तत्क्षणमात्मवृत्तिः
समं विभक्तेव मनोभवेन ॥२२॥

तयोरपाङ्गप्रतिसारितानि
क्रियासमापत्तिनिवर्तितानि ।
ह्रीयन्त्रणामानशिरे मनोज्ञा-
मन्योन्यलोलानि विलोचनानि ॥२३॥

प्रदक्षिणप्रक्रमणात्कृशानो-
रुदर्चिपस्तन्मिथुनं चकासे ।
मेरोरुपान्तेष्विव वर्तमान-
मन्योन्यसंसक्तमहस्त्रियामम् ॥२४॥

સાચે, હતા આ રતિ-કામદેવ:
કાંકે હજારો નૃપમાંથી આને –
પોતા સમાને જ વરી કુમારી:
મન સ્મરે સાથી ગયેલ જન્મનો.” ૧૫

સ્ત્રીઓની – કાને સુખ દેતી આવી –
વાણી સુણંતાં અજ આવી પહોંચ્યો
સાળા તણા મ્હેલ સુધી, – ઝળાંહળાં
પ્રકાશતા – મંગલ સાધનોથી. ૧૬

ને હાથણીથી ઝટ ઊતરીને,
સાળા તણો હાથ લઈ જ હાથમાં,
એણે ચીંધ્યા ચોક મહીં મહેલના
પેઠો, મનો માંહિં શું નારીઓનાં. ૧૭

અમૂલ્ય સિંહાસન-પે વિરાજી, એ
ભોજે ધરેલો મધુપર્કવાળો
– રત્નો સહે – અર્ઘ્ય ગ્રહે છ, રેશમી
બે વસ્ત્ર યે, નારી-કટાક્ષ સાથે. ૧૮

દુકૂલ-પ્હેર્યા અજને લઈ ગઈ
કન્યાની પાસે સખીઓ કુમારીની:
જેવી રીતે ફીણ-સુહ્યા સમુદ્રને
નવા શશી-રશ્મિ તટે લઈ જતા. ૧૯

नितम्बगुर्वी गुरुणा प्रयुक्ता
वधूर्विधातृप्रतिमेन तेन ।
चकार सा मत्तचकोरनेत्रा
लज्जावती लाजविसर्गमग्नौ ॥२५॥

हविःशमीपल्लवलाजगन्धी
पुण्यः कृशानोरुदियाय धूमः ।
कपोलसंसर्पिशिखः स तस्या
मुहूर्तकर्णोत्पलतां प्रपेदे ॥२६॥

तदञ्जनक्लेदसमाकुलाक्षं
प्रम्लानबीजाङ्कुरकर्णपूरम् ।
वधूमुखं पाटलगण्डलेख-
माचारधूमग्रहणाद्बभूव ॥२७॥

तौ स्नातकैर्बन्धुमता च राज्ञा
पुरंध्रिभिश्च क्रमशः प्रयुक्तम् ।
कन्याकुमारौ कनकासनस्था-
वार्द्राक्षतारोपणमन्वभूताम् ॥२८॥

इति स्वसुर्भोजकुलप्रदीपः
संपाद्य पाणिग्रहणं स राजा ।
महीपतीनां पृथगर्हणार्थं
समादिदेशाधिकृतानधिश्रीः ॥२९॥

ભોજે પૂજ્યા, અગ્નિ સમા પુરોહિતે
ઘી આદિની આહુતિ અગ્નિમાં દઈ,
એને જ સાક્ષી કરી લગ્ન કેરો,
જોડ્યા હથેવાળથી બેઉને એ. ૨૦

વહૂ તણો હાથ લીધેલ હાથમાં,
વિશેષ શોભ્યો નૃપરાજપુત્ર એ:
આંબો યથા કૂંપળ સાથ કૂંપળે
નજીક ઊગેલી અશોકવેલીની. ૨૧

રોમાંચ કાંડે વરના; કુમારીની
પ્રસ્વેદવાળી થઈ આંગળીઓ:
શું પ્રીત બન્ને મહીં અર્ધી અર્ધી
વ્હેંચાઈ પાણિગ્રહણ-ક્ષણે જ! ૨૨

અન્યોન્યનાં દર્શન કાજ આતુરી
સરે કીકીઓ નયનો તણા ખૂણે;
ત્યાં આંખથી આંખ મળી જતાંમાં,
સંકોચ પામી જતી, રૂડી લાજથી. ૨૩

પ્રદક્ષિણા અગ્નિ જ્વલંત કેરી એ
કરી રહ્યું જોડી અતીવ દીપતું;
પ્રદક્ષિણા મેરુ તણી કરંતું
યથૈવ જોડું દિન ને નિશાનું. ૨૪

लिङ्गैर्मुदः संवृतविक्रियास्ते
ह्रदाः प्रसन्ना इव गूढनक्राः ।
वैदर्भमामन्त्र्य ययुस्तदीयां
प्रत्यर्प्य पूजामुपदाछलेन ॥३०॥

स राजलोकः कृतपूर्वसंवि-
दारम्भसिद्धौ समयोपलभ्यम् ।
आदास्यमानः प्रमदामिषं त-
दावृत्य पन्थानमजस्य तस्थौ ॥३१॥

भर्तापि तावत्क्रथकैशिकाना-
मनुष्ठितानन्तरजाविवाहः ।
सत्त्वानुरूपाहरणीकृतश्रीः
प्रास्थापयद्राघवमन्वगाच्च ॥३२॥

तिस्रस्त्रिलोकप्रथितेन सार्ध-
मजेन मार्गे वसतीरुषित्वा ।
तस्मादपावर्तत कुण्डिनेशः
पर्वात्यये सोम इवोष्णरश्मेः ॥३३॥

प्रमन्यवः प्रागपि कोसलेन्द्रे
प्रत्येकमात्तस्वतया बभूवुः ।
अतो नृपाश्चक्षमिरे समेताः
स्त्रीरत्नलाभं न तदात्मजस्य ॥३४॥

કહ્યાથી બ્રહ્મા સરખા પુરોહિતે,
લાજા તણો હોમ કર્યો હુતાશમાં,
લાજે ભરી, મત્ત ચકોર જેવાં
રાતાં દૃગોવાળી નિતમ્બિનીએ. ૨૫

લાજા, શમી-કૂંપળ ને હવિથી
સુગન્ધવાળા, શુચિ અગ્નિ-ધૂમની
રેખા સર્યે ગાલ કને વહૂના,
ક્ષણેક શોભી, શું ઘરેણું કાનનું ! ૨૬

એ ધૂમથી આંજણવાળી આંખડી
વહૂની થૈ વ્યાકુળ, ભેજવાળી;
કરમાયું યે કાન તણું યવાંકુર :
દીપી ઊઠી લાલપ ગાલ માથે. ૨૭

ગૃહસ્થી, ભૂપાળ, સગાં, સુવાસિની
સ્ત્રીઓ ક્રમે અક્ષત આર્દ્ર વર્ષ્યાં,
સુવર્ણનાં આસન-પે વિરાજ્યા
કન્યા અને રાજકુમારનાં શિરે. ૨૮

આવી રીતે લગ્ન સમાપી એનનું,
એ ભોજ કેરા કુલ-દીવડાએ
આદેશ દીધો અધિકારીઓને,
સન્માનવાનો નૃપ એકએકને. ૨૯

मत्स्यध्वजा वायुवशाद्विदीर्णै-
र्मुखैः प्रवृद्धध्वजिनीरजांसि ।
बभुः पिबन्तः परमार्थमत्स्याः
पर्याविलानीव नवोदकानि ॥४०॥

रथो रथाङ्गध्वनिना विजज्ञे
विलोलघण्टाक्वणितेन नागः ।
स्वभर्तृनामग्रहणाद्बभूव
सान्द्रे रजस्यात्मपरावबोधः ॥४१॥

आवृण्वतो लोचनमार्गमाजौ
रजोन्धकारस्य विजृम्भितस्य ।
शस्त्रक्षताश्वद्विपवीरजन्मा
बालारुणोऽभूद्रुधिरप्रवाहः ॥४२॥

स च्छिन्नमूलः क्षतजेन रेणु-
स्तस्योपरिष्टात्पवनावधूतः ।
अङ्गारशेषस्य हुताशनस्य
पूर्वोत्थितो धूम इवावभासे ॥४३॥

प्रहारमूर्च्छापगमे रथस्था
यन्तॄनुपालभ्य निवर्तिताश्वान् ।
यैः सादिता लक्षितपूर्वकेतू-
स्तानेव सामर्षतया निजघ्नुः ॥४४॥

બતાવતા હર્ષ, છુપાવી ઈર્ષ્યા,
પ્રસન્ન જાણે મગરે ભર્યા ધરા;
રજા લઈ ભોજ તણી ગયા નૃપો
સત્કાર વાળી, દઈ લગ્ન-ભેટ કૈં. ૩૦

સંકેત પ્હેલાં કરી, કાર્ય સાધવા,
પાછા વળ્યા જ્યાં નિજ રાજ્યમાં અજ;
ત્યાં માર્ગ રોકી, નૃપ સૌ ખડા ઊભા
સ્ત્રી-રત્ન ઇન્દુમતી લૂંટી લેવા. ૩૧

સમાપી નાની ભગિનીનું લગ્ન, ને
શક્તિ પ્રમાણે દઈ દાયજો વળી,
વિદાય દૈને અજને, વળાવવા
સાથે ગયો ભૂપતિ એ વિદેહનો. ૩૨

માર્ગે વસીને ત્રણ રાત એ, અજ
– ત્રિલોકમાં કીર્તિત – કેરી સંગે,
પાછો વળ્યો; ચન્દ્ર યથૈવ સૂર્યને
વળાવીને, પર્વ વીત્યા પછીથી. ૩૩

વેરી થયા'તા જ નૃપો અગાઉથી,
રઘુ તણા; દિગ્વિજયે હર્યે ધન:
એથી, નૃપોથી ન સહાયું, એનાં
સંતાનને લાભ થયો સ્ત્રી-રત્નનો. ૩૪

तमुद्वहन्तं पथि भोजकन्यां
रुरोध राजन्यगणः स दृप्तः ।
बलिप्रदिष्टां श्रियमाददानं
त्रैविक्रमं पादमिवेन्द्रशत्रुः ॥३५॥

तस्याः स रक्षार्थमनल्पयोध-
मादिश्य पित्र्यं सचिवं कुमारः ।
प्रत्यग्रहीत्पार्थिववाहिनीं तां
भागीरथीं शोण इवोत्तरंगः ॥३६॥

पत्तिः पदातिं रथिनं रथेश-
स्तुरंगसादी तुरगाधिरूढम् ।
यन्ता गजस्याभ्यपतद्गजस्थं
तुल्यप्रतिद्वन्द्वि बभूव युद्धम् ॥३७॥

नदत्सु तूर्येष्वविभाव्यवाचो
नोदीरयन्ति स्म कुलोपदेशान् ।
बाणाक्षरैरेव परस्परस्य
नामोर्जितं चापभृतः शशंसुः ॥३८॥

उत्थापितः संयति रेणुरश्वैः
सान्द्रीकृतः स्यन्दनवंशचक्रैः ।
विस्तारितः कुञ्जरकर्णतालै-
र्नेत्रक्रमेणोपरुरोध सूर्यम् ॥३९॥

વાયુ-બળે ફાટત મત્સ્ય-આકૃતિ-
ધજા તણાં મ્હોં, રણ-ધૂળ-ઊડી
પીતાં, સુહંતાં; નવલું, ડહોળું
પાણી પીતી સાચી જ માછલી સમાં. ૪૦

રથો જણાતાં, રથ-ચક્ર ગાજતાં:
ને હાથીઓ, ઝૂલત ઘંટ વાગતાં:
ગાઢી ધૂળે સૈનિક શત્રુ-મિત્રના,
અધીપનાં નામ લીધે જણાતા. ૪૧

યુદ્ધે ઊડી ધૂળ તણા તિમિરથી
રુંધાઈ દૃષ્ટિ: ગજ-અશ્વ-સૈનિકો-
-તણો વહ્યો, શસ્ત્ર થકી કપાતાં,
અરુણ-રંગીન પ્રવાહ લોહીનો. ૪૨

લોહી વહ્યે, મૂળ-કપાઈ ધૂળ ત્યાં
વાયુથી હીંડોળઈ જતી ઊંચે;
અંગાર કૈં બાકી રહેલ અગ્નિના
અગાઉના ધૂમ સરીખી શોભતી. ૪૩

મૂર્છા વચ્ચે શસ્ત્રની, વાળીને હયો,
(રથે રહેલા) રથી સારથિને
વઢી; ધ્વજે ઓળખી ઘા કરેલને,
ક્રોધે ભરાઈ, હણતા જ એને. ૪૪

अप्यर्धमार्गे परबाणलूना
धनुर्भृतां हस्तवतां पृषत्काः ।
संप्रापुरेवात्मजवानुवृत्त्या
पूर्वार्धभागैः फलिभिः शरव्यम् ॥४५॥

आधोरणानां गजसंनिपाते
शिरांसि चक्रैर्निशितैः क्षुराग्रैः ।
हतान्यपि श्येननखाग्रकोटि-
व्यासक्तकेशानि चिरेण पेतुः ॥४६॥

पूर्वं प्रहर्ता न जघान भूयः
प्रतिप्रहाराक्षममश्वसादी ।
तुरंगमस्कन्धनिषण्णदेहं
प्रत्याश्वसन्तं रिपुमाचकाङ्क्ष ॥४७॥

तनुत्यजां वर्मभृतां विकोशै-
र्बृहत्सु दन्तेष्वसिभिः पतद्भिः ।
उद्यन्तमग्निं शमयांबभूवु-
र्गजा विविग्नाः करशीकरेण ॥४८॥

शिलीमुखोत्कृत्तशिरःफलाढ्या
च्युतैः शिरस्त्रैश्चषकोत्तरेव ।
रणक्षितिः शोणितमद्यकुल्या
रराज मृत्योरिव पानभूमिः ॥४९॥

ને જ્યાં જતા ઇન્દુમતી લઈ અજ,
આડા ઊભા ત્યાં નૃપ એ મદે ભર્યા;
બલિ-દીધી શ્રી ગ્રહનાર વિષ્ણુનો
યથૈવ રોકે પગ ઇન્દ્રનો અરિ. ૩૫

રાણી તણું રક્ષણ તાત કેરા
સચિવને દૈ, બહુ સૈન્ય આપી,
પોતે ધસ્યો એ નૃપ-સૈન્ય માથે,
ગંગા ભણી ઊછળતા જ શોણ-શો. ૩૬

પાળા શું પાળો; રથીની સહે રથી;
અસ્વાર અસ્વારની સાથ યુદ્ધમાં;
ને હાથી-સેના પર હાથી-સેના:
મચી રહ્યું યુદ્ધ સમે સમાનું. ૩૭

તૂર્ય-સ્વરે શબ્દ નહીં સુણાતાં,
ન નામ બોલે નિજ; કિન્તુ જાણીતાં
નામો તણી ઓળખ દે ધનુર્ધરો,
બાણો પરે કોતરી દીધ નામથી. ૩૮

યુદ્ધે ઊઠેલી, હયનાં દળોથી;
થૈ ઘટ્ટ, ચક્રોથી ઘણા રથોનાં;
ફેલાઈ, હાથી-દળ કાન વીંઝતાં;
ધૂળે રવિ ઢાંકી દીધો શું વસ્ત્રથી! ૩૯

उपान्तयोर्निष्कुषितं विहंगै-
राक्षिप्य तेभ्यः पिशितप्रियापि ।
केयूरकोटिक्षततालुदेशा
शिवा भुजच्छेदमपाचकार ॥५०॥

कश्चिद्द्विषत्खड्गहृतोत्तमाङ्गः
सद्यो विमानप्रभुतामुपेत्य ।
वामाङ्गसंसक्तसुराङ्गनः स्वं
नृत्यत्कबन्धं समरे ददर्श ॥५१॥

अन्योन्यसूतोन्मथनादभूतां
तावेव सूतौ रथिनौ च कौचित् ।
व्यश्वौ गदाव्यायतसंप्रहारौ
भग्नायुधौ बाहुविमर्दनिष्ठौ ॥५२॥

परस्परेण क्षतयोः प्रहर्त्रो-
रुत्क्रान्तवाय्वोः समकालमेव ।
अमर्त्यभावेऽपि कयोश्चिदासी-
देकाप्सरःप्रार्थितयोर्विवादः ॥५३॥

व्यूहावुभौ तावितरेतरस्मा-
द्भङ्गं जयं चापतुरव्यवस्थम् ।
पश्चात्पुरोमारुतयोः प्रवृद्धौ
पर्यायवृत्त्येव महार्णवोर्मी ॥५४॥

અર્ધે જ પ્હોંચેલ શરો કપાતાં,
શરોથી નિષ્ણાત ધનુર્ધરોનાં;
છતાં, કપાયેલ ફળાંથી લક્ષ્યને
એ ભેદતાં, આવી ગયેલ વેગમાં. ૪૫

ને હાથી-યુદ્ધે શિર મ્હાવતોનાં,
ચક્રોની અસ્ત્રા સમી તીણી ધારથી
કાપ્યા છતાં બાજ-નખે-ભરાયા –
–કેશો પડે ભૂ પર છેક મોડાં. ૪૬

અસ્વાર ઘા'ની પછી ઘા ન મારતો,
ઘા વાળવા છેક થયા અશક્તને;
તુરંગને સ્કંધ ઢળેલ શત્રુની
મૂર્છા વળે ત્યાં સુધી રાહ જોતો. ૪૭

નિશ્ચિન્ત દેહે, કવચીની ખુલ્લી
તલ્વારના દંતૂશળે થતાં ઘા,
ઝરંત અગ્નિ; ડરતા ગજો એ
ઓલાવતા સૂંઢથી પાણી છાંટી. ૪૮

બાણે કપાયાં શિર શાં ફળે ભરી;
ભરી, પડેલાં શિર-ટોપ તાંસળે;
લોહીરૂપી મદ્ય વહ્યાથી શોભી
એ યુદ્ધ-ભૂમિ યમપાન-ભૂમિ-શી. ૪૯

परेण भग्नेऽपि बले महौजा
ययावजः प्रत्यरिसैन्यमेव ।
धूमो निवर्त्येत समीरणेन
यतस्तु कक्षस्तत एव वह्निः ॥५५॥

रथी निषङ्गी कवची धनुष्मान्-
दृप्तः स राजन्यकमेकवीरः ।
निवारयामास महावराहः
कल्पक्षयोद्वृत्तमिवार्णवाम्भः ॥५६॥

स दक्षिणं तूणमुखेन वामं
व्यापारयन्हस्तमलक्ष्यताजौ ।
आकर्णकृष्टा सकृदस्य योद्धु-
र्मौर्वीव बाणान्सुषुवे रिपुघ्नान् ॥५७॥

स रोषदष्टाधिकलोहितोष्ठै-
र्व्यक्तोर्ध्वरेखा भ्रुकुटीर्वहद्भिः ।
तस्तार गां भल्लनिकृत्तकण्ठै-
र्हुंकारगर्भैर्द्विषतां शिरोभिः ॥५८॥

सर्वैर्बलाङ्गैर्द्विरदप्रधानैः
सर्वायुधैः कङ्कटभेदिभिश्च ।
सर्वप्रयत्नेन च भूमिपाला-
स्तस्मिन्प्रजह्रुर्युधि सर्व एव ॥५९॥

ઝૂંટાવિયો પંખી કનેથી, છેડે
ટોચેલ બાહુ-ટુકડો શિયાળ્યે
ફેંકી દીધો, સ્વર્ણકડાંની તાળવે
વાગ્યે અણી; ભાવતું માંસ, તે છતાં. ૫૦

માથું કપાતાં અરિની અસિથી,
વિમાનમાં તુર્ત વિરાજી વીર કો
લૈ અપ્સરાને નિજ ડાબી બાજુએ,
પોતાનું જોતો ધડ નાચતું રણે. ૫૧

કો બેઉના સારથિઓ હણાતાં,
બન્ને રથીઓ રથી-સારથિ થતા:
અશ્વો મર્યે, ખૂબ લડે ગદાથી:
ભાંગ્યે ગદાઓ, લડતા ભુજાથી. ૫૨

અન્યોન્યના શસ્ત્ર-પ્રહારથી બે
યોદ્ધા હણાતાં બસ એક સાથે,
દેવો બન્યા, તો પણ એક અપ્સરા
કાજે ઉભે એ લડતા રહેતા. ૫૩

એ બેઉ સૈન્યો જય ને પરાજય
અન્યોન્યથી પામી રહે અચાનક;
વાયુ-ફૂંકે આગળ તેમ પાછળ,
મોજાં મહાસાગરનાં યથૈવ. ૫૪

सोऽस्त्रव्रजैश्छन्नरथः परेषां
ध्वजाग्रमात्रेण बभूव लक्ष्यः ।
नीहारमग्नो दिनपूर्वभागः
किंचित्प्रकाशेन विवस्वतेव ॥६०॥

प्रियंवदात्प्राप्तमसौ कुमारः
प्रायुङ्क्त राजस्वधिराजसूनुः ।
गान्धर्वमस्त्रं कुसुमास्त्रकान्तः
प्रस्वापनं स्वप्ननिवृत्तलौल्यः ॥६१॥

ततो धनुष्कर्षणमूढहस्त-
मेकांसपर्यस्तशिरस्त्रजालम् ।
तस्थौ ध्वजस्तम्भनिषण्णदेहं
निद्राविधेयं नरदेवसैन्यम् ॥६२॥

ततः प्रियोपात्तरसेऽधरोष्ठे
निवेश्य दध्मौ जलजं कुमारः ।
तेन स्वहस्तार्जितमेकवीरः
पिबन्यशो मूर्तमिवाबभासे ॥६२॥

शङ्खस्वनाभिज्ञतया निवृत्ता-
स्तं सन्नशत्रुं ददृशुः स्वयोधाः ।
निमीलितानामिव पङ्कजानां
मध्ये स्फुरन्तं प्रतिमाशशाङ्कम् ॥६४॥

હરાવી સેના અરિએ, છતાં ધસ્યો
એ સૈન્ય સાથે અતિશે બલી અજ:
સમીરથી ધૂમ વળે છ પાછો;
કિન્તુ, તૃણો જ્યાં, તહીં અગ્નિ રૂહેતો. ૫૫

ભાથો-ધનુ-બખ્તર ધારી એ રથી
ધસ્યો મહા એકલવીર; સૌને
વાર્યા; યથૈવ પ્રલયે સમુદ્રના
કું લોઢના લોઢ મહા વરાહે. ૫૬

ભાથા-મુખે દક્ષિણ બાહુવાળો
એ શોભતો યુદ્ધ મહીં ભલેરો:
આકર્ણ ખેંચી બસ એક વેળ શું
વર્ષે પણછ શત્રુ-હણંત બાણો! ૫૭

રોષે ડસ્યા લાલ જ હોઠવાળાં;
ને ઊર્ધ્વ રેખાળી ભ્રુકુટીવાળાં;
હુંકારતાં; ભલ્લ-કપાયલાં; અરિ
તણાં શિરે છાઈ દીધી ધરા અજે. ૫૮

સૌ-સૈન્ય-અંગે; કરી મોખરે ગજો;
સૌ આયુધે બખ્તર ભેદનારા;
સર્વ પ્રયત્ને; અજ સાથ યુદ્ધે
મહીપતિઓ સહુ ઊમટી પડ્યા. ૫૯

सशोणितैस्तेन शिलीमुखाग्रै-
र्निक्षेपिताः केतुषु पार्थिवानाम् ।
यशो हृतं संप्रति राघवेण
न जीवितं वः कृपयेति वर्णाः ॥६५॥

स चापकोटीनिहितैकबाहुः
शिरस्त्रनिष्कर्षणभिन्नमौलिः ।
ललाटबद्धश्रमवारिबिन्दु-
र्भीतां प्रियामेत्य वचो बभाषे ॥६६॥

इतः परानर्भकहार्यशस्त्रा-
न्वैदर्भि ! पश्यानुमता मयासि ।
एवंविधेनाहवचेष्टितेन
त्वं प्रार्थ्यसे हस्तगता ममैभिः ॥६७॥

तस्याः प्रतिद्वन्द्विभवाद्विषादा-
त्सद्यो विमुक्तं मुखमाबभासे ।
निःश्वासबाष्पापगमात्प्रपन्नः
प्रसादमात्मीयमिवात्मदर्शः ॥६८॥

हृष्टापि सा ह्रीविजिता न साक्षा-
द्वाग्भिः सखीनां प्रियमभ्यनन्दत् ।
स्थली नवाम्भःपृषताभिवृष्टा
मयूरकेकाभिरिवाभ्रवृन्दम् ॥६९॥

ઢંકાઈ જાતાં રથ બાણ-વૃષ્ટિથી,
ધ્વજાની ટોચે જ રહ્યો કળાઈ એ;
પ્રભાત વ્હેલું જ્યમ છાયું ધુમ્મસે,
લગાર તેજે રવિનાં કળાતું. ૬૦

પ્રિયંવદે આપ્યું હતું અગાઉ જે,
તે અસ્ત્ર ગાન્ધર્વ-પ્રયોજ્યું શત્રુને
પ્રગાઢ ઊંઘાડતું, જાગનારા
અજે રૂપાળા, કંઈ કામદેવ શા. ૬૧

ને ચાપ-ખેંચ્યા-કર થૈ ગયા જડ:
ગૈ એક બાજુ શિર-ટોપ-સાંકળી:
ટેકે ઊભેલું ધ્વજ-થાંભલાના,
થયું જ નિદ્રા-વશ સૈન્ય ભૂપનું. ૬૨

પ્રિયા-પીધા હોઠ પરે ધરી પછી
ફૂંક્યો કુમારે રણ-શંખ; ત્યારે
પોતે જીતેલા યશ મૂર્તિમાનને
શું પી રહ્યા એકલવીર શો દીસ્યો. ૬૩

શંખ-ધ્વનિ ઓળખીને, કુમારના
પાછા વળી સૈનિક નીરખી રહ્યા
ઊંઘી રહેલા અરિઓ મહીં અજ;
પદ્મો મીંચ્યાં નીરખતા શશી સમો. ૬૪

इति शिरसि स वामं पादमाधाय राज्ञा-
मुदवहदनवद्यां तामवद्यादपेतः ।
रथतुरगरजोभिस्तस्य रूक्षालकाग्रा
समरविजयलक्ष्मीः सैव मूर्ता बभूव ॥७०॥

प्रथमपरिगतार्थस्तं रघुः संनिवृत्तं
विजयिनमभिनन्द्य श्लाघ्यजायासमेतम् ।
तदुपहितकुटुम्बः शान्तिमार्गोत्सुकोऽभू-
न्न हि सति कुलधुर्ये सूर्यवंश्या गृहाय ॥७१॥

ને બાણની લોહી-ભીની અણીએ
લખ્યું ધ્વજાઓ પર એ નૃપોની:
"હાવાં હરી છે તમ કીર્તિ રાઘવે,
ન પ્રાણ કિન્તુ, તમ-પે દયા કરી." ૬૫

ધનુષ્ય-છેડે કર એક મૂકી;
ને ટોપ કાઢ્યે શિર-કેશ છૂટે;
શ્રમે ઝમ્યા સ્વેદભર્યા લલાટે;
પ્રિયા ડરેલી પ્રતિ વેણ બોલ્યો: ૬૬

"વૈદેહિ, જો શત્રુ હવે ખુશીથી:
લઈ શકે કો શિશુ શસ્ત્ર એમનાં:
લેવા ચહે એ મુજ હાથથી તને,
ચેષ્ટાથી આવી, રણજંગ માંહીં!" ૬૭

વિષાદ પામ્યું અરિના ભયે; હવે
છૂટેલ રાણી-મુખ તુર્ત શોભ્યું;
નિઃશ્વાસનો ભેજ લૂછ્યે અરીસો
પ્રસન્ન ધારે નિજ રૂપ, તેમ. ૬૮

રાજી છતાં, લાજ થકી પ્રશંસા
કરી નહીં જે, કરી તે સખી-મુખે;
નવાં જલો ઝીલત પૃથ્વી જે રીતે
મયૂર-કેકાથી ઘન પ્રશંસે. ૬૯

## अष्टमः सर्गः ।

अथ तस्य विवाहकौतुकं
ललितं बिभ्रत एव पार्थिवः ।
वसुधामपि हस्तगामिनी-
मकरोदिन्दुमतीमिवापराम् ॥१॥

दुरितैरपि कर्तुमात्मसा-
त्प्रयतन्ते नृपसूनवो हि यत् ।
तदुपस्थितमग्रहीदजः
पितुराज्ञेति न भोगतृष्णया ॥२॥

अनुभूय वसिष्ठसंभृतैः
सलिलैस्तेन सहाभिषेचनम् ।
विशदोच्छ्वसितेन मेदिनी
कथयामास कृतार्थतामिव ॥३॥

स बभूव दुरासदः परै-
र्गुरुणाऽथर्वविदा कृतक्रियः ।
पवनाग्निसमागमो ह्ययं
सहितं ब्रह्म यदस्त्रतेजसा ॥४॥

નૃપ-શિર પર મૂકી આ રીતે પાય ડાબો,
અજ અવગુણ્‌હોણો લૈ જતો દોષ્‌હોણી:
રથ-હય તણી ધૂળે વાળ લૂખા થયેલી,
સમર-વિજય-લક્ષ્મી મૂર્ત શી ભોજ-કન્યા. ૭૦

અજ ઘર વળતાં, (સૌ વાત જાણેલ વ્હેલાં)
રઘુ અજ, ગુણવાળી રાણીને યે પ્રશંસે:
ઘર સઘળું ભળાવે: ઇચ્છતો શાન્તિ લેવા:
કુલ-ઘર યદિ, તો ના ર્‌હે ઘરે સૂર્યવંશી. ૭૧

रघुमेव निवृत्तयौवनं
तममन्यन्त नवेश्वरं प्रजाः
स हि तस्य न केवलां श्रियं
प्रतिपेदे सकलान्गुणानपि ॥५॥

अधिकं शुशुभे शुभंयुना
द्वितयेन द्वयमेव संगतम् ।
पदमृद्धमजेन पैतृकं
विनयेनास्य नवं च यौवनम् ॥६॥

सदयं बुभुजे महाभुजः
सहसोद्वेगमियं व्रजेदिति ।
अचिरोपनतां स मेदिनीं
नवपाणिग्रहणां वधूमिव ॥७॥

अहमेव मतो महीपते-
रिति सर्वः प्रकृतिष्वचिन्तयत् ।
उदधेरिव निम्नगाशते-
ष्वभवन्नास्य विमानना क्वचित् ॥८॥

न खरो न च भूयसा मृदुः
पवमानः पृथिवीरुहानिव ।
स पुरस्कृतमध्यमक्रमो
नमयामास नृपाननुद्धरन् ॥९॥

## સર્ગ આઠમો

પછી મીંઢળ એ સુ-મંગળ
અજ-કાંડે હજી બાંધ્યું છે, તહીં
બીજી ઇન્દુમતી-શી પૃથ્વી યે,
અજના હાથ મહીં હિયે રઘુ. ૧

બહુ પાપથી યે સિંહાસન
અરથે જે, નૃપના સુતો મથે,
મળ્યું સ્હેજથી તે અજ ગ્રહે,
વચને તાત તણાં, ન લાલસે. ૨

અજ સંગ, વસિષ્ઠથી જળે
વસુધા યે અભિષેક પામતી;
નિજ શ્વાસ થકી પ્રસન્ન કૈં,
પ્રકટાવે નિજ શું કૃતાર્થતા. ૩

અભિષેક કર્યે અથર્વવિદ્
ગુરુએ, શત્રુ સહી શક્યા નહીં :
પવનાગ્નિ સમો જ યોગ આ:—
બળ ભેળું થયું બ્રાહ્મ-ક્ષાત્રનું. ૪

अथ वीक्ष्य रघुः प्रतिष्ठितं
प्रकृतिष्वात्मजमात्मवत्तया ।
विषयेषु विनाशधर्मसु
त्रिदिवस्थेष्वपि निःस्पृहोऽभवत् ॥१०॥

गुणवत्सुतरोपितश्रियः
परिणामे हि दिलीपवंशजाः ।
पदवीं तरुवल्कवाससां
प्रयताः संयमिनां प्रपेदिरे ॥११॥

तमरण्यसमाश्रयोन्मुखं
शिरसा वेष्टनशोभिना सुतः ।
पितरं प्रणिपत्य पादयो-
रपरित्यागमयाचतात्मनः ॥१२॥

रघुरश्रुमुखस्य तस्य त-
त्कृतवानीप्सितमात्मजप्रियः ।
न तु सर्प इव त्वचं पुनः
प्रतिपेदे व्यपवर्जितां श्रियम् ॥१३॥

स किलाश्रममन्त्यमाश्रितो
निवसन्नावसथे पुराद्बहिः ।
समुपास्यत पुत्रभोग्यया
स्नुषयेवाविकृतेन्द्रियः श्रिया ॥१४॥

રઘુ શું જ ફરી જુવાન આ;
ગણતી એમ પ્રજા નૃપાળને :
રઘુની નહિ માત્ર શ્રી, અજ
ગુણ એના સઘળા ય પામિયો. ૫

વધુ શોભી ઊઠયાં ઉભે તહીં,
શુભ બન્ને શુભ કેરી સંગમાં;
અજ સંગ સમૃદ્ધ રાજ્ય ને
વિનયે જોબન યે નવેલું એ. ૬

'ડરી જાય કદાચ', એ બ્હીકે
કુમળાશે બળવાન ભોગવે
વસુધા નવલી વહૂ સમી,
ધરી પાણિગ્રહણે નવી નવી. ૭

'નૃપનો બસ હું જ માનીતો';
મનમાં સૌ સમજે પ્રજાજનો :
દવલું નૃપને ન કો, યથા
દરિયાને નદીઓ અનેકમાં. ૮

બહુ કોમળ કે કઠોર ના;
જયમ વાયુ તરુ-ઝૂંડને; ત્યમે
નમવે, ન ઉખાડતો નૃપો;
ધરીને મધ્યમ માર્ગને અજ. ૯

प्रशमस्थितपूर्वपार्थिवं
कुलमभ्युद्यतनूतनेश्वरम् ।
नभसा निभृतेन्दुना तुला-
मुदितार्केण समारुरोह तत् ॥१५॥

यतिपार्थिवलिङ्गधारिणौ
ददृशाते रघुराघवौ जनैः ।
अपवर्गमहोदयार्थयो-
र्भुवमंशाविव धर्मयोर्गतौ ॥१६॥

अजिताधिगमाय मन्त्रिभि-
र्युयुजे नीतिविशारदैरजः ।
अनपायिपदोपलब्धये
रघुराप्तैः समियाय योगिभिः ॥१७॥

नृपतिः प्रकृतिरवेक्षितुं
व्यवहारासनमाददे युवा ।
परिचेतुमुपांशु धारणां
कुशपूतं प्रवयास्तु विष्टरम् ॥१८॥

अनयत्प्रभुशक्तिसंपदा
वशमेको नृपतीननन्तरान् ।
अपरः प्रणिधानयोग्यया
मरुतः पञ्च शरीरगोचरान् ॥१९॥

પછી જોઈ, પ્રજા મહીં ઠર્યાં
અજને એ, રઘુ આત્મજ્ઞાનથી
ત્રણ લોક તણાં ય વ્હે જતાં
સુખ સૌની તજી સાવ વાસના. ૧૦

થઈ વૃદ્ધ, દિલીપવંશીઓ
દઈને શ્રી ગુણવાન પુત્રને;
યતિ, વલ્કલધારીઓ તણા
પગલે સૌ પળતા જ સંયમી. ૧૧

વનવાસ જતા પિતા તણાં
ચરણોમાં મુકુટે સુશોભતા
શિરને ધરી, પુત્ર વીનવે,
'ન જશો રે, મુજને તજી તમો.' ૧૨

સુતનું મુખ આંસુએ ભર્યું.
નીરખીને, રઘુ પુત્ર–પ્રેમથી
વરતે સુત-ઇચ્છયું; ના ધરે
તજી શ્રીને, જ્યમ સાપ કાંચળી. ૧૩

રઘુ અન્તિમ આશ્રમે ખરે,
નગરી બ્હાર વસ્યો જિતેન્દ્રિય:
સુત-ભોગ્ય સુ-પુત્રની વધૂ
સરખી શ્રી તહીં ભાળ રાખતી. ૧૪

अकरोदचिरेश्वरः क्षितौ
द्विषदारम्भफलानि भस्मसात् ।
इतरो दहने स्वकर्मणां
ववृते ज्ञानमयेन वह्निना ॥२०॥

पणबन्धमुखान्गुणानजः
षडुपायुङ्क्त समीक्ष्य तत्फलम् ।
रघुरप्यजयद्गुणत्रयं
प्रकृतिस्थं समलोष्टकाञ्चनः ॥२१॥

न नवः प्रभुराफलोदया-
त्स्थिरकर्मा विरराम कर्मणः ।
न च योगविधेर्नवेतरः
स्थिरधीरा परमात्मदर्शनात् ॥२२॥

इति शत्रुषु चेन्द्रियेषु च
प्रतिषिद्धप्रसरेषु जाग्रतौ ।
प्रसितावुदयापवर्गयो-
रुभयीं सिद्धिमुभाववापतुः ॥२३॥

अथ काश्चिदजव्यपेक्षया
गमयित्वा समदर्शनः समाः ।
तमसः परमापदव्ययं
पुरुषं योगसमाधिना रघुः ॥२४॥

નૃપ શાન્તિ મહીં ઠર્યે જૂનો;
નૃપ ગાદી પર બેસતાં નવો;
શશી આથમતાં, રવિ ઊગ્યે,
નભ જેવું કુલ એ સુશોભિયું. ૧૫

યતિ-ભૂપતિ-ચિહ્ન ધારતા
રઘુને ને અજને જુએ જનો;—
શું ધરા પર ધર્મ-અંશ બે
ઊતર્યા, મોક્ષ અને મહોદય. ૧૬

ન જીત્યું જીતવા, નીતિજ્ઞ કૈં
સચિવો શું અજ મન્ત્રણા કરે:
અવિનાશી પદે પહોંચવા
રઘુ સેવે વળી, આપ્ત યોગીઓ. ૧૭

પુર-વાસી નિહાળવા, યુવા
નૃપ ધર્માસન-પે બિરાજતો:
નૃપ વૃદ્ધ, કુશાસને શુચિ,
મન એકાગ્ર જ એકલો કરે. ૧૮

ધન-સૈન્ય-બળે કર્યાં વશ
નૃપ એકે નૃપ અન્ય સર્વને:
વશ અન્ય નૃપે કરી લીધા
મરુતો પાંચયને સમાધિથી. ૧૯

श्रुतदेहविसर्जनः पितु-
श्चिरमश्रूणि विमुच्य राघवः ।
विदधे विधिमस्य नैष्ठिकं
यतिभिः सार्धमनग्निमग्निचित् ॥२५॥

अकरोत्स तदौर्ध्वदैहिकं
पितृभक्त्या पितृकार्यकल्पवित् ।
न हि तेन पथा तनुत्यज-
स्तनयावर्जितपिण्डकाङ्क्षिणः ॥२६॥

स परार्ध्यगतेरशोच्यतां
पितुरुद्दिश्य सदर्थवेदिभिः ।
शमिताधिरधिज्यकार्मुकः
कृतवानप्रतिशासनं जगत् ॥२७॥

क्षितिरिन्दुमती च भामिनी
पतिमासाद्य तमग्र्यपौरुषम् ।
प्रथमा बहुरत्नसूरभू-
दपरा वीरमजीजनत्सुतम् ॥२८॥

दशरश्मिशतोपमद्युतिं
यशसा दिक्षु दशस्वपि श्रुतम् ।
दशपूर्वरथं यमाख्यया
दशकण्ठारिगुरुं विदुर्बुधाः ॥२९॥

અરિ-કર્મ-ફળો નવા નૃપે
પૃથિવી-પે બસ ભસ્મ સૌ કર્યાં:
ઘરડો નૃપ જ્ઞાન-અગ્નિથી
નિજ બાળે સઘળાં ય કર્મને. ૨૦

ફળ જોઈ-વિચારીને, અજ
છ ગુણો કેરી ઉપાસના કરે:
રઘુએ પણ જીતિયા ત્રણે
ગુણ, રહે તુલ્ય સુવર્ણ-માટીમાં. ૨૧

ફળ-પ્રાપ્તિ લગી નવો નૃપ
વિરમ્યો કર્મથી કર્મનિષ્ઠ, ના:
ન મળ્યા પ્રભુ, ત્યાં લગી નહીં
વિરમ્યો યોગથી વૃદ્ધ, ધી-ભર્યો. ૨૨

અરિ-ઇન્દ્રિય આમ જીતવા
અજ રાજા રઘુ બેઉ જાગતા
નિત તત્પર, સિદ્ધિ મેળવે
ઉભયે પ્રેયની શ્રેયની ઉભે. ૨૩

પછીથી, સમદૃષ્ટિથી રઘુ,
અજ-ચાહ્યે કંઈ વર્ષ વીતવી;
અવિનાશી, તમસ્ તણી પરે
પ્રભુમાં યોગ-સમાધિથી ભળ્યો. ૨૪

ऋषिदेवगणस्वधाभुजां
श्रुतयागप्रसवैः स पार्थिवः ।
अनृणत्वमुपेयिवान्बभौ
परिधेर्मुक्त इवोष्णदीधितिः ॥३०॥

बलमार्तभयोपशान्तये
विदुषां सत्कृतये बहु श्रुतम् ।
वसु तस्य विभोर्न केवलं
गुणवत्तापि परप्रयोजना ॥३१॥

स कदाचिदवेक्षितप्रजः
सह देव्या विजहार सुप्रजाः ।
नगरोपवने शचीसखो
मरुतां पालयितेव नन्दने ॥३२॥

अथ रोधसि दक्षिणोदधेः
श्रितगोकर्णनिकेतमीश्वरम् ।
उपवीणयितुं ययौ रवे-
रुदयावृत्तिपथेन नारदः ॥३३॥

कुसुमैर्ग्रथितामपार्थिवैः
स्रजमातोद्यशिरोनिवेशिताम् ।
अहरत्किल तस्य वेगवा-
नधिवासस्पृहयेव मारुतः ॥३४॥

રઘુએ તજી દેહ સાંભળી,
બહુ રોઈ, અગની વિનાની સૌ
વિધિ છેલ્લી કરે રઘુ તણી,
યતિઓના રહી સાથમાં, અજ. ૨૫

પિતૃભક્તિથી શ્રાદ્ધની વિધિ
કરતો સૌ અજ જાણકારીએ;
તનુ યોગથી ત્યાગનારને
ન અપેક્ષા જરી પુત્ર-પિણ્ડની. ૨૬

'રઘુ મોક્ષ ગયા: ન શોચવું;'
સુણી વેદજ્ઞથી, દુઃખ ઠારીને;
ધનુ સજ્જ ધરી, ધરા પરે
કરતો શાસન, ચક્રવર્તી થૈ. ૨૭

ભૂમિ, ઇન્દુમતી ય મેળવી
અજ જેવા પતિને પરાક્રમી,
બહુ રત્ન પહેલી આપતી;
વળી બીજી સુત વીર-શ્રેષ્ઠને. ૨૮

દશ સો કિરણાળ, — તેજમાં:
યશવાળો, — દશ યે દિશા મહીં:
દશ-કંઠ-અરિ તણો પિતા:
'રથ પ્હેલાં દશ': એમ સૌ લહે. ૨૯

भ्रमरैः कुसुमानुसारिभिः
परिकीर्णा परिवादिनी मुनेः ।
ददृशे पवनावलेपजं
सृजती बाष्पमिवाञ्जनाविलम् ॥३५॥

अभिभूय विभूतिमार्तवीं
मधुगन्धातिशयेन वीरुधाम् ।
नृपतेरमरस्रगाप सा
दयितोरुस्तनकोटिसुस्थितिम् ॥३६॥

क्षणमात्रसखीं सुजातयोः
स्तनयोस्तामवलोक्य विह्वला ।
निमिमील नरोत्तमप्रिया
हृतचन्द्रा तमसेव कौमुदी ॥३७॥

वपुषा करणोज्झितेन सा
निपतन्ती पतिमप्यपातयत् ।
ननु तैलनिषेकबिन्दुना
सह दीपार्चिरुपैति मेदिनीम् ॥३८॥

उभयोरपि पार्श्ववर्तिनां
तुमुलेनार्तरवेण वेजिताः ।
विहगाः कमलाकरालयाः
समदुःखा इव तत्र चुक्रुशुः ॥३९॥

ઋષિ, દેવ, પિતૃનું ચૂકવી
ઋણ વિદ્યા થકી, યજ્ઞ, પુત્રથી,
બહુ શોભી ઊઠ્યો નૃપાળ એ,
રવિ-શો ધુમ્મસ માંહીંથી અજ. ૩૦

બલ, બ્હીક બ્હીતાની ટાળવા:
બહુ વિદ્યા, ગુણવાન પૂજવા:
ધન માત્ર ન,–એ સમર્થના
ગુણ યે સૌ ઉપયોગી સર્વને. ૩૧

લઈને પટરાણી, કો સમે
સુ-પ્રજાળો નૃપ, પાળતો પ્રજા,
પુર-બાગ મહીં સહેલતો,
શચી સાથે જ્યમ ઇન્દ્ર નન્દને. ૩૨

તહિં દક્ષિણ વારિધિ તણે
તટ ગોકર્ણ-વસેલ શંભુને
સ્તવવા, રવિના પથે નભે
ઋષિ, વીણા લઈ જાય નારદ. ૩૩

ફૂલ દિવ્યથી ગૂંથી માળને
ધરી છેડે ઉપલે વીણા તણા;
સુરભિ તણી ચાહનાથી શું
પવને ઝાપટથી હરી, ખરે. ૩૪

नृपतेर्व्यजनादिभिस्तमो
नुनुदे सा तु तथैव संस्थिता ।
प्रतिकारविधानमायुषः
सति शेषे हि फलाय कल्पते ॥४०॥

प्रतियोजयितव्यवल्लकी-
समवस्थामथ सत्त्वविप्लवात् ।
स निनाय नितान्तवत्सलः
परिगृह्योचितमङ्कमङ्गनाम् ॥४१॥

पतिरङ्कनिषण्णया तया
करणापायविभिन्नवर्णया ।
समलक्ष्यत बिभ्रदाविलां
मृगलेखामुषसीव चन्द्रमाः ॥४२॥

विललाप स बाष्पगद्गदं
सहजामप्यपहाय धीरताम् ।
अभितप्तमयोऽपि मार्दवं
भजते कैव कथा शरीरिषु ॥४३॥

कुसुमान्यपि गात्रसंगमा-
त्प्रभवन्त्यायुरपोहितुं यदि ।
न भविष्यति हन्त साधनं
किमिवान्यत्प्रहरिष्यतो विधेः ॥४४॥

ફૂલ-પૂંઠ-ઊડયા મધુકરે
ખચી વીણા મુનિ કેરી દીસતી,
પવને અપમાન પામતાં
ઝરતી કાજળ-મિશ્ર આંસુ શું. ૩૫

ઋતુ-ખીલી લતાની સૌરભો
સહુ ઢાંકી, નિજ દિવ્ય સૌરભે,
ખરી માળ અજ-પ્રિયા તણાં
સ્તન કેરી અણી-પે ઝિલાઈ ર્‌હે. ૩૬

ક્ષણ માત્ર રૂડાં સ્તનો તણી
સખી,—એ માળ નિહાળી, વ્યાકુળ
થતી મૂર્છિત ભૂપની પ્રિયા,
જ્યમ ચન્દ્રી, શશી રાહુએ ગ્રસ્યે. ૩૭

પડી, ચેતન સર્વ ઓસર્યે,
પતિને યે લઈ સાથ સાથ એ:
પૃથિવી પર ઝાળ દીપની
પડતી, તેલનું ટીપું લૈ, ખરે. ૩૮

પતિ-પત્ની કને ખડા જનો
રડી ઊઠયા મૂકી કંઠ મોકળો:
સુણી રોણું શું, એ દુઃખે દુઃખી
કકળ્યા સારસ પદ્મમાં વસ્યા. ૩૯

अथवा मृदु वस्तु हिंसितुं
मृदुनैवारभते प्रजान्तकः ।
हिमसेकविपत्तिरत्र मे
नलिनी पूर्वनिदर्शनं मता ॥४५॥

स्रगियं यदि जीवितापहा
हृदये किं निहिता न हन्ति माम् ।
विषमप्यमृतं क्वचिद्भवे-
दमृतं वा विषमीश्वरेच्छया ॥४६॥

अथवा मम भाग्यविप्लवा-
दशनिः कल्पित एष वेधसा ।
यदनेन तरुर्न पातितः
क्षपिता तद्विटपाश्रिता लता ॥४७॥

कृतवत्यसि नावधीरणा-
मपराद्धेऽपि यदा चिरं मयि ।
कथमेकपदे निरागसं
जनमाभाष्यमिमं न मन्यसे ? ॥४८॥

ध्रुवमस्मि शठः शुचि-
स्मिते ! विदितः कैतववत्सलस्तव ।
परलोकमसंनिवृत्तये
यदनापृच्छ्य गतासि मामितः ॥४९॥

તહીં ભૂપની વીંઝણાદિથી
વળી મૂર્છા; ન વળી જ રાણીની :
યદિ આયુષ શેષ હોય તો
ફળતી વૈદકની ક્રિયા કંઈ. ૪૦

પડી ચેતનહીણને – વીણા
જયમ ઢીલા બહુ તાર-વાળીને –
બહુ પ્રેમથી અંકમાં અજે
લીધી એના પરિચિત આસને. ૪૧

તહીં અંક-ઢળેલ રાણીનું
સઘળું ચેતન ઓસરી ગયે,
મૃગ-લાંછન શ્યામ ધારતા
શશી જેવો જ પરોઢિયે, દીસે. ૪૨

અજ આંસુથી ગળગળા સ્વરે
તજી સ્વાભાવિક ધૈર્ય યે રડ્યો :
તપતાં, થતું પોચું લોઢું યે;
પછી શું કહેવું શરીર-ધારીનું ? ૪૩

'કુસુમો પણ અંગને અડ્યે,
હરી આયુષ્ય શકે જ, તો પછી
બીજું હા, ન શું થાય સાધન,
વિધિ પોતે હણવા ચહે, તહીં ? ૪૪

दयितां यदि तावदन्वगा-
द्विनिवृत्तं किमिदं तया विना ।
सहतां हतजीवितं मम
प्रबलामात्मकृतेन वेदनाम् ॥५०॥

सुरतश्रमसंभृतो मुखे
ध्रियते स्वेदलवोद्गमोऽपि ते ।
अथ चास्तमिता त्वमात्मना
धिगिमां देहभृतामसारताम् ॥५१॥

मनसापि न विप्रियं मया
कृतपूर्वं तव किं जहासि माम् ? ।
ननु शब्दपतिः क्षितेरहं
त्वयि मे भावनिबन्धना रतिः ॥५२॥

कुसुमोत्खचितान्वलीभृत-
श्चलयन्भृङ्गरुचस्तवालकान् ।
करभोरु ! करोति मारुत-
स्त्वदुपावर्तनशङ्कि मे मनः ॥५३॥

तदपोहितुमर्हसि प्रिये !
प्रतिबोधेन विषादमाशु मे ।
ज्वलितेन गुहागतं तम-
स्तुहिनाद्रेरिव नक्तमोषधिः ॥५४॥

અથવા. મૃદુને વિનાશવા
મૃદુ લે અસ્ત્ર જ હાથમાં યમ:
નલિની તણું મૃત્યુ ઝાકળ
વરસ્યાથી થતું ન્યાળ્યું ’હેલું, મેં. ૪૫

યદિ માળથી મૃત્યુ થાય, તો
ધરું હૈયે મુજ; એ હણે ન કાં?
વિષ યે અમી, ને અમી વિષ
બની જાયે કદી ઈશ ઇચ્છતાં. ૪૬

અથવા મુજ ભાગ્ય ફૂટ્યું કે
વિધિને હાથ ઘડાયું વજ્ર આ:
નહિ કે તરુ ઢાળ્યું; ઢાળી હા,
તરુ-ટેકાથી ઉભેલી વેલીને. ૪૭

અપરાધી સદા હું, તો ય જો
મુજ-પે તું ન અભાવ લાવતી;
અપરાધ વિના કશા ય તો
નવ બોલે મુજ સાથ આમ કાં? ૪૮

શઠ ભાવ જૂઠો બતાવતો
બસ, જાણ્યો મુજને શુચિસ્મિતે.
ગઈ એથી સદાયની પ્રિયા;
પરલોકે મુજને કહ્યા વિના. ૪૯

इदमुच्छ्वसितालकं मुखं
तव विश्रान्तकथं दुनोति माम् ।
निशि सुप्तमिवैकपङ्कजं
विरताभ्यन्तरषट्पदस्वनम् ॥५५॥

शशिनं पुनरेति शर्वरी
दयिता द्वन्द्वचरं पतत्रिणम् ।
इति तौ विरहान्तरक्षमौ
कथमत्यन्तगता न मां दहेः ॥५६॥

नवपल्लवसंस्तरेऽपि ते
मृदु दूयेत यदङ्गमर्पितम् ।
तदिदं विषहिष्यते कथं
वद वामोरु ! चिताधिरोहणम् ॥५७॥

इयमप्रतिबोधशायिनीं
रशना त्वां प्रथमा रहःसखी ।
गतिविभ्रमसादनीरवा
न शुचा नानु मृतेव लक्ष्यते ॥५८॥

कलमन्यभृतासु भाषितं
कलहंसीषु मदालसं गतम् ।
पृषतीषु विलोलमीक्षितं
पवनाधूतलतासु विभ्रमाः ॥५९॥

પ્રિયને પગલે ગયું, છતાં
વળ્યું એના વિણ કાં અભાગિયું
મુજ જીવન? તો ભલે સહે
બસ પીડા નિજ કર્મની હવે. ૫૦

સુરત-શ્રમથી ઝમ્યો મુખે
પરસેવો પણ દીસતો હજી,
તહીં આંખ સમક્ષ તું ગઈ,
અહ, ધિક્ અસ્થિરતા શરીરીની. ૫૧

મનથી ય કર્યું નથી કદી
તુજને ના ગમતું, – તજે તું કાં?
પૃથિવી-પતિ નામનો જ હું;
ઢળ્યું પ્રીતે ભર્યું હૈયું તો તુંમાં. ૫૨

કંઈ વાંકડિયા, ફૂલે ગૂંથ્યા,
ભમરા-શા તુજ કેશ શામળા
અનિલે જરી ફર્કતાં, થતું
મનમાં કે 'હમણાં તું જાગશે.' ૫૩

ઝટ તો પ્રિય, જાગી, દુઃખ લે
હરી મારું, જ્યમ ઔષધિ હરે
હિમમાળ તણી ગુફા તણો
ઘન અંધાર પ્રકાશથી, નિશે. ૫૪

त्रिदिवोत्सुकयाप्यवेक्ष्य मां
निहिताः सत्यममी गुणास्त्वया ।
विरहे तव मे गुरुव्यथं
हृदयं न त्ववलम्बितुं क्षमाः ॥६०॥

मिथुनं परिकल्पितं त्वया
सहकारः फलिनी च नन्विमौ ।
अविधाय विवाहसत्क्रिया-
मनयोर्गम्यत इत्यसांप्रतम् ॥६१॥

कुसुमं कृतदोहदस्त्वया
यदशोकोऽयमुदीरयिष्यति ।
अलकाभरणं कथं नु त-
त्तव नेष्यामि निवापमाल्यताम् ? ॥६२॥

स्मरतेव सशब्दनूपुरं
चरणानुग्रहमन्यदुर्लभम् ।
अमुना कुसुमाश्रुवर्षिणा
त्वमशोकेन सुगात्रि ! शोच्यसे ॥६३॥

तव निःश्वसितानुकारिभि-
र्बकुलैरर्धचितां समं मया ।
असमाप्य विलासमेखलां
किमिदं किन्नरकण्ठि ! सुप्यते ? ॥६४॥

વિખરી લટવાળું તારું આ
મુખ મૂંગું બહુ પીડતું મને:
જ્યમ પદ્મ અનન્ય કો મીંચ્યું,
અલિ-ગુંજાર-શમ્યા-ભર્યું નિશે. ૫૫

શશીને મળતી નિશા ફરી;
પ્રિયને પામત ચક્રવાકી યે:
સહી એમ શકે વિયોગ એ;—
ન જણું કાં તું જતાં સદાયની? ૫૬

કુમળી કૂંપળોની સેજમાં
પણ, તારાં મૃદુ અંગ દુઃખતાં:
વદ સુન્દરી, શેં સુકોમળાં
અબ એ અંગ ચિતાગ્નિ વેઠશે? ૫૭

ચિર-નીંદ-ઢળેલ, ગાઢ આ
સખી એકાન્તની તારી મેખલા
વિરમ્યે તુજ ચાલ, મૂંગી શું
તુજ પૂંઠે પળી શોકથી દીસે. ૫૮

મધુરો સ્વર કોકિલા વિશે;
મદમાતી તુજ ચાલ હંસીમાં;
મૃગલી મહીં દૃષ્ટિ ચંચલા,
ઝૂલતી વેલ્લી વિષે વિલાસ સૌ ૫૯

समदुःखसुखः सखीजनः
प्रतिपच्चन्द्रनिभोऽयमात्मजः ।
अहमेकरसस्तथापि ते
व्यवसायः प्रतिपत्तिनिष्ठुरः ॥६५॥

धृतिरस्तमिता रतिश्च्युता
विरतं गेयमृतुर्निरुत्सवः ।
गतमाभरणप्रयोजनं
परिशून्यं शयनीयमद्य मे ॥६६॥

गृहिणी सचिवः सखी मिथः
प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना
हरता त्वां वद किं न मे हृतम् ॥६७॥

मदिराक्षि ! मदाननार्पितं
मधु पीत्वा रसवत्कथं नु मे ।
अनुपास्यसि बाष्पदूषितं
परलोकोपनतं जलाञ्जलिम् ॥६८॥

विभवेऽपि सति त्वया विना
सुखमेतावदजस्य गण्यताम् ।
अहृतस्य विलोभनान्तरै-
र्मम सर्वे विषयास्त्वदाश्रयाः ॥६९॥

મૂકતી ગઈ સ્વર્ગ-લોભિણી
ગુણ સાચે મુજ સામું જોઈને;
—અવલમ્બન કિન્તુ એ મને
વિરહે દુઃખિતને ન દૈ શકે. ૬૦

પ્રિય, આમ્ર-પ્રિયંગુ કેરું આ
કર્યું"તું નિશ્ચિત જોડું તેં ખરે;
વિધિ લગ્નની એ કર્યા વિના
ગઈ તું, એ ઘટતું નથી થયું. ૬૧

ગઈ દોહદ દૈ અશોકને:
પ્રિય, એને અવ ફૂલ ફૂટશે—
તવ કેશ અલંકૃતિ સમાં—
દઉં શે એની નિવાપ-અંજલિ? ૬૨

તવ દુર્લભ અન્યને કૃપા—
ચરણો નૂપુર ગુંજતાં તણી
સ્મરી, વર્ષત પુષ્પ-અશ્રુ આ
કરતો શોક અશોક, સુન્દરી. ૬૩

તુજ શ્વાસ સમા સુગંધી આ
બકુલો કેરી વિલાસ-માળ મેં
અરધી તુજ સાથ ગૂંથી તે
પૂરી કીધા વિણ આમ કાં સૂતી? ૬૪

विलपन्निति कोसलाधिपः
करुणार्थग्रथितं प्रियां प्रति ।
अकरोत्पृथिवीरुहानपि
स्रुतशाखारसबाष्पदूषितान् ॥७०॥

अथ तस्य कथंचिदङ्कतः
स्वजनस्तामपनीय सुन्दरीम् ।
विससर्ज तदन्त्यमण्डना-
मनलायागुरुचन्दनैधसे ॥७१॥

प्रमदामनु संस्थितः शुचा
नृपतिः सन्निति वाच्यदर्शनात् ।
न चकार शरीरमग्निसा-
त्सह देव्या न तु जीविताशया ॥७२॥

अथ तेन दशाहतः परे
गुणशेषामपदिश्य भामिनीम् ।
विदुषा विधयो महर्द्धयः
पुर एवोपवने समापिताः ॥७३॥

स विवेश पुरीं तया विना
क्षणदापायशशाङ्कदर्शनः ।
परिवाहमिवावलोकय-
न्स्वशुचः पौरवधूमुखाश्रुषु ॥७४॥

સુખી-દુઃખી સખી સુખે-દુઃખે :
પડવાના શશી-શો સુ-પુત્ર આ :
હું ય તું મહીં લીન : તો ય તું
ગઈ, સાચે તું ઘણી જ ક્રૂર હા ! ૬૫

ગયું ધૈર્ય: ઊડી ગઈ ક્રીડા :
વિરમ્યું ગાન : ન-ઉત્સવી ઋતુ :
સહુ ભૂષણ વ્યર્થ થૈ ગયાં :
અવ સૂની સૂની સેજ માહરી. ૬૬

ગૃહિણી, સખી ગાઢ, મન્ત્રી તું,
પ્રિય, શિષ્યા લલિતા કલા વિષે;
કરુણા-હીણ મૃત્યુએ તને
હરતાં, શું મુજ ના હરાયું, કહે ? ૬૭

મદિરાક્ષિ, સુખેથી પાયું મેં
મધુ પીનાર મધુરું, પીશ શેં
મુજ આંસુભરી જલાંજલિ
પરલોકે તુજને પહોંચતી ? ૬૮

અજનું સુખ માણ્યું તું સહે
બસ તે; તુચ્છ બધી સમૃદ્ધિ આ :
ન કશા ય પદાર્થ લોભવે :
સુખ મ્હારાં તુજમાં સમાયલાં !" ૬૯

अथ तं सवनाय दीक्षितः
प्रणिधानाद्गुरुराश्रमस्थितः ।
अभिषङ्गजडं विजज्ञिवा-
निति शिष्येण किलान्वबोधयत् ॥७५॥

असमाप्तविधिर्यतो मुनि-
स्तव विद्वानपि तापकारणम् ।
न भवन्तमुपस्थितः स्वयं
प्रकृतौ स्थापयितुं पथश्च्युतम् ॥७६॥

मयि तस्य सुवृत्त! वर्तते
लघुसंदेशपदा सरस्वती ।
शृणु विश्रुतसत्त्वसार! तां
हृदि चैनामुपधातुमर्हसि ॥७७॥

पुरुषस्य पदेष्वजन्मनः
समतीतं च भवच्च भावि च ।
स हि निष्प्रतिघेन चक्षुषा
त्रितयं ज्ञानमयेन पश्यति ॥७८॥

चरतः किल दुश्चरं तप-
स्तृणबिन्दोः परिशङ्कितः पुरा ।
प्रजिघाय समाधिभेदिनीं
हरिरस्मै हरिणीं सुराङ्गनाम् ॥७९॥

પ્રિયને સ્મરી, કોસલાધિપે
રડી આવું, કરુણાળુ વાણીથી,
તરુઓ ય કર્યાં જ ડાળીથી
ઝમતા સાર થકી ભીનાં ભીનાં. ૭૦

પછીથી, અજ-અંકથી લઈ
સ્વ-જને સુન્દરી એ કયમે કરી,
ધરી, માળથી એ જ સોહવી,
અગરુ-ચન્દનની ચિતા મહીં. ૭૧

'સ્રી-પૂંઠે નૃપ શોકથી ગયો
અતિ વિદ્વાન ય'; મ્હેણું જોઈ એ,
અજ રાણી સહે ચિતા પરે
ન ચડ્યો, – જીવનના ન લોભથી. ૭૨

પછીથી, દશ વીતતાં દિનો,
ગુણ-શેષા રહી રાણીની વિધિ
કરતો સહુ રૂડી, જાણતો
અજ એ બાગ મહીં જ શ્હેરના. ૭૩

પ્રિય-હીન, પુરે પ્રવેશિયો
અજ વીત્યે રજની, શશી સમો:
પુર-નારીની આંખથી મુખે
વહેતો શું નિજ શોક ન્યાળતો. ૭૪

स तपः प्रतिबन्धमन्युना
प्रमुखाविष्कृतचारुविभ्रमाम् ।
अशपद्भव मानुषीति तां
शमवेलाप्रलयोर्मिणा भुवि ॥८०॥

भगवन्! परवानयं जनः
प्रतिकूलाचरितं क्षमस्व मे ।
इति चोपनतां क्षितिस्पृशं
कृतवाना सुरपुष्पदर्शनात् ॥८१॥

क्रथकैशिकवंशसंभवा
तव भूत्वा महिषी चिराय सा ।
उपलब्धवती दिवश्च्युतं
विवशा शापनिवृत्तिकारणम् ॥८२॥

तदलं तदपायचिन्तया
विपदुत्पत्तिमतामुपस्थिता ।
वसुधेयमवेक्ष्यतां त्वया
वसुमत्या हि नृपाः कलत्रिणः ॥८३॥

उदये मदवाच्यमुज्झता
श्रुतमाविष्कृतमात्मवत्त्वया ।
मनसस्तदुपस्थिते ज्वरे
पुनरक्लीबतया प्रकाश्यताम् ॥८४॥

પછીથી ગુરુ યજ્ઞ-દીક્ષિત
રહીને આશ્રમમાં જ, ધ્યાનથી
લહી શોકથી મૂઢ ભૂપને
શીખ દે, મોકલી શિષ્યને ખરે: ૭૫

'હજી યજ્ઞ અ-પૂર્ણ, એટલે
મુનિ પોતે તુજ પાસ ના'વિયા;
દુઃખ-કારણ જાણતાં છતાં;
કરવા સ્વ-સ્થ ફરી, અ-સ્વ-સ્થને. ૭૬

મુજને ગુરુએ દીધેલ છે
જરી સંદેશ તું માટ શીલવાન્,
જગ-ખ્યાત, ભરેલ ધીરજે,
સુણીને એ, હૃદયે તું ધારજે. ૭૭

નીરખે ત્રણ લોકને વિશે
થયું, થાતું, વળી જે થવાનું યે,
મુનિ એ નિજ જ્ઞાન-દૃષ્ટિથી:
નહિ એને કશું આડું આવતું. ૭૮

તપતા તપ તીવ્ર કો સમે
તૃણબિન્દુ ઋષિથી ડરી ખરે,
કરવા તપ-ભંગ, અપ્સરા
'હરિણી' નામની ઇન્દ્ર મોકલે. ૭૯

रुदता कुत एव सा पुन-
र्भवता नानुमृतापि लभ्यते ।
परलोकजुषां स्वकर्मभि-
र्गतयो भिन्नपथा हि देहिनाम् ॥८५॥

अपशोकमनाः कुटुम्बिनी-
मनुगृह्णीष्व निवापदत्तिभिः ।
स्वजनाश्रु किलातिसंततं
दहति प्रेतमिति प्रचक्षते ॥८६॥

मरणं प्रकृतिः शरीरिणां
विकृतिर्जीवितमुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वस-
न्यदि जन्तुर्ननु लाभवानसौ ॥८७॥

अवगच्छति मूढचेतनः
प्रियनाशं हृदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेव मन्यते
कुशलद्वारतया समुद्धृतम् ॥८८॥

स्वशरीरशरीरिणावपि
श्रुतसंयोगविपर्ययौ यदा ।
विरहः किमिवानुतापये-
द्वद बाह्यैर्विषयैर्विपश्चितम् ॥८९॥

તપ-વિઘ્નથી ક્રોધ ઊપજ્યે
ઋષિની શાન્તિ ઉડાડી મૂકતો,
'બન માનવ,' શાપ દે; રૂડાં
કરતી સમ્મુખ અંગભંગ જ્યાં. ૮૦

'ભગવન્, પરતન્ત્ર છું હું તો:
કરજો માફ ગુનો કરેલ આ;'
વીનવ્યે, અવધિ દિયે ઋષિ,
સુર-પુષ્પો નીરખ્યાં લગીતણી. ૮૧

ક્રથ-કૈશિક-વંશ જન્મી એ,
પટરાણી બહુ વર્ષ તારી થૈ;
નભથી ખર્યું શાપ-મુક્તિનું
મળતાં કારણ, એ ઊડી ગઈ. ૮૨

નહિ ચિન્તન એનું તો હવે:
જનમે તેનું ઊભું જ મૃત્યુ છે:
કરવું વસુધાનું પાલન:
વસુધા એ જ નૃપોની રાણી છે. ૮૩

ઉદયે ન–મદે, ન નિન્દિત;–
પ્રગટાવ્યું તુજ જ્ઞાન સંયમે:
મન-દુઃખ થયે, ફરીથી એ
પ્રગટાવી જ રહેતું, ધીરજે. ૮૪

न पृथग्जनवच्छुचो वशं
वशिनामुत्तम ! गन्तुमर्हसि ।
द्रुमसानुमतां किमन्तरं
यदि वायौ द्वितयेऽपि ते चलाः ॥९०॥

स तथेति विनेतुरुदारमतेः
प्रतिगृह्य वचो विससर्ज मुनिम् ।
तदलब्धपदं हृदि शोकघने
प्रतियातमिवान्तिकमस्य गुरोः ॥९१॥

तेनाष्टौ परिगमिताः समाः कथंचि-
द्बालत्वादवितथसूनृतेन सूनोः ।
सादृश्यप्रतिकृतिदर्शनैः प्रियायाः
स्वप्नेषु क्षणिकसमागमोत्सवैश्च ॥९२॥

तस्य प्रसह्य हृदयं किल शोकशङ्कुः
प्लक्षप्ररोह इव सौधतलं बिभेद ।
प्राणान्तहेतुमपि तं भिषजामसाध्यं
लाभं प्रियानुगमने त्वरया स मेने ॥९३॥

सम्यग्विनीतमथ वर्महरं कुमार-
मादिश्य रक्षणविधौ विधिवत्प्रजानाम् ।
रोगोपसृष्टतनुदुर्वसतिं मुमुक्षुः
प्रायोपवेशनमतिर्नृपतिर्बभूव ॥९४॥

રડવાથી વળે શું ? ના મળે
અવ એ, પાછળ મૃત્યુ પામી યે :
પરલોક ગયેલ પ્રાણીની
નિજ કર્મે ગતિઓ જુદી જુદી. ૮૫

તજી શોક, હવે તું રાણીનું
કર સૌ શ્રાદ્ધ-વિધિથી તર્પણ :
સુણ્યું; – 'સંતત આંસુ સ્નેહીનાં,
દહતાં હ્યાંથી ગયેલને, ખરે.' ૮૬

'મરણ પ્રકૃતિ શરીરની :
વિકૃતિ જીવન;' પંડિતો કહે :
યદિ કો ક્ષણ એક શ્વાસ લે;
બડભાગી ગણવો ખરે જ એ. ૮૭

ગણતા જડ, સ્નેહી-મૃત્યુ તે
હૃદયે ખૂંચી ગયેલ શલ્ય-શું :
ગણતા સ્થિર-બુદ્ધિ, શલ્ય એ
નીકળ્યું, મોક્ષનું દ્વાર ખોલતું. ૮૮

નિજ દેહ તણો ય આત્મનો,
બનતો યોગ—વિયોગ; શાસ્ત્ર કહે :
પછી, બાહ્ય પદાર્થ કો જતાં,
ક્યમ સન્તાપ દમે જ પ્રાજ્ઞને ? ૮૯

तीर्थे तोयव्यतिकरभवे जह्नुकन्यासरय्वो-
र्देहत्यागादमरगणनालेख्यमासाद्य सद्यः ।
पूर्वाकाराधिकतररुचा संगतः कान्तयासौ
लीलागारेष्वरमत पुनर्नन्दनाभ्यन्तरेषु ॥९५॥

વશ થા નહિ શોકને, પૃથક્
જન શો સંયમી-શ્રેષ્ઠ ભૂપ હે;
તરુ-પર્વતમાં શું ફેર, જો
પવને બે ય હલે, જુદાં છતાં?' ૯૦

'ખરું' બોલી, વિશાળ-મતિ ગુરુની
ગ્રહી વાણી, વિદાય દીધી મુનિને;
પણ, પેસી ન શોકભર્યા ઉરમાં,
ગઈ પાછી શું એ ગુરુની જ કને! ૯૧

વીતાવે વરસ ક્રમે ય આઠ, રાજા
સાચો ને મધુર જ, -બાલ-પુત્ર તેથી;
જોઈ ને પ્રિય તણી હૂબહૂ છબીને;
ને, સ્વપ્ને ક્ષણિક સમાગમે સુખી એ. ૯૨

એનું ખરે, હૃદય ભેદ્યું જ શોક-ખીલે,
ભેદે અગાસી-છતને જયમ પ્લક્ષ-કાંટો :
એ જીવલેણ, ભિષગોથી અસાધ્યને યે,
શીઘ્ર પ્રિયા-અનુસરાવત લાભ માને. ૯૩

રૂડું ભણ્યો, કવચધારી કુમાર નીમી
સંરક્ષણે વિધિપુરઃસર સૌ પ્રજાના;
રોગિષ્ઠ, દુઃખમય દેહથી છૂટવાને,
ચાહે છ મૃત્યુ લગીના ઉપવાસ રાજા. ૯૪

## सर्गः नवमः ।

पितुरनन्तरमुत्तरकोसला-
न्समधिगम्य समाधिजितेन्द्रियः ।
दशरथः प्रशशास महारथो
यमवतामवतां च धुरि स्थितः ॥१॥

अधिगतं विधिवद्यदपालय-
त्प्रकृतिमण्डलमात्मकुलोचितम् ।
अभवदस्य ततो गुणवत्तरं
सनगरं नगरन्ध्रकरौजसः ॥२॥

उभयमेव वदन्ति मनीषिणः
समयवर्षितया कृतकर्मणाम् ।
बलनिषूदनमर्थपतिं च तं
श्रमनुदं मनुदण्डधरान्वयम् ॥३॥

जनपदे न गदः पदमादधा-
वभिभवः कुत एव सपत्नजः ।
क्षितिरभूत्फलवत्यजनन्दने
शमरतेऽमरतेजसि पार्थिवे ॥४॥

ગંગાનો સંગમ સરયૂની સંગ જ્યાં, તીર્થમાં તે
દેહ ત્યાગી, અમર સરખું તુર્ત દેવત્વ પામી,
પૂર્વેથી યે અધિક રમણીયા પ્રિયા કેરી સંગે
ક્રીડાગારો મહીં રમી રહ્યો નન્દને એ, ફરીને. ૯૫

दशदिगन्तजिता रघुणा यथा
श्रियमपुष्यदजेन ततः परम् ।
तमधिगम्य तथैव पुनर्बभौ
न न महीनमहीनपराक्रमम् ॥५॥

समतया वसुवृष्टिविसर्जनै-
र्नियमनादसतां च नराधिपः ।
अनुययौ यमपुण्यजनेश्वरौ
सवरुणावरुणाग्रसरं रुचा ॥६॥

न मृगयाभिरतिर्न दुरोदरं
न च शशिप्रतिमाभरणं मधु ।
तमुदयाय न वा नवयौवना
प्रियतमा यतमानमपाहरत् ॥७॥

न कृपणा प्रभवत्यपि वासवे
न वितथा परिहासकथास्वपि ।
न च सपत्नजनेष्वपि तेन वा-
गपरुषा परुषाक्षरमीरिता ॥८॥

उदयमस्तमयं च रघूद्वहा-
दुभयमानशिरे वसुधाधिपाः ।
स हि निदेशमलङ्घयतामभू-
त्सुहृदयोहृदयः प्रतिगर्जताम् ॥९॥

# સર્ગ નવમો

અજ પછી તહીં ઉત્તર કોસલો
તણું સિંહાસન પામી જિતેન્દ્રિય
દશરથે કર્યું શાસન ભૂમિનું,–
નરપતિ–યતિશ્રેષ્ઠ મહારથે. ૧

કુલનું રાજ્ય મળ્યે, વિધિથી કર્યે
પુરનું, સર્વ પ્રજા તણું શાસન,
બલભર્યો, ગિરિ વીંધત સ્કન્દ શો,
પ્રિય થયો અતિ એ સઘળે સ્થળે. ૨

'શ્રમ હરે પરિચારક વર્ગનો,
વરસી યોગ્ય સમે, બસ વ્યક્તિ બે:
દશરથ શ્રીભર્યો, મનુવંશનો;
વળી, સુરાધિપતિ': મતિમંત કહે. ૩

પગ મૂકે નહીં રોગ પ્રજા મહીં,
તહીં ચડાઈ કશી અરિઓ તણી?
સુર-પ્રભાવભર્યા, શમમાં ઠર્યા
દશરથે ધરતી ફળતી અતિ. ૪

अजयदेकरथेन स मेदिनी-
मुदधिनेमिमधिज्यशरासनः ।
जयमघोषयदस्य तु केवलं
गजवती जवतीव्रहया चमूः ॥१०॥

अवनिमेकरथेन वरूथिना
जितवतः किल तस्य धनुर्भृतः ।
विजयदुन्दुभितां ययुरर्णवा
घनरवा नरवाहनसंपदः ॥११॥

शमितपक्षबलः शतकोटिना
शिखरिणां कुलिशेन पुरंदरः ।
स शरवृष्टिमुचा धनुषा द्विषां
स्वनवता नवतामरसाननः ॥१२॥

चरणयोर्नखरागसमृद्धिभि-
र्मुकुटरत्नमरीचिभिरस्पृशन् ।
नृपतयः शतशो मरुतो यथा
शतमखं तमखण्डितपौरुषम् ॥१३॥

निववृते स महार्णवरोधसः
सचिवकारितबालसुताञ्जलीन् ।
समनुकम्प्य सपत्नपरिग्रहा-
ननलकानलकानवमां पुरीम् ॥१४॥

દશ દિશા જીતી શ્રીહરી જે કરી
પૃથિવીને રઘુએ; પછીથી અજે;
મહી રહી સુહી તેવી જ એ, નૃપે,—
રઘુ-નરેશથી લેશ ન વિક્રમે. ૫

ખલ દમી, ધન વર્ષી, સમત્વથી,
વરુણ, યક્ષપતિ, યમરાજ શો,
દ્યુતિલ શું રવિરાજ વિરાજતો,
નૃપ ધરાધિપતિ અતિ શોભતો. ૬

ન મૃગયા પર પ્રીતિ, ન દ્યૂત, કે
શશી તણું પ્રતિબિમ્બ-સુહ્યું મધુ,
ભરી ભરી નવજોબનથી પ્રિયા,
હરત પાર્થિવ એ ઉદયાર્થીને. ૭

ન પતિ ઇન્દ્ર પ્રતિ પણ દીન કૈં;
નહીં જ મશ્કરીમાં ય અસત્ય કૈં;
નહીં કઠોર, અરિ પ્રતિ યે વદે,
મધુરવું નરવું વદનાર એ. ૮

ચડતી ને પડતી સહુ ભૂપની
સઘળી હાથ મહીં રઘુનાથના:
સુહૃદ, ભૂપ નમી પડતા તણો;
કઠણ એ ઘણ, શત્રુગણો તણો. ૯

उपगतोऽपि च मण्डलनाभिता-
मनुदितान्यसितातपवारणः ।
श्रियमवेक्ष्य स रन्ध्रचलामभू-
दनलसोऽनलसोमसमद्युतिः ॥१५॥

तमपहाय ककुत्स्थकुलोद्भवं
पुरुषमात्मभवं च पतिव्रता ।
नृपतिमन्यमसेवत देवता
सकमला कमलाघवमर्थिषु ॥१६॥

तमलभन्त पतिं पतिदेवताः
शिखरिणामिव सागरमापगाः ।
मगधकोसलकेकयशासिनां
दुहितरोऽहितरोपितमार्गणम् ॥१७॥

प्रियतमाभिरसौ तिसृभिर्बभौ
तिसृभिरेव भुवं सह शक्तिभिः ।
उपगतो विनिनीषुरिव प्रजा
हरिहयोऽरिहयोगविचक्षणः ॥१८॥

स किल संयुगमूर्ध्नि सहायतां
मघवतः प्रतिपद्य महारथः ।
स्वभुजवीर्यमगापयदुच्छ्रितं
सुरवधूरवधूतभयाः शरैः ॥१९॥

ઉદધિ-વીંટી જીતી પૃથિવી, ધનુ
નિજ સુસજ્જ કરી, રથ એકથી;—
ઝડપી અશ્વ-ગજોભર્યું સૈન્ય તો
ગજવતું જતું માત્ર જય-ધ્વનિ. ૧૦

અવની જીતી ખરે, રથ એકથી
ધનુધરે: રહ્યું પાછળ સૈન્ય તો:
ઉદધિ યક્ષપતિ સમ ભૂપના
ઘન-રવે ગજવે જય-દુન્દુભિ. ૧૧

બલ હણ્યું ગિરિ-પાંખનું, વજ્રથી
અગણ ધારભર્યાં, સુરના નૃપે:
દશરથે અરિના બલને જીત્યું,
ગરજતા ધનુથી શર વર્ષતાં. ૧૨

બલ અખંડ ભર્યાં નૃપને નમે
—નૃપતિ—પાય તણી નખ-કાન્તિથી
વધુ ઝગ્યાં કિરણે મુકુટો તણાં—
બહુ નરેશ, સુરો શું સુરેશને. ૧૩

મલિન-કેશી અરિ-સ્ત્રી ભણી ફૂંણો:
શિશુ-સુતો સચિવે-શીખવ્યા નમ્યા:
જલનિધિથી વળ્યો પુરીમાં નિજ,—
ન અધૂરી જરી યક્ષપુરી થકી. ૧૪

क्रतुषु तेन विसर्जितमौलिना
भुजसमाहृतदिग्वसुना कृताः ।
कनकयूपसमुच्छ्रयशोभिनो
वितमसा तमसासरयूतटाः ॥२०॥

अजिनदण्डभृतं कुशमेखलं
यतगिरं मृगशृङ्गपरिग्रहाम् ।
अधिवसंस्तनुमध्वरदीक्षिता-
मसमभासमभासयदीश्वरः ॥२१॥

अवभृथप्रयतो नियतेन्द्रियः
सुरसमाजसमाक्रमणोचितः ।
नमयति स्म स केवलमुन्नतं
वनमुचे नमुचेररये शिरः ॥२२॥

असकृदेकरथेन तरस्विना
हरिहयाग्रसरेण धनुर्भृता ।
दिनकराभिमुखा रणरेणवो
रुरुधिरे रुधिरेण सुरद्विषाम् ॥२३॥

अथ समाववृते कुसुमैर्नवै-
स्तमिव सेवितुमेकनराधिपम् ।
यमकुबेरजलेश्वरवज्रिणां
समधुरं मधुरञ्चितविक्रमम् ॥२४॥

ધવલ-છત્રપતિ, શશી-અગ્નિ શો
દ્યુતિભર્યો, નૃપ-મણ્ડલ-મધ્યમાં;
તદપિ, જીતવું કૈંક હજી રહ્યું,
ત્યમ સદા બસ, આળસ-હીણ એ. ૧૫

તજી સ્વયમ્ભુ ય યાચક તર્પતા
નૃપ કકુત્સ્થકુલે જનમેલને,
અવર ભૂપનું સેવન શેં કરે
પતિવ્રતા કમલા કમલાસના? ૧૬

મગધ – કોસલ – કેકય – રાજની
પતિવ્રતા વરી કુંવરીઓ અરિ–
મહીં શરો નિજ ખૂંપત ભૂપને, –
જ્યમ ગિરિ-કુંવરી વરી સિન્ધુને. ૧૭

ત્રણ પ્રિયાથી સુહ્યો નૃપ, ઇન્દ્ર શું
ત્રણ જ શક્તિ થકી પૃથિવી પરે
અવતર્યો અહીં માનવ શાસવા, –
અરિ-ગણો હણવા સુ-વિચક્ષણ. ૧૮

કરી સહાય સુરાધિપને રણે,
નિજ ભુજા-બલનાં ગીત મ્હારથે
સુર-સ્ત્રીઓ તણી પાસ, – ખરે, શરે
ભય ઉડાવી દઈ – ગવડાવિયાં. ૧૯

जिगमिषुर्धनदाध्युषितां दिशं
रथयुजा परिवर्तितवाहनः ।
दिनमुखानि रविर्हिमनिग्रहै-
र्विमलयन्मलयं नगमत्यजत् ॥२५॥

कुसुमजन्म ततो नवपल्लवा-
स्तदनु षट्पदकोकिलकूजितम् ।
इति यथाक्रममाविरभून्मधु-
र्द्रुमवतीमवतीर्य वनस्थलीम् ॥२६॥

नयगुणोपचितामिव भूपतेः
सदुपकारफलां श्रियमर्थिनः ।
अभिययुः सरसो मधुसंभृतां
कमलिनीमलिनीरपतत्रिणः ॥२७॥

कुसुममेव न केवलमार्तवं
नवमशोकतरोः स्मरदीपनम् ।
किसलयप्रसवोऽपि विलासिनां
मदयिता दयिताश्रवणार्पितः ॥२८॥

विरचिता मधुनोपवनश्रिया-
मभिनवा इव पत्रविशेषकाः ।
मधुलिहां मधुदानविशारदाः
कुरवका रवकारणतां ययुः ॥२९॥

ભુજ-બલે જીતી લક્ષ્મી દિગન્તથી,
મુકુટ દૂર કરી, કરી યજ્ઞ કૈં,
સુહવતો તમસા-સરયૂ-તટો
કનક-યૂપથી, ભૂપ તમસ્-હીણો. ૨૦

મૃગનું અમ્બર, દણ્ડ, સુ-મેખલા
કુશની, સંયમી વાક્, મૃગ-શૃંગ યે
ધરત, યજ્ઞ કરંત શરીરમાં
પ્રભુ સ્વયમ્ અતિ ઉજ્જ્વળ ઝળહળે. ૨૧

અવભૃથે શુચિ, ઇન્દ્રિય-સંયમી
નૃપ સુરોની સહે ભળવા સમો :
વરસતા નમુચિ-અરિને જ એ
નિજ નમાવત ઉન્નત મસ્તક. ૨૨

બહુ સમે ધનુ ધારી મહારથે
રણ મહીં રહી ઇન્દ્રની મોખરે,
અસુર-રક્ત વહાવી, શમાવી એ
રણ તણી રજ સૂરજ ઢાંકતી. ૨૩

યમ – કુબેર – વરુણ – સુરેન્દ્ર – શો
નૃપ – અધીશ, ધુરંધર, વિક્રમી :
અરચવા શું વસન્ત પધારિયો
અવ, લઈ નવલાં કુસુમો કરે. ૨૪

सुवदनावदनासवसंभृत-
स्तदनुवादिगुणः कुसुमोद्गमः ।
मधुकरैरकरोन्मधुलोलुपै-
र्बकुलमाकुलमायतपङ्क्तिभिः ॥३०॥

उपहितं शिशिरापगमश्रिया
मुकुलजालमशोभत किंशुके ।
प्रणयिनीव नखक्षतमण्डनं
प्रमदया मदयापितलज्जया ॥३१॥

व्रणगुरुप्रमदाधरदुःसहं
जघननिर्विषयीकृतमेखलम् ।
न खलु तावदशेषमपोहितुं
रविरलं विरलं कृतवान्हिमम् ॥३२॥

अभिनयान्परिचेतुमिवोद्यता
मलयमारुतकम्पितपल्लवा ।
अमदयत्सहकारलता मनः
सकलिका कलिकामजितामपि ॥३३॥

प्रथममन्यभृताभिरुदीरिताः
प्रविरला इव मुग्धवधूकथाः ।
सुरभिगन्धिषु शुश्रुविरे गिरः
कुसुमितासु मिता वनराजिषु ॥३४॥

જવું ચહ્યે રવિએ દિશ ઉત્તરે,
અરુણ સારથિએ રથ ફેરવી,
મલયને તજી, ઝાકળને હરી,
દ્યુતિભરેલ પરોઢ-મુખો કર્યાં. ૨૫

કુસુમ-જન્મ; પછી નવી કૂંપળો;
પછીથી ષટ્પદ – કોકિલ – કૂજનો; –
પ્રગટિયો મધુ માસ ક્રમે ક્રમે,
ઊતરી વૃક્ષ-ભરી વનભૂમિમાં. ૨૬

મધુભરી-સરની-નલિની ભણી
જલ-વિહંગ ચ ભૃંગ ધસે, યથા
નીતિથી સંચી, સુપાત્ર જને ફળી,
નૃપ તણી શ્રી ભણી બહુ યાચકો. ૨૭

ન નવલું ફૂલડું જ અશોકનું,
કરત કામ પ્રદીપ્ત વિલાસીનો;
કુમળી કૂંપળ કાન-પહેરી યે
– પ્રિયતમા તણી – દે મદ બેહદ. ૨૮

ઉપવન-શ્રી પરે શું વસન્તના
કર થકી ચિતરામણ શા નવા,
– ભ્રમરને મધુ-દાન દઈ રહ્યાં –
કુરવકો રવ-કારણ થૈ ગયાં. ૨૯

श्रुतिसुखभ्रमरस्वनगीतयः
कुसुमकोमलदन्तरुचो बभुः ।
उपवनान्तलताः पवनाहतैः
किसलयैः सलयैरिव पाणिभिः ॥३५॥

ललितविभ्रमबन्धविचक्षणं
सुरभिगन्धपराजितकेसरम् ।
पतिषु निर्विशुर्मधुमङ्गनाः
स्मरसखं रसखण्डनवर्जितम् ॥३६॥

शुशुभिरे स्मितचारुतराननाः
स्त्रिय इव श्लथशिञ्जितमेखलाः ।
विकचतामरसा गृहदीर्घिका
मदकलोदकलोलविहंगमाः ॥३७॥

उपययौ तनुतां मधुखण्डिता
हिमकरोदयपाण्डुमुखच्छविः ।
सदृशमिष्टसमागमनिर्वृतिं
वनितयाऽनितया रजनीवधूः ॥३८॥

अपतुषारतया विशदप्रभैः
सुरतसङ्गपरिश्रमनोदिभिः ।
कुसुमचापमतेजयदंशुभि-
र्हिमकरो मकरोर्जितकेतनम् ॥३९॥

સુ-વદના-મુખ-આસવ પી, ઊગ્યાં
સુરભિ આસવ શાં કુસુમો તણાં
મધુથી લોલુપ જૂથથી ભૃંગનાં,
બકુલનાં તરુ આકુલ-વ્યાકુલાં ! ૩૦

શ્રીથી વસન્તની કિંશુક વૃક્ષ-પે
ખીલી ઊઠયાં ભરપૂર ફૂલો ફૂલો;—
મદથી લાજ-હીણી પ્રમદા તણાં
પ્રિયતમે શું નખ-ક્ષત-ભૂષણો ! ૩૧

વ્રણભર્યા અધરોષ્ઠની પીડ; ને
કટિની સેર-વિહીન નિતમ્બની
સૂનપ, જે શિશિરે કરી, તે રવિ
નવ શકયો જ હરી; હળવી કરી. ૩૨

અભિનયો રહી શીખી શું એવી કૈં
મલય-વાયુથી કમ્પતી કૂંપળે,
ખીલી-કળી-ભરી આમ્ર-લતા કરે
મદિલ કૈં દિલ કામ-જીતેલનું. ૩૩

પ્રથમ બોલ વિમુગ્ધ વધૂ તણાં
ત્રુટક શા જરી કાન મહીં પડે
સુરભિ ગન્ધ ભરેલ, ખીલી ઊઠયાં
વનવનો મહીં કોકિલ-કૂજનો. ૩૪

हुतहुताशनदीप्ति वनश्रियः
प्रतिनिधिः कनकाभरणस्य यत् ।
युवतयः कुसुमं दधुराहितं
तदलके दलकेसरपेशलम् ॥४०॥

अलिभिरञ्जनविन्दुमनोहरैः
कुसुमपङ्क्तिनिपातिभिरङ्कितः ।
न खलु शोभयति स्म वनस्थलीं
न तिलकस्तिलकः प्रमदामिव ॥४१॥

अमदयन्मधुगन्धसनाथया
किसलयाधरसंगतया मनः ।
कुसुमसंभृतया नवमल्लिका
स्मितरुचा तरुचारुविलासिनी ॥४२॥

अरुणरागनिषेधिभिरंशुकैः
श्रवणलब्धपदैश्च यवाङ्कुरैः ।
परभृताविरुतैश्च विलासिनः
स्मरबलैरबलैकरसाः कृताः ॥४३॥

उपचितावयवा शुचिभिः कणै-
रलिकदम्बकयोगमुपेयुषी ।
सदृशकान्तिरलक्ष्यत मञ्जरी
तिलकजालकजालकमौक्तिकैः ॥४४॥

મધુર ષટપદ-ગુંજન-ગીતથી;
કુસુમ – કોમલ – કાન્તિથી દન્તની;
ઝલતી કૂંપળથી વનવેલીઓ
લય ભરેલ કરે સુહતી અતિ. ૩૫

લલિત અંગ-વિભંગ સ્ફુરાવતું,
બકુલ-ફૂલ-સુગંધ હુરાવતું,
પતિ મહીં રસ, – કામ વધારતું
રસીલીઓ મધુરું મધુ પી રહી. ૩૬

સ્મિત થકી વધુ સુન્દર કૈં મુખે,
શિથિલ ગુંજત કૈં કટિ-મેખલે
સુહી સ્ત્રી શી ગૃહ-વાવ સુહી, ખીલ્યાં
કમલથી, જલ-પંખી-કલ-સ્વરે. ૩૭

મધુથી ખંડિત, પાંડુ-મુખી થઈ
શશી-ઊગ્યે ફૂબળી રજની-વહૂ;
પ્રિય-સમાગમના વિરહે યથા
થઈ જતી કંઈ ફૂબળી સુન્દરી. ૩૮

ઊડી જતાં સહુ ઝાકળ, ઊજળાં
સુરત-થાક-નિવારક રશ્મિથી
શશી પ્રદીપ્ત કરે વધુ કામને –
મકર કેરી ઊંચેરી ધજા ધર્યા. ૩૯

ध्वजपटं मदनस्य धनुर्भृत-
श्छविकरं मुखचूर्णमृतुश्रियः ।
कुसुमकेसररेणुमलिव्रजाः
सपवनोपवनोत्थितमन्वयुः ॥४५॥

अनुभवन्नवदोलमृतूत्सवं
पटुरपि प्रियकण्ठजिघृक्षया ।
अनयदासनरज्जुपरिग्रहे
भुजलतां जलतामबलाजनः ॥४६॥

त्यजत मानमलं बत विग्रहै-
र्न पुनरेति गतं चतुरं वयः ।
परभृताभिरितीव निवेदिते
स्मरमते रमते स्म वधूजनः ॥४७॥

अथ यथासुखमार्तवमुत्सवं
समनुभूय विलासवतीसखः ।
नरपतिश्चकमे मृगयारतिं
स मधुमन्मधुमन्मथसंनिभः ॥४८॥

परिचयं चललक्ष्यनिपातने
भयरुषोश्च तदिङ्गितबोधनम् ।
श्रमजयात्प्रगुणां च करोत्यसौ
तनुमतोऽनुमतः सचिवैर्ययौ ॥४९॥

ઝગતું, હોમ કર્યો અગની સમું,
કનક-ભૂષણ શું વન-લક્ષ્મીનું,
દલ-પરાગ-કૂંળું ફૂલ કેશમાં
યુવતી પ્હેરતી પ્રીતમનું દીધું. ૪૦

ભ્રમર કાજળ-બિન્દુ સમાં રૂડાં,
કુસુમ-પંક્તિ પરે પડતાં ઝૂકી,
તિલકથી વનભૂમિ સુહી, યથા
તિલકથી મદથી ભરી સુન્દરી. ૪૧

તરુ-વધૂ નમણી નવમલ્લિકા
ખીલી ઊઠ્યાં મધુ-ગન્ધી ફૂલે ભરી,
કૂંપળના અધરે, સ્મિત-કાન્તિથી
મન મદે ભરતી અતિ સોહતી. ૪૨

અરુણથી વધુ રંગીન વસ્ત્ર, ને
સુહી રહ્યાં યવ-અંકુર કાનમાં;
પરભૃતા-સ્વર; — કામ-ની સેનથી
રસિક સૌ રસિકામય થૈ ગયા. ૪૩

અતિશ શ્વેત પરાગ-કણે ખચી
તિલક-મંજરી ભૃંગ-જૂથે ભરી,
યુવતી-કેશની મોતીની જાળી-શી
સુભગ કાન્તિ-ભરી નરી સોહતી. ૪૪

मृगवनोपगमक्षमवेषभृ-
द्विपुलकण्ठनिषक्तशरासनः ।
गगनमश्वखुरोद्धतरेणुभि-
र्नृसविता स वितानमिवाकरोत् ॥५०॥

ग्रथितमौलिरसौ वनमालया
तरुपलाशसवर्णतनुच्छदः ।
तुरगवल्गनचञ्चलकुण्डलो
विरुरुचे रुरुचेष्टितभूमिषु ॥५१॥

तनुलताविनिवेशितविग्रहा
भ्रमरसंक्रमितेक्षणवृत्तयः ।
ददृशुरध्वनि तं वनदेवताः
सुनयनं नयनन्दितकोसलम् ॥५२॥

श्वगणिवागुरिकैः प्रथमास्थितं
व्यपगतानलदस्यु विवेश सः ।
स्थिरतुरंगमभूमि निपानवन्-
मृगवयोगवयोपचितं वनम् ॥५३॥

अथ नभस्य इव त्रिदशायुधं
कनकपिङ्गतडिद्गुणसंयुतम् ।
धनुरधिज्यमनाधिरुपाददे
नरवरो रवरोषितकेसरी ॥५४॥

ધ્વજ ધનુર્ધર કામ તણો, ઋતુ-
શ્રી-મુખ-શોભવતા મુખ-ચૂર્ણ શી
ઉપવને પવને-ઊડી પુષ્પની
રજ પૂંઠે ભમતાં ભમરા-જૂથો. ૪૫

ઉજવતાં ઋતુ દોર-ઝૂલે નવા,
વળગવા પ્રિય-કંઠ અધીરી થૈ,
નિપુણ ચે રમણી ભય દાખવી,
જૂઠી કરે મુઠી દોર ગ્રહેલી એ. ૪૬

'ત્યજ તું માન: હવે બસ, વિગ્રહે:
રસીલું જોબન આ ફરી ના'વતું':
વળી વળી વીનવ્યા થકી કોકિલે,
રમણીઓ રમતી રમણો સહે. ૪૭

પછી, યથારુચિ માણી મહોત્સવો
ઋતુ તણા, નૃપ સુન્દરીઓ સહે
ચહી રહે મૃગયા રમવા જવા
રતિ-પતિ-ઋતુ-રાજવી-વિષ્ણુ શો. ૪૮

ધસતું વીંધી શકાય પશુ, થતું
ભયનું, ક્રોધનું ઈંગિત-જ્ઞાન ચે;
શ્રમ જીત્યે સુધરે તન; એટલે
સચિવ સંમતિથી નૃપતિ જતો. ૪૯

दृढभक्तिरिति ज्येष्ठे राज्यतृष्णापराङ्मुखः ।
मातुः पापस्य भरतः प्रायश्चित्तमिवाकरोत् ॥१९॥

रामोऽपि सह वैदेह्या वने वन्येन वर्तयन् ।
चचार सानुजः शान्तो वृद्धेक्ष्वाकुव्रतं युवा ॥२०॥

प्रभावस्तम्भितच्छायमाश्रितः स वनस्पतिम् ।
कदाचिदङ्के सीतायाः शिश्ये किंचिदिव श्रमात् ॥२१॥

ऐन्द्रिः किल नखैस्तस्या विददार स्तनौ द्विजः ।
प्रियोपभोगचिह्नेषु पौरोभाग्यमिवाचरन् ॥२२॥

तस्मिन्नास्थदिषीकास्त्रं रामो रामावबोधितः ।
आत्मानं मुमुचे तस्मादेकनेत्रव्ययेन सः ॥२३॥

रामस्त्वासन्नदेशत्वाद्भरतागमनं पुनः ।
आशङ्क्योत्सुकसारङ्गां चित्रकूटस्थलीं जहौ ॥२४॥

प्रययावातिथेयेषु वसन्नृषिकुलेषु सः ।
दक्षिणां दिशमृक्षेषु वार्षिकेष्विव भास्करः ॥२५॥

बभौ तमनुगच्छन्ती विदेहाधिपतेः सुता ।
प्रतिषिद्धापि कैकेय्या लक्ष्मीरिव गुणोन्मुखी ॥२६॥

अनसूयातिसृष्टेन पुण्यगन्धेन काननम् ।
सा चकाराङ्गरागेण पुष्पोच्चलितषट्पदम् ॥२७॥

सन्ध्याभ्रकपिशस्तस्य विराधो नाम राक्षसः ।
अतिष्ठन्मार्गमावृत्य रामस्येन्दोरिव ग्रहः ॥२८॥

પિતાને સત્યમાં રાખી, સીતા-લક્ષ્મણની સહે
પ્રવેશ્યા દણ્ડકારણ્યે ને સૌ સજ્જનનાં મને. ૯

એ વિયોગથી રીબાઈ, સ્મરીને પૂર્વ કર્મને,
દેહ-ત્યાગે જ ભૂપાળ પ્રાયશ્ચિત્ત કર્યું ગણે. ૧૦

કુમારો વનવાસે, ને રાજાએ દેહ છોડતાં,
છિદ્ર જોવા મહીં શૂરા શત્રુ ટાંપે છ કોળિયે. ૧૧

અનાથ સચિવો તેથી જૂના સચિવ મોકલે,
ભરતને મોસાળેથી લાવવા; – આંસુ રોકીને. ૧૨

કૈકેયીના સુતે જાણી પિતાનું મૃત્યુ એ રીતે,
માત્ર ના માતથી, મોઢું ફેરવ્યું રાજ્ય-શ્રીથી યે. ૧૩

રામ-પૂંઠે ગયો સેના લૈ એ, વન-જને ચીંધ્યા
રામ-લક્ષ્મણના વાસ, – વૃક્ષો જોતાં, રડી રડી. ૧૪

'પિતા સ્વર્ગે ગયા,' કીધું રામને ચિત્રકૂટમાં:
અ·ખોટ રાજ્ય-લક્ષ્મીને લેવાને બહુ વીનવ્યા. ૧૫

વડીલ ભાઈએ ના જે પૃથ્વી-શ્રીને ગ્રહેલ, તે
ગ્રહે, ભરત પોતાને 'પરિવેત્તા' ગણી રહે. ૧૬

સ્વર્ગસ્થ-તાત-આજ્ઞાથી રામ ના ચસશે લહી,
ભરતે પાદુકા માગી સ્થાપવાને સિંહાસને. ૧૭

'ભલે,' કહી રજા દેતાં રામે, પેઠો ન એ પુરે;
નન્દિગ્રામે વસી, રાજ્ય પાળ્યું થાપણ જેમ એ. ૧૮

स जहार तयोर्मध्ये मैथिलीं लोकशोषणः ।
नभोनभस्ययोर्वृष्टिमवग्रह इवान्तरे ॥२९॥

तं विनिष्पिष्य काकुत्स्थौ पुरा दूषयति स्थलीम् ।
गन्धेनाशुचिना चेति वसुधायां निचख्नतुः ॥३०॥

पञ्चवट्यां ततो रामः शासनात्कुम्भजन्मनः ।
अनपोढस्थितिस्तस्थौ विन्ध्याद्रिः प्रकृताविव ॥३१॥

रावणावरजा तत्र राघवं मदनातुरा ।
अभिपेदे निदाघार्ता व्यालीव मलयद्रुमम् ॥३२॥

सा सीतासंनिधावेव तं वव्रे कथितान्वया ।
अत्यारूढो हि नारीणामकालज्ञो मनोभवः ॥३३॥

कलत्रवानहं बाले! कनीयांसं भजस्व मे ।
इति रामो वृषस्यन्तीं वृषस्कन्धः शशास ताम् ॥३४॥

ज्येष्ठाभिगमनात्पूर्वं तेनाप्यनभिनन्दिताम् ।
साऽभूद्रामाश्रया भूयो नदीवोभयकूलभाक् ॥३५॥

संरम्भं मैथिलीहासः क्षणसौम्यां निनाय ताम् ।
निवातस्तिमितां वेलां चंद्रोदय इवोदधेः ॥३६॥

फलमस्योपहासस्य सद्यः प्राप्स्यसि पश्य माम् ।
मृग्याः परिभवो व्याघ्र्यामित्यवेहि त्वया कृतम् ॥३७॥

इत्युक्त्वा मैथिलीं भर्तुरङ्के निविशतीं भयात् ।
रूपं शूर्पणखा नाम्नः सदृशं प्रत्यपद्यत ॥३८॥

વડીલે દૃઢ ભક્તિથી, રાજ્યથી અવળા મુખે,
માતાના પાપને ધોવા શું પ્રાયશ્ચિત્ત એ કરે. ૧૯

સીતા-લક્ષ્મણની સાથે રામ શાન્ત, વને રહે
ફળે-મૂળે; જુવાનીમાં, વૃદ્ધ ઇક્ષ્વાકુનાં વ્રતે. ૨૦

ક્યારેક વૃક્ષ-છાયાને થંભાવીને પ્રભાવથી,
ખોળે સીતા તણા રામ સૂતા, થાકેલ શું જરી. ૨૧

ખરે, ઇન્દ્ર-સુતે કાગ રૂપે રામ-નખે સુહ્યા
હોલ્યા સીતા-સ્તનો; – દોષો જોનારાંનું જ કર્મ શું. ૨૨

સીતાજીએ જગાડ્યાથી કુશાસ્ત્રે રામ વીંધતા:
ચકરાતો બચ્યો માંડ, ખોઈને એક આંખને. ૨૩

પાસે હોવાથી શંકી કે ફરી ભરત આવશે;
તેથી રામે તજ્યો ચિત્રકૂટ, જ્યાં આતુરાં મૃગો. ૨૪

રોકતા અતિથિ-પ્રેમી આશ્રમે ઋષિઓ તણા,
ગયા દક્ષિણમાં; વર્ષા – નક્ષત્રો મહીં સૂર્ય શા. ૨૫

રામના પગલે જાતી શોભી જનકની સુતા,
શું ગુણો ચાહતી લક્ષ્મી, રોકી કૈકેયીએ, છતાં. ૨૬

અનસૂયા-દીધા અંગરાગની શુચિ ગન્ધથી
વૈદેહી વન-ફૂલોથી ભમરાને ચળાવતી. ૨૭

વિરાધ રાક્ષસ સંધ્યા-અભ્ર શો ધૂમ-રંગી ત્યાં,
રામના મારગે આડો ઊભો, શું રાહુ ચન્દ્રના. ૨૮

लक्ष्मणः प्रथमं श्रुत्वा कोकिलामञ्जुवादिनीम् ।
शिवाघोरस्वनां पश्चाद्बुबुधे विकृतेति ताम् ॥३९॥

पर्णशालामथ क्षिप्रं विकृष्टासिः प्रविश्य सः ।
वैरूप्यपौनरुक्त्येन भीषणां तामयोजयत् ॥४०॥

सा वक्रनखधारिण्या वेणुकर्कशपर्वया ।
अङ्कुशाकारयाङ्गुल्या तावतर्जयदम्बरे ॥४१॥

प्राप्य चाशु जनस्थानं खरादिभ्यस्तथाविधम् ।
रामोपक्रममाचख्यौ रक्षःपरिभवं नवम् ॥४२॥

मुखावयवलूनां तां नैर्ऋता यत्पुरो दधुः ।
रामाभियायिनां तेषां तदेवाभूदमङ्गलम् ॥४३॥

उदायुधानापततस्तान्दृप्तान्प्रेक्ष्य राघवः ।
निदधे विजयाशंसां चापे सीतां च लक्ष्मणे ॥४४॥

एको दाशरथिः कामं यातुधानाः सहस्रशः ।
ते तु यावन्त एवाजौ तावांश्च ददृशे स तैः ॥४५॥

असज्जनेन काकुत्स्थः प्रयुक्तमथ दूषणम् ।
न चक्षमे शुभाचारः स दूषणमिवात्मनः ॥४६॥

तं शरैः प्रतिजग्राह खरत्रिशिरसौ च सः ।
क्रमशस्ते पुनस्तस्य चापात्सममिवोद्ययुः ॥४७॥

तैस्त्रयाणां शितैर्बाणैर्यथापूर्वविशुद्धिभिः ।
आयुर्देहातिगैः पीतं रुधिरं तु पतत्रिभिः ॥४८॥

સીતાને બેઉ વચ્ચેથી લીધી એ લોક-શોષકે;
શ્રાવણ-ભાદરવેથી જેમ દુષ્કાળ વૃષ્ટિને. ૨૯

એને હણી, ધરા ખોદી, દાટતા બેઉ રાઘવો;
કે હવાને બગાડે ના અશુચિ ગન્ધથી, પછી. ૩૦

પછી પંચવટી માંહીં અગસ્ત્ય-વચને વસ્યા,
વિન્ધ્યાદ્રિ સરખા રામ મર્યાદા પાળતા થકા. ૩૧

કામી રાવણની નાની બેન રામ કને ગઈ;
જેમ ચન્દનનાં વૃક્ષે તાપે વ્યાકુળ નાગણી. ૩૨

ને વરી રામને સીતા દેખતાં, ઓળખાણ દૈ:
પ્રબળો કામ સ્ત્રીઓનો જાણે કાલ-અકાલ ના. ૩૩

'પત્નીવાળો છું હું' બોલે; આ નાના ભાઈને 'વર';
વદ્યા વૃષભ-કાંધાળા રામ એ કામિની ભણી. ૩૪

આવી, વડીલ પાસેથી; તેથી ના લક્ષ્મણે ગ્રહ્યે,
ફરી રામ કને આવી; જેમ બેઉ તટે નદી. ૩૫

સીતા-હાસ્યે ધગી ઊઠી, જરા સૌમ્ય થયેલ એ;
પડ્યા પવનની સિન્ધુ-સપાટી શું શશી ઊગ્યે. ૩૬

'ફલ આ હાસ્યનું તુર્ત પામીશ; જોઈ લે મને:
મૃગી વાઘણની સામે હસે, તેવું કર્યું છ તેં.' ૩૭

આમ બોલી, ભયે રામે લપાતી સીતની ભણી,
રૂપ નામ પ્રમાણે જ ધારે શૂર્પણખા ત્યહીં. ૩૮

तस्मिन्रामशरोत्कृत्ते बले महति रक्षसाम् ।
उत्थितं ददृशेऽन्यच्च कबन्धेभ्यो न किंचन ॥४९॥

सा बाणवर्षिणं रामं योधयित्वा सुरद्विषाम् ।
अप्रबोधाय सुष्वाप गृध्रच्छाये वरूथिनी ॥५०॥

राघवास्त्रविदीर्णानां रावणं प्रति रक्षसाम् ।
तेषां शूर्पणखैवैका दुष्प्रवृत्तिहराऽभवत् ॥५१॥

निग्रहात्स्वसुराप्तानां वधाच्च धनदानुजः ।
रामेण निहितं मेने पदं दशसु मूर्धसु ॥५२॥

रक्षसा मृगरूपेण वञ्चयित्वा स राघवौ ।
जहार सीतां पक्षीन्द्रप्रयासक्षणविघ्नितः ॥५३॥

तौ सीतान्वेषिणौ गृध्रं लूनपक्षमपश्यताम् ।
प्राणैर्दशरथप्रीतेरनृणं कण्ठवर्तिभिः ॥५४॥

स रावणहृतां ताभ्यां वचसाचष्ट मैथिलीम् ।
आत्मनः सुमहत्कर्म व्रणैरावेद्य संस्थितः ॥५५॥

तयोस्तस्मिन्नवीभूतपितृव्यापत्तिशोकयोः ।
पितरीवाग्निसंस्कारात्परा ववृतिरे क्रियाः ॥५६॥

वधनिर्धूतशापस्य कबन्धस्योपदेशतः ।
मुमूर्च्छ सख्यं रामस्य समानव्यसने हरौ ॥५७॥

स हत्वा वालिनं वीरस्तत्पदे चिरकाङ्क्षिते ।
धातोः स्थान इवादेशं सुग्रीवं संन्यवेशयत् ॥५८॥

પ્હેલાં કોકિલ-શી મીઠી બોલી; પછી શિયાળ્ય-શી
ઘોર લાળી સુણી એની, લક્ષ્મણે જાણી રાક્ષસી. ૩૯

ને પર્ણકુટિમાં વેગે ખુલ્લા ખડ્ગે પ્રવેશીને,
ફરી કુરૂપતા સાથે જોડી એ ભયકારીને. ૪૦

કર્કશ, વાંસ-શા સાંધા; ને વાંકા નખવાળી; એ
આંગળી અંકુશ શી-થી ડરાવે બેઉને, નભે. ૪૧

ને જનસ્થાનમાં વેગે પ્હોંચી કીધું ખરાદિને;–
રાક્ષસોનો કર્યો રામે નવો આમ પરાજય. ૪૨

નકટી, કાનકટ્ટી એ મોખરે રાખી, રાક્ષસો
રામ સામે ધસ્યા એ જ થયું મોટું અમંગળ. ૪૩

ઉગામી શસ્ત્ર, માતેલા ધસતા જોઈ, રાઘવે
ધનુને જયની આશા સોંપી; લક્ષ્મણને સીતા. ૪૪

ભલેને એકલા રામ; હજારો રાક્ષસો ભલે :
રાક્ષસો જેટલા રામ યુદ્ધમાં રાક્ષસો જુએ. ૪૫

દુર્જને મોકલેલો તે રામે દૂષણ ના સહ્યો:
સાંખે નહીં સદાચારી જેમ પોતાનું દૂષણ. ૪૬

આણે ત્રણ વધાવ્યા એ ત્રિશિર-ખર-દૂષણ,
અનુક્રમે, છતાં જાણે સામટાં ધનુથી છૂટયાં. ૪૭

એ ત્રણે સોંસરા વીંધી ગયા સ્વચ્છ, તીણા શરે
પીધું આયુષ્ય; ને પીધું લોહીને વળી, પંખીએ. ૪૮

इतस्ततश्च वैदेहीमन्वेष्टुं भर्तृचोदिताः ।
कपयश्चेरुरार्तस्य रामस्येव मनोरथाः ॥५९॥

प्रवृत्तावुपलब्धायां तस्याः संपातिदर्शनात् ।
मारुतिः सागरं तीर्णः संसारमिव निर्ममः ॥६०॥

दृष्टा विचिन्वता तेन लङ्कायां राक्षसीवृता ।
जानकी विषवल्लीभिः परीतेव महौषधिः ॥६१॥

तस्यै भर्तुरभिज्ञानमङ्गुलीयं ददौ कपिः ।
प्रत्युद्गतमिवानुष्णैस्तदानन्दाश्रुबिन्दुभिः ॥६२॥

निर्वाप्य प्रियसंदेशैः सीतामक्षवधोद्धतः ।
स ददाह पुरीं लङ्कां क्षणसोढारिनिग्रहः ॥६३॥

प्रत्यभिज्ञानरत्नं च रामायादर्शयत्कृती ।
हृदयं स्वयमायातं वैदेह्या इव मूर्तिमत् ॥६४॥

स प्राप हृदयन्यस्तमणिस्पर्शनिमीलितः ।
अपयोधरसंसर्गां प्रियालिङ्गननिर्वृतिम् ॥६५॥

श्रुत्वा रामः प्रियोदन्तं मेने तत्संगमोत्सुकः ।
महार्णवपरिक्षेपं लङ्कायाः परिखालघुम् ॥६६॥

स प्रतस्थेऽरिनाशाय हरिसैन्यैरनुद्रुतः ।
न केवलं भुवः पृष्ठे व्योम्नि संबाधवर्तिभिः ॥६७॥

निविष्टमुदधेः कूले तं प्रपेदे विभीषणः ।
स्नेहाद्राक्षसलक्ष्म्येव बुद्धिमाविश्य चोदितः ॥६८॥

રામ-બાણે હણી નાખ્યા મહા રાક્ષસ-સૈન્યમાં
ઊભેલું નહીં દેખાણું કબન્ધો વિણ કાંઈયે. ૪૯

દેવોની વેરી એ સેના બાણો વર્ષત રામની
સામે લડી, સૂતી ગીધો કેરી છાયે, ન જાગવા. ૫૦

રાક્ષસોને હણ્યા રામે, એ અમંગળ વાતને
લૈ જતી રાવણ પાસે માત્ર શૂર્પણખા બચી. ૫૧

બ્હેનનું નાક કાપ્યાથી, ભાઈઓને હણ્યાથી યે,
'રામે મૂકયો દશે માથે પગ,' રાવણ માનતો. ૫૨

માયાવી મૃગથી બન્ને બંધુને છેતરી, હરી
સીતાને રાવણે; વિઘ્ન જટાયુએ કર્યું, ક્ષણો. ૫૩

સીતા-શોધે ઉભે જોતા ગીધ પાંખ-કપાયલો;
—કંઠે પ્રાણો; દશરથ—પ્રીતિના ઋણથી છૂટચો. ૫૪

'રાવણે હરી સીતાને', બોલી; યુદ્ધ કર્યું મહા,
પડેલા ઘાથી દેખાડી, જટાયુ મોક્ષ પામતો. ૫૫

પિતાના મૃત્યુનો શોક તાજો બે ભાઈને થતો:
અગ્નિ-સંસ્કાર આદિ સૌ ક્રિયા કરી, પિતા સમી. ૫૬

વધે ધોવાયલા શાપે, કબન્ધે સૂચવ્યા થકી,
જામી સુગ્રીવ-શું પ્રીતિ, સરખાં દુઃખિયાં વચ્ચે. ૫૭

વીર રામે હણ્યો વાલી; અને દીર્ઘ ચહ્યા પદે
આદેશ ધાતુના સ્થાને; તેમ સુગ્રીવ સ્થાપિયો. ૫૮

तस्मै निशाचरैश्वर्यं प्रतिशुश्राव राघवः ।
काले खलु समारब्धाः फलं बध्नन्ति नीतयः ॥६९॥

स सेतुं बन्धयामास प्लवगैर्लवणाम्भसि ।
रसातलादिवोन्मग्नं शेषं स्वप्नाय शार्ङ्गिणः ॥७०॥

तेनोत्तीर्य पथा लङ्कां रोधयामास पिङ्गलैः ।
द्वितीयं हेमप्राकारं कुर्वद्भिरिव वानरैः ॥७१॥

रणः प्रववृते तत्र भीमः प्लवगरक्षसाम् ।
दिग्विजृम्भितकाकुत्स्थपौलस्त्यजयघोषणः ॥७२॥

पादपाविद्धपरिघः शिलानिष्पिष्टमुद्गरः ।
अतिशस्त्रनखन्यासः शैलरुग्णमतंगजः ॥७३॥

अथ रामशिरश्छेददर्शनोद्भ्रान्तचेतनाम् ।
सीतां मायेति शंसन्ती त्रिजटा समजीवयत् ॥७४॥

कामं जीवति मे नाथ इति सा विजहौ शुचम् ।
प्राङ्मत्वा सत्यमस्यान्तं जीवितास्मीति लज्जिता ॥७५॥

गरुडापातविश्लिष्टमेघनादास्त्रबन्धनः ।
दाशरथ्योः क्षणक्लेशः स्वप्नवृत्त इवाभवत् ॥७६॥

ततो बिभेद पौलस्त्यः शक्त्या वक्षसि लक्ष्मणम् ।
रामस्त्वनाहतोऽप्यासीद्विदीर्णहृदयः शुचा ॥७७॥

स मारुतिसमानीतमहौषधिहतव्यथः ।
लङ्कास्त्रीणां पुनश्चक्रे विलापाचार्यकं शरैः ॥७८॥

સુગ્રીવે મોકલ્યા, સીતા-શોધમાં કપિઓ ભમ્યા
અહીંતહીં; ઘણા દુઃખી રામના શું મનોરથો. ૫૯

સંપાતિ મળતાં, સીતા-પગેરું જડતાં, તર્યો
હનુમાન સિન્ધુને, જેમ તરે સંસાર, નિઃસ્પૃહી. ૬૦

લંકામાં ઢૂંઢતાં, જોયાં સીતા, રાક્ષસીએ વીંટયાં:
શું મહૌષધિ વીંટાઈ વિષ-વેલોથી સૌ દિશે. ૬૧

સીતાને રામની એણે દેતાં ઓળખની વીંટી,
આવકારે શું એ સીતા શીળાં આનન્દ-આંસુએ. ૬૨

રામ-સંદેશથી સીતા ઠારી; અક્ષ હણી; મદે
બાળી લંકા હનૂમાને શત્રુ-બન્ધ સહી ક્ષણો. ૬૩

ઓળખ-મણિ સીતાનો રામને દે જઈ કપિ;
જાણે આવી મળ્યું હૈયું સીતાનું મૂર્તિમાન થૈ. ૬૪

હૈયે મૂકયા મણિ કેરા સ્પર્શે આંખ મીંચી સુખે,
પયોધર - હીણી - સીતા - ભેટનું સુખ માણતા. ૬૫

સુણી સંદેશ સીતાનો, મળવા રામ આતુરા,
લંકા આડા પડયા મોટા સિન્ધુને ખાઈ-શો ગણે. ૬૬

ને પ્રસ્થાન કર્યું શત્રુ હણવા કપિ-સૈન્ય લૈ;
માત્ર ભૂ-પડ ના; આખા આભને યે ભરી ભરી. ૬૭

વિભીષણ મળે સિન્ધુ-તટે રામ ખડા ત્યહીં,
સ્નેહે રાક્ષસ-લક્ષ્મીએ જાણે પ્રેરેલ બુદ્ધિથી. ૬૮

स नादं मेघनादस्य धनुश्चेन्द्रायुधप्रभम् ।
मेघस्येव शरत्कालो न किंचित्पर्यशेषयत् ॥७९॥

कुम्भकर्णः कपीन्द्रेण तुल्यावस्थः स्वसुः कृतः ।
रुरोध रामं शृङ्गीव टङ्कच्छिन्नमनःशिलः ॥८०॥

अकाले बोधितो भ्रात्रा प्रियस्वप्नो वृथा भवान् ।
रामेषुभिरितीवासौ दीर्घनिद्रां प्रवेशितः ॥८१॥

इतराण्यपि रक्षांसि पेतुर्वानरकोटिषु ।
रजांसि समरोत्थानि तच्छोणितनदीष्विव ॥८२॥

निर्ययावथ पौलस्त्यः पुनर्युद्धाय मन्दिरात् ।
अरावणमरामं वा जगदद्येति निश्चितः ॥८३॥

रामं पदातिमालोक्य लङ्केशं च वरूथिनम् ।
हरियुग्यं रथं तस्मै प्रजिघाय पुरंदरः ॥८४॥

तमाधूतध्वजपटं व्योमगङ्गोर्मिवायुभिः ।
देवसूतभुजालम्बी जैत्रमध्यास्त राघवः ॥८५॥

मातलिस्तस्य माहेन्द्रमामुमोच तनुच्छदम् ।
यत्रोत्पलदलक्लैब्यमस्त्राण्यापुः सुरद्विषाम् ॥८६॥

अन्योन्यदर्शनप्राप्तविक्रमावसरं चिरात् ।
रामरावणयोर्युद्धं चरितार्थमिवाभवत् ॥८७॥

भुजमूर्धोरुबाहुल्यादेकोऽपि धनदानुजः ।
ददृशे ह्ययथापूर्वो मातृवंश इव स्थितः ॥८८॥

એને રામ પ્રતિજ્ઞાથી રાજ્ય દે રાક્ષસો તણું :
આચરી નીતિ આપે છે ફળો અવસરે, ખરે. ૬૯

બાંધ્યો સિન્ધુ પરે સેતુ રામે વાનર-સૈન્યથી;–
ઊઠ્યા પાતાળથી શેષ શય્યા માટે શું વિષ્ણુની ! ૭૦

સેતુથી ઊતરી, લંકા ઘેરી પિંગલ વાનરે;
લંકાને ફરતો બીજો સોનાનો ગઢ શું કર્યો. ૭૧

ભયાનક થયું યુદ્ધ રાક્ષસો-વાનરો તણું :
રામ-રાવણના ગાજે જય-ઘોષો દિશા ભરી. ૭૨

વૃક્ષોએ પરિઘો ભાંગ્યા; શિલાએ ઘણ પીસિયા;
નખો ધારાળ શસ્ત્રોથી; ખડકે ઢાળિયા ગજો. ૭૩

છેદેલું રામનું માથું જોતાં મૂર્છિત સીતને,
જિવાડી ત્રિજટાએ કે 'માયા એ રાક્ષસી બધી.' ૭૪

'નાથ છે જીવતા,' જાણી શોક સાવ તજ્યો; છતાં,
જાણતાં અંત સાચો, રહે જીવતી, તેથી લાજતી. ૭૫

રામ-લક્ષ્મણ બંધાયા સર્પાસ્ત્રે ઇન્દ્રજિતના;
ગરુડ આવતાં છૂટ્યા; થૈ પીડા ક્ષણ સ્વપ્ન-શી. ૭૬

છાતી લક્ષ્મણની વીંધી શક્તિથી રાવણે, પછી :
ન વાગ્યું, તો ય વીંધાયા હૈયામાં રામ શોકથી. ૭૭

હનુમાન, લઈ આવ્યે ત્યાં મહૌષધિ, વ્યથા ટળ્યે;
ફરી, લંકાની સ્ત્રીઓને રોવરાવે શરોથી, એ. ૭૮

जेतारं लोकपालानां स्वमुखैरर्चितेश्वरम् ।
रामस्तुलितकैलासमरातिं बह्ववमन्यत ॥८९॥

तस्य स्फुरति पौलस्त्यः सीतासंगमशंसिनि ।
निचखानाधिकक्रोधः शरं सव्येतरे भुजे ॥९०॥

रावणस्यापि रामास्तो भित्त्वा हृदयमाशुगः ।
विवेश भुवमाख्यातुमुरगेभ्य इव प्रियम् ॥९१॥

वचसैव तयोर्वाक्यमस्त्रमस्त्रेण निघ्नतोः ।
अन्योन्यजयसंरम्भो ववृधे वादिनोरिव ॥९२॥

विक्रमव्यतिहारेण सामान्याऽभूद्द्वयोरपि ।
जयश्रीरन्तरा वेदिर्मत्तवारणयोरिव ॥९३॥

कृतप्रतिकृतप्रीतैस्तयोर्मुक्तां सुरासुरैः ।
परस्परशरव्राताः पुष्पवृष्टिं न सेहिरे ॥९४॥

अयःशङ्कुचितां रक्षः शतघ्नीमथ शत्रवे ।
हृतां वैवस्वतस्येव कूटशाल्मलिमक्षिपत् ॥९५॥

राघवो रथमप्राप्तां तामाशां च सुरद्विषाम् ।
अर्धचन्द्रमुखैर्बाणैश्चिच्छेद कदलीसुखम् ॥९६॥

अमोघं संदधे चास्मै धनुष्येकधनुर्धरः ।
ब्राह्ममस्त्रं प्रियाशोकशल्यनिष्कर्षणौषधम् ॥९७॥

तद्व्योम्नि शतधा भिन्नं ददृशे दीप्तिमन्मुखम् ।
वपुर्महोरगस्येव करालफणमण्डलम् ॥९८॥

મેઘનાદ તણો નાદ; ઘનુ મેઘ-ઘનુ સમું;
મેઘનું શરદે જેમ શેષ ના રાખ્યું લક્ષ્મણે. ૭૯

સુગ્રીવે એન-શો કીધો કુમ્ભકર્ણ; ખડો ઊભો
રામ આડે; મનઃશિલા-ગિરિ છેદ્યો શું ટાંકણે. ૮૦

‘તને ઊંઘણશી, ખાલી જગાડ્યો તુજ ભાઈએ,
કટાણે,’ એમ શું બાણે રામ દે નીંદ આખરી. ૮૧

ને પડ્યા રાક્ષસો બીજા કરોડો વાનરો પરે;
ઊડ્યા રજકણો યુદ્ધે, જેમ એના જ લોહીમાં. ૮૨

લડવા નીકળ્યો પાછો, કરી નિશ્ચય રાવણ:
‘રામ કે રાવણ-વ્હોણું આજે જગ થઈ જશે.’ ૮૩

રામને પગપાળા, ને જોઈ રાવણને રથે;
લીલૂડા અશ્વ જોડેલો રથ ત્યાં ઇન્દ્ર મોકલે. ૮૪

સ્વર્ગ-ગંગા-તરંગોના વાયુએ ઊડતા ધ્વજે,-
ટેકે માતલિના બેસે રામ એ જીતતા રથે. ૮૫

પ્હેરાવે માતલિ ઇન્દ્ર તણું બખ્તર રામને;
દૈત્યાસ્ત્રો જે થકી પાછાં પડ્યાં પદ્મ-દલો સમાં. ૮૬

સામ ઊભ્યે, મળ્યે સાંડ, પરાક્રમ તણી ઘડી,
રામ-રાવણનું યુદ્ધ જાણે સફળ થૈ રહ્યું. ૮૭

ભુજા, જાંઘ, શિરે ઝાઝાં એકલો યે દશાનન
(પ્હેલી વેળા) દીસે જાણે મોસાળથી વીંટાયલો. ૮૮

तेन मन्त्रप्रयुक्तेन निमेषार्धादपातयत् ।
स रावणशिरः पङ्क्तिमज्ञातव्रणवेदनाम् ॥९९॥

बालार्कप्रतिमेवाप्सु वीचिभिन्ना पतिष्यतः ।
रराज रक्षःकायस्य कण्ठच्छेदपरम्परा ॥१००॥

मरुतां पश्यतां तस्य शिरांसि पतितान्यपि ।
मनो नातिविशश्वास पुनःसंधानशङ्किनाम् ॥१०१॥

अथ मदगुरुपक्षैर्लोकपालद्विपाना-
मनुगतमलिवृन्दैर्गण्डभित्तीर्विहाय ।
उपनतमणिबन्धे मूर्ध्नि पौलस्त्यशत्रोः
सुरभि सुरविमुक्तं पुष्पवर्षं पपात ॥१०२॥

यन्ता हरेः सपदि संहृतकार्मुकज्य-
मापृच्छ्य राघवमनुष्ठितदेवकार्यम् ।
नामाङ्करावणशराङ्कितकेतुयष्टि-
मूर्ध्वं रथं हरिसहस्रयुजं निनाय ॥१०३॥

रघुपतिरपि जातवेदोविशुद्धां प्रगृह्य प्रियां
प्रियसुहृदि विभीषणे संगमय्य श्रियं वैरिणः ।
रविसुतसहितेन तेनानुयातः ससौमित्रिणा
भुजविजितविमानरत्नाधिरूढः प्रतस्थे पुरीम् ॥१०४॥

શિરોથી શંભુ પૂજ્યા; ને જીત્યા સૌ લોકપાલને;
તોળ્યો કૈલાસને; તેને વખાણે રામ,—શત્રુને. ૮૯

રામનો જમણો બાહુ સીતા-મિલન ભાખતો
ફરકતો; ત્યાં અતિ ક્રોધે બાણ રાવણ ખૂંપતો. ૯૦

ભેદી રાવણનું હૈયું, વેગીલું રામ-બાણ ચે,
પેઠું ભૂમાં, મીઠી વાત ક્હેવા શું નાગ-લોકને. ૯૧

વાક્યથી વાક્યને કાપે; કાપે અસ્ત્રથી અસ્ત્રને;
જયાર્થે એમનું જુદ્ધ વાદીલાઓ સમું વધ્યું. ૯૨

જીતતા વારાફરતી એ બન્ને વીરની વચ્ચે
જયશ્રી, મત્ત બે હાથી વચ્ચે શું ભીંત-શી ઊભી. ૯૩

સામાસામી શર-વૃષ્ટિ થકી રાજી સુરાસુરો
પુષ્પ-વૃષ્ટિ કરે, તે તો શરો વાગ્યે ઊડી જતી. ૯૪

ઘા કરે લોહ-ખીલાળી ગદાનો ત્યાં દશાનન,
હરેલી યમ પાસેથી ગદા શી 'કૂટ શાલ્મલિ.' ૯૫

એ પ્હોંચે રથને ના, ત્યાં દૈત્યોની આશાની સહે
અર્ધ-ચન્દ્ર શરે છેદી કેળની જેમ રાઘવે. ૯૬

સાંધે શ્રેષ્ઠ ધનુર્ધારી ત્યાં બ્રહ્માસ્ત્ર અમોઘને,—
પ્રિયાના શોકનો કાંટો કાઢનારી મહૌષધિ. ૯૭

દશ મોઢાંથી એ અસ્ત્ર વ્યોમે તેજે ભભૂકતું,
ભયાનક ફણાવાળા દેહ-શું શેષનાગના. ૯૮

## त्रयोदशः सर्गः ।

अथात्मनः शब्दगुणं गुणज्ञः
पदं विमानेन विगाहमानः ।
रत्नाकरं वीक्ष्य मिथः स जायां
रामाभिधानो हरिरित्युवाच ॥१॥

वैदेहि! पश्याऽऽमलयाद्विभक्तं
मत्सेतुना फेनिलमम्बुराशिम् ।
छायापथेनेव शरत्प्रसन्न-
माकाशमाविष्कृतचारुतारम् ॥२॥

गुरोर्यियक्षोः कपिलेन मेध्ये
रसातलं संक्रमिते तुरंगे ।
तदर्थमुर्वीमवदारयद्भिः
पूर्वैः किलायं परिवर्धितो नः ॥३॥

गर्भं दधत्यर्कमरीचयोऽस्मा-
द्विवृद्धिमत्राश्नुवते वसूनि ।
अविन्धनं वह्निमसौ बिभर्ति
प्रह्लादनं ज्योतिरजन्यनेन ॥४॥

પ્રયોજી મન્ત્રથી એને, પાડી અર્ધ નિમેષમાં
હાર રાવણ-માથાંની, વેદના ના જણાવતી. ૯૯

બાલ સૂરજનું બિમ્બ તૂટે જેમ તરંગમાં,
શોભી રાવણનાં ડોકાં છેદવાની પરમ્પરા. ૧૦૦

પડેલાં શિર યે જોતાં, બેસે ના દેવનાં મને
પૂરો વિશ્વાસ, શંકાથી ફરી એ ઊગવા તણી. ૧૦૧

સુરભિ-કુસુમ વર્ષ્યાં ત્યાં સુરો રામ-માથે,
નૃપતિ-મુકુટ થોડા કાળમાં પ્હેરનારા;-
સુરભિ પૂંઠળ ઊડે, ભારી પાંખે મદે કૈં,
અલિ-જૂથ, તજી દૈને ગણ્ડને દિગ્ગજોનાં. ૧૦૨

ને દેવ-કાર્ય કરી, ઢીલી પણછ કરંતા
શ્રીરામની તુરત માતલિ લે વિદાય;
શત્રુ-શરાંકિત થયા ધ્વજ-દંડવાળો
લે ઊર્ધ્વ પંથ રથ અશ્વ-હજાર-જોડ્યો. ૧૦૩

રઘુપતિ પણ અગ્નિ માંહીં વિશુદ્ધ પ્રિયાને લઈ,
પ્રિય સુહૃદ વિભીષણે શ્રી સમર્પી દઈ બન્ધુની,
રવિ-સુત, લઘુ બન્ધુ સાથે, વળી રાક્ષસાધીશની,
નિજ ભુજ થકી જીતી લીધા વિમાને વળે છે પુરે. ૧૦૪

तां तामवस्थां प्रतिपद्यमानं
स्थितं दश व्याप्य दिशो महिम्ना ।
विष्णोरिवास्यानवधारणीय-
मीदृक्तया रूपमियत्तया वा ॥५॥

नाभिप्ररूढाम्बुरुहासनेन
संस्तूयमानः प्रथमेन धात्रा ।
अमुं युगान्तोचितयोगनिद्रः
संहृत्य लोकान्पुरुषोऽधिशेते ॥६॥

पक्षच्छिदा गोत्रभिदात्तगन्धाः
शरण्यमेनं शतशो महीध्राः ।
नृपा इवोपप्लविनः परेभ्यो
धर्मोत्तरं मध्यममाश्रयन्ते ॥७॥

रसातलादादिभवेन पुंसा
भुवः प्रयुक्तोद्वहनक्रियायाः ।
अस्याच्छमम्भः प्रलयप्रवृद्धं
मुहूर्तवक्त्राभरणं बभूव ॥८॥

मुखार्पणेषु प्रकृतिप्रगल्भाः
स्वयं तरंगाधरदानदक्षः ।
अनन्यसामान्यकलत्रवृत्तिः
पिबत्यसौ पाययते च सिन्धूः ॥९॥

# તેરમો સર્ગ

પછી, વિમાને સરતા ગુણજ્ઞ,
પોતા તણાં શબ્દ-ગુણાળ સ્થાનમાં,–
નભે, લહી સાગર, સીત-કાનમાં
વદી રહે છે હરિ, રામ નામે: ૧

'જો સીત, સિન્ધુ; મલયાદ્રિથી મુજ
સેતુથી એ ભાગ મહીં, ફીણાળો:
ખીલેલ તારે, શરદે પ્રસન્ન,
આકાશગંગા થકી આભ-શો સુહે. ૨

હર્યો કપિલે હય અશ્વમેધનો
રસાતલે, તાત તણો; તુરંગમ
એ શોધતાં ખોદી ધરા, સમુદ્ર આ
વધારી દીધો અમ પૂર્વજે, ખરે. ૩

આમાંથી ધારે રવિ-રશ્મિ ગર્ભને:
અહીં વધે સિન્ધુ તણી સમૃદ્ધિઓ:
આ સંઘરે છે વડવાગ્નિ દાહક:
આહ્લાદિની જ્યોતિ અહીંથી જન્મી. ૪

ससत्त्वमादाय नदीमुखाम्भः
संमीलयन्तो विवृताननत्वात् ।
अमी शिरोभिस्तिमयः सरन्ध्रै-
रूर्ध्वं वितन्वन्ति जलप्रवाहान् ॥१०॥

मातंगनक्रैः सहसोत्पतद्भि-
र्भिन्नान्द्विधा पश्य समुद्रफेनान् ।
कपोलसंसर्पितया य एषां
व्रजन्ति कर्णक्षणचामरत्वम् ॥११॥

वेलानिलाय प्रसृता भुजंगा
महोर्मिविस्फूर्जथुनिर्विशेषाः ।
सूर्यांशुसंपर्कसमृद्धरागै-
र्व्यज्यन्त एते मणिभिः फणस्थैः ॥१२॥

तवाधरस्पर्धिषु विद्रुमेषु
पर्यस्तमेतत्सहसोर्मिवेगात् ।
ऊर्ध्वाङ्कुरप्रोतमुखं कथंचित्-
क्लेशादपक्रामति शङ्खयूथम् ॥१३॥

प्रवृत्तमात्रेण पयांसि पातु-
मावर्तवेगाद्भ्रमता घनेन ।
आभाति भूयिष्ठमयं समुद्रः
प्रमथ्यमानो गिरिणेव भूयः ॥१४॥

જુદાં જુદાં રૂપ અનેક ધારતા;
દશે દિશા માંહિં વિરાટ વ્યાપતા;
વિષ્ણુ સમા સિન્ધુનું આ, કહી ના
શકાય કે રૂપ-પ્રમાણ કેવું. ૫

નાભિ-ઊગ્યાં પદ્મ પરે વિરાજ્યા
બ્રહ્મા સ્તવ્યા પુરુષ જે, અહીં તે
સંકેલી લોકો નિજમાં યુગાન્તે
પોઢી રહે છે ધરી યોગનિદ્રા. ૬

છેદંત પાંખો સુરરાજથી ડરી,
ઘણા ગિરિએ શરણું લીધું અહીં:
શત્રુ-ભયે આશ્રય લે નૃપાળો,
તટસ્થ, ધર્મી નૃપનો યથૈવ. ૭

આદિ નરે ઊંચી ઉઠાવતાં ધરા
રસાતલેથી, પ્રલયે વધેલાં
ચોખ્ખાં જલો આ જલધિ તણાં થયાં
ક્ષણેક, પૃથ્વી-મુખનો શું ઘૂમટો! ૮

પત્ની સહે જૂદી રીતે જ વર્તતો,
સમુદ્ર આ દક્ષ, તરંગ-હોઠનું
દે દાન, પોતે ય પીએ, પિવાડે
ધરંત મ્હોં ધીટ નદી-સમૂહને. ૯

दूरादयश्चक्रनिभस्य तन्वी
तमालतालीवनराजिनीला ।
आभाति वेला लवणाम्बुराशे-
र्धारानिबद्धेव कलङ्करेखा ॥१५॥

वेलानिलः केतकरेणुभिस्ते
संभावयत्याननमायताक्षि ! ।
मामक्षमं मण्डनकालहाने-
र्वेत्तीव बिम्बाधरबद्धतृष्णम् ॥१६॥

एते वयं सैकतभिन्नशुक्ति-
पर्यस्तमुक्तापटलं पयोधेः ।
प्राप्ता मुहूर्तेन विमानवेगा-
त्कूलं फलावर्जितपूगमालम् ॥१७॥

कुरुष्व तावत्करभोरु ! पश्चा-
न्मार्गे मृगप्रेक्षिणि ! दृष्टिपातम् ।
एषा विदूरीभवतः समुद्रा-
त्सकानना निष्पततीव भूमिः ॥१८॥

क्वचित्पथा संचरते सुराणां
क्वचिद्घनानां पततां क्वचिच्च ।
यथाविधो मे मनसोऽभिलाषः
प्रवर्तते पश्य तथा विमानम् ॥१९॥

નદી-મુખેથી જલ મત્સ્યવાળું પી,
મોટું ઉઘાડ્યું મુખ બીડી દૈને,
આ છિદ્રવાળાં શિરમાંથી વ્હેલો
ઊંચા ઉડાડે જલના ફુવારા. ૧૦

સિન્ધુ-ગજો આ સહસા ઊંચા થતાં
બે ભાગ વ્હેંચાતું સમુદ્ર-ફીણ જો;
બે બાજુએ ગાલ તણી વહેતું,
કાને સુહે ચામર શું, ક્ષણેક. ૧૧

પીવા હવાને તટ કેરી, નીકળ્યા
—તરંગમાં ચંચળ, ના કળાતા—
લાંબા ભુજંગો રવિ-રશ્મિ સ્પર્શતાં
કળાય, ફેણો પરના મણિ ઝગ્યે. ૧૨

સ્પર્ધે છ તારા અધરોષ્ઠ સાથ એ
પ્રવાલની ઊભી અણી મહીં આ
તરંગ-વેગે સહસા ભરાઈ, વ્હે
ફરીથી—બેળે નીકળંત—શંખલા ૧૩

ઘૂસી રહેલા વમળોથી વેગે
પીવા જતાં પાણી—ઘુમંત મેઘથી
શોભી રહ્યો સાગર આ અતીવ;
ફરી વલોવાય શું મંદરાચળે! ૧૪

असौ महेन्द्रद्विपदानगन्धि-
स्त्रिमार्गगावीचिविमर्दशीतः ।
आकाशवायुर्दिनयौवनोत्था-
नाचामति स्वेदलवान्मुखे ते ॥२०॥

करेण वातायनलम्बितेन
स्पृष्टस्त्वया चण्डि ! कुतूहलिन्या ।
आमुञ्चतीवाभरणं द्वितीय-
मुद्भिन्नविद्युद्वलयो घनस्ते ॥२१॥

अमी जनस्थानमपोढविघ्नं
मत्वा समारब्धनवोटजानि ।
अध्यासते चीरभृतो यथास्वं
चिरोज्झितान्याश्रममण्डलानि ॥२२॥

सैषा स्थली यत्र विचिन्वता त्वां
भ्रष्टं मया नूपुरमेकमुर्व्याम् ।
अदृश्यत त्वच्चरणारविन्द-
विश्लेषदुःखादिव बद्धमौनम् ॥२३॥

त्वं रक्षसा भीरु ! यतोऽपनीता
तं मार्गमेताः कृपया लता मे ।
अदर्शयन्वक्तुमशक्नुवत्यः
शाखाभिरावर्जितपल्लवाभिः ॥२४॥

સુદૂરથી શોભત લોહ-ચક્ર શા
સમુદ્રનો તીર, તમાલ-તાલી
અરણ્યની શામળી રેખથી આ:
—શું ચક્ર-ધારે ઝીણી રેખ મેલની! ૧૫

સુહાવતો મ્હોં તુજ કેતકી-રજે,
આ વાયુ જાણે મુજ પીડ શું, કે
મોડું મને થાય તુજ પ્રસાધને:
બિમ્બૌષ્ઠ ઝંખું તુજ, દીર્ઘ-નેત્રા! ૧૬

ફાટેલ છીપો મહીંથી ખરી પડ્યાં
કૈં મોતીથી અંકિત રેતીવાળા,
સોપારી-ઝૂકેલ સમુદ્રના તટે
વિમાન-વેગે પલમાં પહોંચ્યા. ૧૭

મૃગાક્ષિ, હાવાં જરી દૃષ્ટિ નાખી, જો
વહી ગયા પાછળ પંથને આ:
આઘા જતા સિન્ધુ મહીંથી ભૂમિ
વનો સહે નીકળતી બહાર શું! ૧૮

ક્વચિત્ ક્વચિત્ પંથ મહીં સુરોના;
ને મેઘના મારગમાં ક્વચિત્ ક્વચિત્;
પંખી તણા યે પથમાં વળી, ક્વચિત્;
હું ઇચ્છતો તેમ વિમાન વ્હેતું, જો. ૧૯

मृग्यश्च दर्भाङ्कुरनिर्व्यपेक्षा-
स्तवागतिज्ञं समबोधयन्माम् ।
व्यापारयन्त्यो दिशि दक्षिणस्या-
मुत्पक्ष्मराजीनि विलोचनानि ॥२५॥

एतद्गिरेर्माल्यवतः पुरस्ता-
दाविर्भवत्यम्बरलेखि शृङ्गम् ।
नवं पयो यत्र घनैर्मया च
त्वद्विप्रयोगाश्रु समं विसृष्टम् ॥२६॥

गन्धश्च धाराहतपल्वलानां
कादम्बमर्धोद्गतकेसरं च ।
स्निग्धाश्च केकाः शिखिनां बभूवु-
र्यस्मिन्नसह्यानि विना त्वया मे ॥२७॥

पूर्वानुभूतं स्मरता च यत्र
कम्पोत्तरं भीरु! तवोपगूढम् ।
गुहाविसारीण्यतिवाहितानि
मया कथंचिद्धनगर्जितानि ॥२८॥

आसारसिक्तक्षितिबाष्पयोगा-
न्मामक्षिणोद्यत्र विभिन्नकोशैः ।
विडम्ब्यमाना नवकन्दलैस्ते
विवाहधूमारुणलोचनश्रीः ॥२९॥

સુગંધી, ઐરાવતના મદે; ને
શીળો, તરંગે સુરગંગ કેરા;
આકાશ-વાયુ તુજ મ્હોં પરે ઝમ્યાં
પ્રસ્વેદ-બિન્દુ સૂકવે બપોરનાં. ૨૦

બારી મહીંથી તુજ હાથ લંબવી,
કુતૂહલે તું ઘનને અડે, ત્યાં
એ વીજની બંગડીનું ઘરેણું
બીજું, દિયે તુર્ત તને શું, ચણ્ડિ હે! ૨૧

"હવે જનસ્થાન મહીં ન વિઘ્ન કૈં;"
જાણી, ફરી આ વસતા તપસ્વીઓ;
તજેલ જૂના નિજ આશ્રમોમાં;
બાંધી વળી, પર્ણકુટી નવી નવી. ૨૨

આ સ્થાન એ, જ્યાં તુજ શોધમાં મેં
ભોંયે પડ્યું નૂપુર તારું જોયું:
વિયોગ થાતાં તુજ પાદપદ્મનો,
દુઃખે મહા, મૌન મહીં ઢળ્યું શું! ૨૩

હરી ગયો રાક્ષસ જે પથે તને,
હે ભીરુ, દેખાડતી પંથ એ મને,
કૃપાળુ – બોલી શકતી ન – વેલીઓ
આ ડાળીઓ કેરી નમાવી કૂંપળો. ૨૪

उपान्तवानीरवनोपगूढा-
न्यालक्ष्यपारिप्लवसारसानि ।
दूरावतीर्णा पिबतीव खेदा-
दमूनि पम्पासलिलानि दृष्टिः ॥३०॥

अत्रावियुक्तानि रथाङ्गनाम्ना-
मन्योन्यदत्तोत्पलकेसराणि ।
द्वन्द्वानि दूरान्तरवर्तिना ते
मया प्रिये ! सस्पृहमीक्षितानि ॥३१॥

इमां तटाशोकलतां च तन्वीं
स्तनाभिरामस्तबकाभिनम्राम् ।
त्वत्प्राप्तिबुद्ध्या परिरब्धुकामः
सौमित्रिणा साश्रुरहं निषिद्धः ॥३२॥

अमूर्विमानान्तरलम्बिनीनां
श्रुत्वा स्वनं काञ्चनकिङ्किणीनाम् ।
प्रत्युद्व्रजन्तीव खमुत्पतन्त्यो
गोदावरीसारसपङ्क्तयस्त्वाम् ॥३३॥

एषा त्वया पेशलमध्ययापि
घटाम्बुसंवर्धितबालचूता ।
आनन्दयत्युन्मुखकृष्णसारा
दृष्टा चिरात्पञ्चवटी मनो मे ॥३४॥

ને દર્ભને મૂકી દઈ મૃગીઓ
ક્યાં તું ગઈ, તે નહીં જાણનારા
મને બતાવી રહી માર્ગ તારો,
જોતી દિશા દક્ષિણ ઊંચી પાંપણે. ૨૫

આ સમ્મુખે પર્વત માલ્યવાનનું
દેખાઈ રહે છે નભચુમ્બી શૃંગ;
જ્યાં મેઘની પ્હેલી જ વૃષ્ટિ સાથે
સાથે ઝર્યાં'તાં વિરહાશ્રુ મારાં. ૨૬

સુગંધ, વૃષ્ટિ ઝીલતાં તળાવની;
કદમ્બ-ફૂલો અધ-કેસરાળાં;
ને સ્નિગ્ધ કેકારવ મોરલાના;
જહીં સહાયા મુજથી ન, તું વિના. ૨૭

અગાઉ આલિંગન અર્પિયાં તેં
સ-કમ્પ હે ભીરુ, સ્મરંત તે મેં
કેમે સહ્યાં ગર્જન મેઘ કેરાં,
ગિરિ-ગુફાઓ પડઘાવનારાં. ૨૮

વર્ષા-ભીની ભૂમિ–વરાળ સ્પર્શતાં
તાજાં ખીલ્યાં કન્દલી-ફૂલ રાતાં,
–વિવાહના ધૂમથી લાલ તારી
આંખો સમાં શોભિત–પીડતાં મને. ૨૯

अत्रानुगोदं मृगयानिवृत्त-
स्तरंगवातेन विनीतखेदः ।
रहस्त्वदुत्सङ्गनिषण्णमूर्धा
स्मरामि वानीरगृहेषु सुप्तः ॥३५॥

भ्रूभेदमात्रेण पदान्मघोनः
प्रभ्रंशयां यो नहुषं चकार ।
तस्याविलाम्भः परिशुद्धिहेतो-
र्भौमो मुनेः स्थानपरिग्रहोऽयम् ॥३६॥

त्रेताग्निधूमाग्रमनिन्द्यकीर्ते-
स्तस्येदमाक्रान्तविमानमार्गम् ।
घ्रात्वा हविर्गन्धि रजोविमुक्तः
समश्नुते मे लघिमानमात्मा ॥३७॥

एतन्मुनेर्मानिनि ! शातकर्णेः
पञ्चाप्सरो नाम विहारवारि ।
आभाति पर्यन्तवनं विदूरा-
न्मेघान्तरालक्ष्यमिवेन्दुबिम्बम् ॥३८॥

पुरा स दर्भाङ्कुरमात्रवृत्ति-
श्चरन्मृगैः सार्धमृषिर्मघोना ।
समाधिभीतेन किलोपनीतः
पञ्चाप्सरोयौवनकूटबन्धम् ॥३९॥

તીરે ઊગ્યાં નેતરનાં વને છૂપ્યાં;
આછોતરાં, ચંચલ સારસે ભર્યાં;
પમ્પા-જલો આ મુજ દૃષ્ટિ પીતી શું,
સુદૂરથી ઊતરી, ખેદથી કે. ૩૦

હ્યાં સાથ ર્‌હેનાર જ ચક્રવાકનાં
કે જોડલાં એકબીજાની ચાંચમાં
પદ્મો તણા કેસર આપતાં મેં
જોયાં સ્પૃહાથી પ્રિય, દૂર તું જતાં. ૩૧

આ તીર ઊગેલી અશોક-વેલી
નમી, સ્તનો શાં ફૂલ-ગુચ્છ રમ્યથી –
તું જાણી આલિંગું, તહીં જ લક્ષ્મણે
રોક્યો મને આંસુભરેલ આંખે. ૩૨

વિમાનમાં ઝૂલતી સ્વર્ણ-ઘંટડી –
કેરા સુણાતાં સ્વર, આભમાં શું
સત્કાર માટે તુજ, ઊડી આવતી
ગોદાવરી – સારસ – પંક્તિઓ આ. ૩૩

આ આમ્રના છોડ ઉછેરિયા, સિંચી
ઘડે ઘડે પાણી, – સુકોમળી છતાં:
ઊભાં ઊંચે મ્હોં મૃગ, એ ઘણા સમે
જોતાં, કરે પંચવટી પ્રસન્ન આ. ૩૪

तस्यायमन्तर्हितसौधभाजः
प्रसक्तसंगीतमृदङ्गघोषः ।
वियद्गतः पुष्पकचन्द्रशालाः
क्षणं प्रतिश्रुन्मुखराः करोति ॥४०॥

हविर्भुजामेधवतां चतुर्णां
मध्ये ललाटंतपसप्तसप्तिः ।
असौ तपस्यत्यपरस्तपस्वी
नाम्ना सुतीक्ष्णश्चरितेन दान्तः ॥४१॥

अमुं सहासप्रहितेक्षणानि
व्याजार्धसंदर्शितमेखलानि ।
नालं विकर्तुं जनितेन्द्रशङ्कं
सुराङ्गनाविभ्रमचेष्टितानि ॥४२॥

एषोऽक्षमालावलयं मृगाणां
कण्डूयितारं कुशसूचिलावम् ।
सभाजने मे भुजमूर्ध्वबाहुः
सव्येतरं प्राध्वमितः प्रयुङ्क्ते ॥४३॥

वाचंयमत्वात्प्रणतिं ममैष
कम्पेन किंचित्प्रतिगृह्य मूर्ध्नः ।
दृष्टिं विमानव्यवधानमुक्तां
पुनः सहस्रार्चिषि संनिधत्ते ॥४४॥

ગોદા-તટે જ્યાં મૃગયા કરી હું
તરંગ-વાયુ થકી થાક ઊતર્યે,
તારા ઉછંગે શિર ઢાળી સૂતો
એકાન્તમાં, નેતર-મંડપે : સ્મરું. ૩૫

ભ્રૂભંગથી માત્ર, પદેથી ઇન્દ્રના
જેણે પદભ્રષ્ટ કર્યો નહુષને;
ડ્હોળાં જળો નિર્મળ જે કરે, એ
અગસ્ત્યનો આશ્રમ ભૂ પરે આ. ૩૬

ત્રેતાગ્નિના ધૂમની ( એ અનિન્દ્યના )
આવે હવિ-ગન્ધ વિમાન આ લગી;
એ સૂંઘતાંમાં તજીને રજોગુણ,
અનુભવું હું હળવાશ આત્મમાં. ૩૭

હે માનિની, આ મુનિ શાતકર્ણીની
ક્રીડાનું પંચાપ્સર નામનું સર,
વનો લગી; ઝાંખું કળાય દૂરથી,
ઘનો મહીં બિમ્બ યથૈવ ચન્દ્રનું. ૩૮

પ્હેલાં, મૃગો સંગ ભમંત એ મુનિ;
લેતા જ દર્ભાન્ન : તપે ડરી ખરે,
ઇન્દ્રે ફસાવ્યા દૃઢ, પાંચ અપ્સરા
કેરી જુવાની તણી ફૂટ જાળમાં. ૩૯

अदः शरण्यं शरभङ्गनाम्न-
स्तपोवनं पावनमाहिताग्नेः ।
चिराय संतर्प्य समिद्भिरग्निं
यो मन्त्रपूतां तनुमप्यहौषीत् ॥४५॥

छायाविनीताध्वपरिश्रमेषु
भूयिष्ठसंभाव्यफलेष्वमीषु ।
तस्यातिथीनामधुना सपर्या
स्थिता सुपुत्रेष्विव पादपेषु ॥४६॥

धारास्वनोद्गारिदरीमुखोऽसौ
शृङ्गाग्रलग्नाम्बुदवप्रपङ्कः ।
बध्नाति मे बन्धुरगात्रि ! चक्षु-
र्दृप्तः ककुद्मानिव चित्रकूटः ॥४७॥

एषा प्रसन्नस्तिमितप्रवाहा
सरिद्विदूरान्तरभावतन्वी ।
मन्दाकिनी भाति नगोपकण्ठे
मुक्तावली कण्ठगतेव भूमेः ॥४८॥

अयं सुजातोऽनुगिरं तमालः
प्रवालमादाय सुगन्धि यस्य ।
यवाङ्कुरापाण्डुकपोलशोभी
मयावतंसः परिकल्पितस्ते ॥४९॥

જલે છૂપ્યા મ્હેલ મહીંથી, એમનાં
સંગીતના ચાલુ મૃદંગના ધ્વનિ
ઊંચે ચડી આભ મહીં, વિમાનનાં
અગાસી-ગેહે પડઘાય છે, ક્ષણ. ૪૦

ને આ તપે અન્ય તપસ્વી આંહીં,
સુતીક્ષ્ણ નામે, કુમળા સ્વભાવના:
ચારે દિશે અગ્નિ જલાવી, વચ્ચે
રહ્યા; તપે સૂર્ય લલાટ માથે. ૪૧

કટાક્ષ કે સસ્મિત અપ્સરાનાં;
બ્હાને જરી, દર્શન મેખલાનાં;
સૌ હાવભાવો ય; સુરેન્દ્ર ડારતા
તપસ્વીને આ ન શક્યા ચળાવી. ૪૨

રુદ્રાક્ષની માળ પહેરનારો;
ખંજોળનારો મૃગ; ચૂંટતો કુશ:
બાહુ હલાવી જમણો, કરે છે
સંમાન મારું, ઋષિ ઊર્ધ્વ-બાહુએ. ૪૩

પ્રણામ મારા – શિર કૈં હલાવી –
સ્વીકારી, મૌનવ્રતધારી એ મુનિ
વિમાનની આડશ દૂર જતાં,
ખુલેલ સૂર્યે ફરી દૃષ્ટિ રોપતા. ૪૪

अनिग्रहत्रासविनीतसत्त्व-
मपुष्पलिङ्गात्फलबन्धिवृक्षम् ।
वनं तपःसाधनमेतदत्रे-
राविष्कृतोदग्रतरप्रभावम् ॥५०॥

अत्राभिषेकाय तपोधनानां
सप्तर्षिहस्तोद्धृतहेमपद्माम् ।
प्रवर्तयामास किलानसूया
त्रिस्रोतसं त्र्यम्बकमौलिमालाम् ॥५१॥

वीरासनैर्ध्यानजुषामृषीणा-
ममी समध्यासितवेदिमध्याः ।
निवातनिष्कम्पतया विभान्ति
योगाधिरूढा इव शाखिनोऽपि ॥५२॥

त्वया पुरस्तादुपयाचितो यः
सोऽयं वटः श्याम इति प्रतीतः ।
राशिर्मणीनामिव गारुडानां
सपद्मरागः फलितो विभाति ॥५३॥

क्वचित्प्रभालेपिभिरिन्द्रनीलै-
र्मुक्तामयी यष्टिरिवानुविद्धा ।
अन्यत्र माला सितपङ्कजाना-
मिन्दीवरैरुत्खचितान्तरेव ॥५४॥

ને અગ્નિહોત્રી શરભંગ કેરું
રક્ષંત સૌને, શુચિ આ તપોવન;
સુદીર્ઘ તપી સમિધોથી અગ્નિને,
હોમી દીધો મંત્ર-પવિત્ર દેહ યે. ૪૫

છાયાથી પંથ-શ્રમને હરંતાં;
અતીવ મીઠાં ફળથી નમેલાં;
વૃક્ષો-સુતો શાં-શરભંગ કેરાં
અતિથિ-સેવા કરતાં હવે આ. ૪૬

ઝરાથી ગર્જંત ગુફા-સુખાળો;
શૃંગે ધરંતો ઘન-વપ્ર-પંકને;
-માતેલ કો સાંઢ જ-ચિત્રકૂટ આ
રાખે છે દૃષ્ટિ જકડી, સુ-ગાત્રી. ૪૭

પ્રસન્ન ને શાન્ત પ્રવાહ વ્હેતી,
આઘેથી આ પાતળી શોભી ર્‌હેતી
મન્દાકિની, પર્વતની તળેટીમાં;
કો મોતીમાળા સમ ભૂમિ-કંઠમાં. ૪૮

તળેટીમાં રમ્ય તમાલ આ ઊગ્યો;
જેની સુગન્ધી લઈ ટીશીને, કર્યું
ઘરેણું મેં કાન તણું; યવાંકુર
સમું સુહંતું તુજ પાંડુ ગાલે. ૪૯

क्वचित्खगानां प्रियमानसानां
कादम्बसंसर्गवतीव पङ्क्तिः ।
अन्यत्र कालागुरुदत्तपत्रा-
भक्तिर्भुवश्चन्दनकल्पितेव ॥५५॥

क्वचित्प्रभा चान्द्रमसी तमोभि-
श्छायाविलीनैः शबलीकृतेव ।
अन्यत्र शुभ्रा शरदभ्रलेखा
रन्ध्रेष्विवालक्ष्यनभःप्रदेशा ॥५६॥

क्वचिच्च कृष्णोरगभूषणेव
भस्माङ्गरागा तनुरीश्वरस्य ।
पश्यानवद्याङ्गि ! विभाति गङ्गा
भिन्नप्रवाहा यमुनातरङ्गैः ॥५७॥

समुद्रपत्न्योर्जलसंनिपाते
पूतात्मनामत्र किलाभिषेकात् ।
तत्त्वावबोधेन विनापि भूय-
स्तनुत्यजां नास्ति शरीरबन्धः ॥५८॥

पुरं निषादाधिपतेरिदं त-
द्यस्मिन्मया मौलिमणिं विहाय ।
जटासु बद्धास्वरुदत्सुमन्त्रः
कैकेयि ! कामाः फलितास्तवेति ॥५९॥

વિના ભયે હિંસક પ્રાણી શાન્ત હ્યાં :
વૃક્ષો પરે પુષ્પ વિના ફળો ઊગે :
અરણ્ય છે આ તપ-ભૂમિ અત્રિની :
ઉગ્ર પ્રભાવ પ્રગટાવતી મહા. ૫૦

તપસ્વી – સ્નાનાર્થ ખરે ! *નસૂયા –
એ ગંગ વ્હાવી અહીં, શંભુના શિરે
માળા સમી, વ્હેતી ત્રણે ય લોકમાં; –
સપ્તર્ષિઓ ચૂંટત પદ્મ સ્વર્ણનાં. ૫૧

વીરાસને ધ્યાન મહીં મહર્ષિની
વેદીની વચ્ચે તરુઓ ઊગ્યાં આ,
ન વાયુ વાતાં, સ્થિર સાવ; એ યે
દેખાય છે ધ્યાન ધરી રહેલાં. ૫૨

પ્રાર્થ્યો હતો તેં વડ જે અગાઉ, તે
આ 'શ્યામ' નામે, ફળથી ભર્યો ભર્યો;
જાણે મહા કો ઢગ નીલમોનો,
હીરા થકી લાલ અતીવ શોભતો. ૫૩

ક્યહીં પ્રભા-ઢોળત નીલમોથી
ગૂંથેલી મોતી તણી સેર જેવી :
ને ક્યાંક ધોળાં કુમુદોની માળ-શી,
વચ્ચે ગૂંથ્યાં કૈં અરવિન્દવાળી : ૫૪

---

* અનસૂયાએ,

पयोधरैः पुण्यजनाङ्गनानां
निर्विष्टहेमाम्बुजरेणु यस्याः ।
ब्राह्मं सरः कारणमाप्तवाचो
बुद्धेरिवाव्यक्तमुदाहरन्ति ॥६०॥

जलानि या तीरनिखातयूपा
वहत्ययोध्यामनु राजधानीम् ।
तुरंगमेधावभृथावतीर्णै-
रिक्ष्वाकुभिः पुण्यतरीकृतानि ॥६१॥

यां सैकतोत्सङ्गसुखोचितानां
प्राज्यैः पयोभिः परिवर्धितानाम् ।
सामान्यधात्रीमिव मानसं मे
संभावयत्युत्तरकोसलानाम् ॥६२॥

सेयं मदीया जननीव तेन
मान्येन राज्ञा सरयूर्वियुक्ता ।
दूरे वसन्तं शिशिरानिलैर्मां
तरंगहस्तैरुपगूहतीव ॥६३॥

विरक्तसंध्याकपिशं परस्ता-
द्यतो रजः पार्थिवमुज्जिहीते ।
शङ्के हनूमत्कथितप्रवृत्तिः
प्रत्युद्गतो मां भरतः ससैन्यः ॥६४॥

ક્યહીંક તો માનસ-પ્રેમી હંસની
પંક્તિ સમી, શ્યામલ હંસથી રૂડી:
ને ક્યાંક કાળા અગરુથી ચીતરી
શોભી રહી ચન્દન-ભૂમિ જેવી: ૫૫

ક્યહીંક તો ચાંદની જેવી, શામળા
અંધાર-ખુટ્ટાથી ભરી સુહાતી:
ધોળાં શરદ-મેઘ મહીંથી શામળા
આકાશ-ખંડો સમ શોભતી ક્યહીં: ૫૬

ને ક્યાંક ભસ્માંક્તિ શ્વેત શંભુ-શી,
—આભૂષણે શોભિત કૃષ્ણ સર્પના:
ગંગા-પ્રવાહે યમુના-તરંગો
ભળ્યાથી શોભી રહી ગંગ આ, જો. ૫૭

આ સંગમે સિન્ધુની બેઉ પત્નીના,
નાહ્યા થકી માત્ર, પવિત્ર તે ખરે,
આ દેહ છોડ્યા પછી દેહ-બન્ધન
ફરીથી વેઠે નહીં,—જ્ઞાન-વીણ યે. ૫૮

આ ગામ આવ્યું ગુહરાજ કેરું;
જ્યાં મેં ઉતારી શિરથી મુકુટને,
બાંધ્યે જટા, રોઈ પડ્યા સુમન્ત્ર,
'કૈકેયિ, તારી ફળી કામના;' વદી. ૫૯

अद्धा श्रियं पालितसंगराय
प्रत्यर्पयिष्यत्यनघां स साधुः ।
हत्वा निवृत्ताय मृधे खरादी-
न्संरक्षितां त्वामिव लक्ष्मणो मे ॥६५॥

असौ पुरस्कृत्य गुरुं पदातिः
पश्चादवस्थापितवाहिनीकः ।
वृद्धैरमात्यैः सह चीरवासा
मामर्घ्यपाणिर्भरतोऽभ्युपैति ॥६६॥

पित्रा विसृष्टां मदपेक्षया यः
श्रियं युवाप्यङ्कगतामभोक्ता ।
इयन्ति वर्षाणि तया सहोग्र-
मभ्यस्यतीव व्रतमासिधारम् ॥६७॥

एतावदुक्तवति दाशरथौ तदीया-
मिच्छां विमानमधिदेवतया विदित्वा ।
ज्योतिष्पथादवततार सविस्मयाभि-
रुद्वीक्षितं प्रकृतिभिर्भरतानुगाभिः ॥६८॥

तस्मात्पुरःसरविभीषणदर्शितेन
सेवाविचक्षणहरीश्वरदत्तहस्तः ।
यानादवातरददूरमहीतलेन
मार्गेण भङ्गिरचितस्फटिकेन रामः ॥६९॥

સોના તણાં પદ્મ તણી રજે જે
સ્તનો સુહાવી રહી યક્ષીઓનાં;
માનસ્ સરેથી વહી (આપ્ત-વેણે);
—યથૈવ અવ્યક્તથી બુદ્ધિ ઉદ્ભવી; ૬૦

ઊભા છ જેને તટ યૂપ; જેનાં
જલો અયોધ્યા નગરી ભણી વહે;
ઇક્ષ્વાકુ ભૂપો થકી અશ્વમેધનાં
અવભૃથ સ્નાન થકી વધુ શુચિ; ૬૧

રેતી-ઉછંગે સુખભેર સૂતા;
મોટાં થયાં પી પય જેનું વ્હોળું;
ધાત્રી સમી ઉત્તર કોસલોની,
આ ભક્તિભાવે સરયૂ નિહાળું, એ. ૬૨

એ મા સરીખી સરયૂ, તજેલી
મેં પૂજ્ય રાજા-વચને, શું ભેટતી
આવે અહીં છેક, તરંગ-બાહુથી
—શીળો શીળો વાયુ વહાવનારા. ૬૩

આ લાલ સંધ્યા સમ તામ્ર-વર્ણી
ધરા તણી ધૂળ નિહાળું ઊડતી:
લાગે, હનૂમાનથી વાત જાણી,
લૈ સૈન્ય આવે ભરત પ્રસન્ન. ૬૪

इक्ष्वाकुवंशगुरवे प्रयतः प्रणम्य
स भ्रातरं भरतमर्घ्यपरिग्रहान्ते ।
पर्यश्रुरस्वजत मूर्धनि चोपजघ्रौ
तद्भक्त्यपोढपितृराज्यमहाभिषेके ॥७०॥

श्मश्रुप्रवृद्धिजनिताननविक्रियांश्च
प्लक्षान्प्ररोहजटिलानिव मन्त्रिवृद्धान् ।
अन्वग्रहीत्प्रणमतः शुभदृष्टिपातै-
र्वार्तानुयोगमधुराक्षरया च वाचा ॥७१॥

दुर्जातबन्धुरयमृक्षहरीश्वरो मे
पौलस्त्य एष समरेषु पुरःप्रहर्ता ।
इत्यादृतेन कथितौ रघुनन्दनेन
व्युत्क्रम्य लक्ष्मणमुभौ भरतो ववन्दे ॥७२॥

सौमित्रिणा तदनु संससृजे स चैन-
मुत्थाप्य नम्रशिरसं भृशमालिलिङ्ग ।
रूढेन्द्रजित्प्रहरणव्रणकर्कशेन
क्लिश्यन्निवास्य भुजमध्यमुरःस्थलेन ॥७३॥

रामाज्ञया हरिचमूपतयस्तदानीं
कृत्वा मनुष्यवपुरारुरुहुर्गजेन्द्रान् ।
तेषु क्षरत्सु बहुधा मदवारिधाराः
शैलाधिरोहणसुखान्युपलेभिरे ते ॥७४॥

સાચે જ, એ સાધુ મને – પ્રતિજ્ઞા
પાળેલને – શ્રી ધરશે વિશુદ્ધ;
રક્ષી તને જેમ દીધી'તી લક્ષ્મણે,
વળ્યો હું જ્યારે હણીને ખરાદિને. ૬૫

આ આવતો એ, ગુરુ રાખી મોખરે,
ને સૈન્યને પાછળ, ચાલતો પગે;
વૃદ્ધ પ્રધાનો સહ, ચીરધારી,
સત્કારવાને લઈ અર્ઘ્ય હાથમાં. ૬૬

તાતે દીધી અંક મહીં; યુવા છતાં;
મારા પરે ભક્તિથી, શ્રી ન ભોગવી:
રહે એની સંગે, અસિધાર ઉગ્ર શું,
પાળી રહ્યો એ વ્રત, વર્ષ આટલાં!" ૬૭

આ આમ રામ વદતા તહિં જાણી એમની
ઇચ્છા, વિમાન (નિજની અધિ દેવતાથી)
આકાશથી અવનીએ ઊતર્યું; કુતૂહલે
જોવાતું કૈં ભરત સાથ ઊભી પ્રજાથી. ૬૮

ને મોખરે પથ વિભીષણ દાખવે ત્યાં,
સુગ્રીવનો – કુશલ સેવકનો – કર ગ્રહી,
પૃથ્વી નજીક અટકેલ વિમાનમાંથી
સોપાનથી સ્ફટિકનાં રઘુનાથ ઊતર્યા. ૬૯

सानुप्लवः प्रभुरपि क्षणदाचराणां
भेजे रथान्दशरथप्रभवानुशिष्टः ।
मायाविकल्परचितैरपि ये तदीयै-
र्न स्यन्दनैस्तुलितकृत्रिमभक्तिशोभाः ॥७५॥

भूयस्ततो रघुपतिर्विलसत्पताक-
मध्यास्त कामगति सावरजो विमानम् ।
दोषातनं बुधबृहस्पतियोगदृश्य-
स्तारापतिस्तरलविद्युदिवाभ्रवृन्दम् ॥७६॥

तत्रेश्वरेण जगतां प्रलयादिवोर्वीं
वर्षात्ययेन रुचमभ्रघनादिवेन्दोः ।
रामेण मैथिलसुतां दशकण्ठकृच्छ्रा-
त्प्रत्युद्धृतां धृतिमतीं भरतो ववन्दे ॥७७॥

लङ्केश्वरप्रणतिभङ्गदृढव्रतं त-
द्वन्द्यं युगं चरणयोर्जनकात्मजायाः ।
ज्येष्ठानुवृत्तिजटिलं च शिरोऽस्य साधो-
रन्योन्यपावनमभूदुभयं समेत्य ॥७८॥

क्रोशार्धं प्रकृतिपुरःसरेण गत्वा
काकुत्स्थः स्तिमितजवेन पुष्पकेण ।
शत्रुघ्नप्रतिविहितोपकार्यमार्यः
साकेतोपवनमुदारमध्युवास ॥७९॥

ઇક્ષ્વાકુ–વંશ–ગુરુને નમી રાઘવે શુચિ,
આંસુભરેલ નયનો થકી અર્ધ્યને ગ્રહી,
ભેટી, સૂંઘ્યું ભરતનું શિર ( રામ-ભક્તિએ )
રાજ્યાભિષેક તજનાર, પિતાની ગાદીએ. ૭૦

દાઢી-મૂંછો બહુ વધ્યે કદરૂપ કાંઈ
-ન્યગ્રોધ શા વધી ગયે વડવાઈ–વૃદ્ધ–
મન્ત્રી–પ્રણામ ગ્રહતાં, શુભ દૃષ્ટિ નાખી,
રામે મીઠે વચન ક્ષેમ પૂછ્યું બધાંનું. ૭૧

'આ ભાઈ ભીડ મહીં, વાનર-રીંછનો નૃપ:
ને આ વિભીષણ, લડ્યો રણ માંહી મોખરે':
રામે કરાવી જહીં ઓળખ આમ આદરે,
એને નમ્યા ભરત,–લક્ષ્મણને પછીથી. ૭૨

ઊંચું કરી નમત લક્ષ્મણ કેરું મોઢું,
ભેટ્યા પ્રગાઢ, કંઈ રાવણિ-શસ્ત્ર ઘા
રૂઝ્યાથી કર્કશ થઈ ગઈ છાતી સાથે
છાતી ભીડી ભરત, દૈ નિજને શું પીડા. ૭૩

આજ્ઞાથી રામ તણી વાનર-મુખ્ય સર્વે
ધારી મનુષ્ય-રૂપ હાથી પરે વિરાજ્યા,–
ધારા અનેક ઝરતા મદની અતીવ:
–માણી રહ્યા સુખ મહા ગિરિએ ચડ્યાનું. ૭૪

## चतुर्दशः सर्गः ।

भर्तुः प्रणाशादथ शोचनीयं
दशान्तरं तत्र समं प्रपन्ने ।
अपश्यतां दाशरथी जनन्यौ
छेदादिवोपघ्नतरोर्व्रतत्यौ ॥१॥

उभावुभाभ्यां प्रणतौ हतारी
यथाक्रमं विक्रमशोभिनौ तौ ।
विस्पष्टमस्रान्धतया न दृष्टौ
ज्ञातौ सुतस्पर्शसुखोपलम्भात् ॥२॥

आनन्दजः शोकजमश्रु बाष्प-
स्तयोरशीतं शिशिरो बिभेद ।
गङ्गासरय्वोर्जलमुष्णतप्तं
हिमाद्रिनिस्यन्द इवावतीर्णः ॥३॥

ते पुत्रयोर्नैर्ऋतशस्त्रमार्गा-
नार्द्रानिवाङ्गे सदयं स्पृशन्त्यौ ।
अपीप्सितं क्षत्रकुलाङ्गनानां
न वीरसूशब्दमकामयेताम् ॥४॥

રામે કહ્યાથી વળી, સૌ નિજ સાથી સાથે
બેઠા વિભીષણ રથો મહીં રમ્ય, રમ્ય;
શોભાભર્યા અવનવીન ઘડેલ; રૂડા
માયાવી રાક્ષસ-રથો થકી યે વિશેષ. ૭૫

બેઠા ય રામ દ્વય બન્ધુ સહે, યથેચ્છ
વ્હેતા વિમાનની મહીં, ઊડતી ધજાળા;
શું ચન્દ્રમા બુધ-બૃહસ્પતિ કેરી સંગે,
સંધ્યા સમે વીજ-પ્રકાશિત મેઘ-જૂથમાં. ૭૬

ને ઉદ્ધરી પ્રલયથી હરિએ ધરાને;
ને મેઘથી શરદના શશી કેરી ચાંદની;
છોડાવી એવી, બહુ રાવણ-ત્રાસમાંથી
વૈદેહીને – ધૃતિ ભરી – ભરત પ્રણામતા. ૭૭

લંકેશનાં નમનને હડસેલનારા
સીતા-પદો ભરત-સાધુ તણું જટાળુ
– ભ્રાતા વડીલ સરખું – શિર યે મળંતાં
અન્યોન્યને ઉભય પાવનકારી થાતા. ૭૮

ને આગે પુરજનનો સમૂહ ચાલ્યે,
કોશાધેં, ધીરી ગતિએ વિમાન કેરી,
શત્રુઘ્ને વિરચિત તંબુ માંહીં રામ
સાકેતે ઉપવનમાં વિશાળ, શોભ્યા. ૭૯

क्लेशावहा भर्तुरलक्षणाहं
सीतेति नाम स्वमुदीरयन्ती ।
स्वर्गप्रतिष्ठस्य गुरोर्महिष्या-
वभक्तिभेदेन वधूर्ववन्दे ॥५॥

उत्तिष्ठ वत्से ! ननु सानुजोऽसौ
वृत्तेन भर्ता शुचिना तवैव ।
कृच्छ्रं महत्तीर्ण इति प्रियार्हां
तामूचतुस्ते प्रियमप्यमिथ्या ॥६॥

अथाभिषेकं रघुवंशकेतोः
प्रारब्धमानन्दजलैर्जनन्योः ।
निर्वर्तयामासुरमात्यवृद्धा-
स्तीर्थाहृतैः काञ्चनकुम्भतोयैः ॥७॥

सरित्समुद्रान्सरसीश्च गत्वा
रक्षःकपीन्द्रैरुपपादितानि ।
तस्यापतन्मूर्ध्नि जलानि जिष्णो-
र्विन्ध्यस्य मेघप्रभवा इवापः ॥८॥

तपस्विवेषक्रिययापि ताव-
द्यः प्रेक्षणीयः सुतरां बभूव ।
राजेन्द्रनेपथ्यविधानशोभा
तस्योदितासीत्पुनरुक्तदोषा ॥९॥

## સર્ગ ચૌદમો

પતિ જતાં, શોકભરી અવસ્થા
સાથે જ પામી જનની ઉભેને
—તરુ કપાતાં જયમ બેઉ વેલી—
મળી રહે છે તહિં રામ-લક્ષ્મણ. ૧

યથાક્રમે બેઉ નમ્યા ઉભેને,
શત્રુ-ઘ્ન, શોભંત પરાક્રમોથી;
તે આંસુ-અંધે દગ ઝાંખું જોયું;
જાણ્યું પરન્તુ, સુત-સ્પર્શના સુખે. ૨

આનન્દનાં શીતળ આંસુએ ત્યાં
શોકાશ્રુને ઠારી દીધાં, ઉનાં ઉનાં;
શીળા ઝરા જેમ હિમાદ્રિ કેરા
ઠારંત ગંગા-સરયૂ-જલો તપ્યાં. ૩

પ્રેમે શરીરે કર ફેરવંતાં,
(તાજા શું !) રાક્ષસ-શસ્ત્રના અડચે,
ક્ષત્રાણીઓને ગમતો ઘણો ચે,
ગમ્યો નહીં 'વીર-સૂ' શબ્દ એમને. ૪

स मौलरक्षोहरिभिः ससैन्य-
स्तूर्यस्वनानन्दितपौरवर्गः ।
विवेश सौधोद्गतलाजवर्षा-
मुत्तोरणामन्वयराजधानीम् ॥१०॥

सौमित्रिणा सावरजेन मन्द-
माधूतबालव्यजनो रथस्थः ।
धृतातपत्रो भरतेन साक्षा-
दुपायसंघात इव प्रवृद्धः ॥११॥

प्रासादकालागुरुधूमराजि-
स्तस्याः पुरो वायुवशेन भिन्ना ।
वनान्निवृत्तेन रघूत्तमेन
मुक्ता स्वयं वेणिरिवाबभासे ॥१२॥

श्वश्रूजनानुष्ठितचारुवेषां
कर्णीरथस्थां रघुवीरपत्नीम् ।
प्रासादवातायनदृश्यबन्धैः
साकेतनार्योऽञ्जलिभिः प्रणेमुः ॥१३॥

स्फुरत्प्रभामण्डलमानसूयं
सा बिभ्रती शाश्वतमङ्गरागम् ।
रराज शुद्धेति पुनः स्वपुर्यै
संदर्शिता वह्निगतेव भर्त्रा ॥१४॥

'હું દુઃખ દેતી પતિને, અભાગણી
સીતા'; વદી એમ, નમંતી સીતા
સ્વર્ગે વસેલા સસરાની બન્ને
મ્હારાણીઓને સરખી જ ભક્તિથી. ૫

"'લે ઊઠ, બેટા'; શુચિ જીવને જ
તારા, તર્યાં ભાઈની સાથ દુઃખ એ:'
આવું વદે ત્યાં પ્રિય તો ય સાચું,
સાસુ ઉભે એ વહુ પ્રીતિ-પાત્રને. ૬

ને માત-આનન્દ-જળે શરૂ થયો
રઘુપતિનો અભિષેક રાજ્યે,
પૂરો કરે છે ઘરડા પ્રધાનો,
સોના-ઘડે તીર્થ-જળો મગાવી. ૭

નદી, સમુદ્રે, જઈને સરોવરે,
મોટા કપિ-રાક્ષસ લાવિયાં જળો,
વર્ષ્યાં શિરે રામ તણાં, યથૈવ
વિન્ધ્યાદ્રિ-માથે જળ મેઘ કેરાં. ૮

તપસ્વીનો વેશ ધરેલ તો યે,
અતીશ જે સુન્દર શોભતા તે
પોષાક રાજેન્દ્ર તણો પહેરતાં,
ધારી રહેતા પુનરુક્તિદોષને. ૯

वेश्मानि रामः परिबर्हवन्ति
विश्राण्य सौहार्दनिधिः सुहृद्भ्यः ।
बाष्पायमाणो बलिमन्निकेत-
मालेख्यशेषस्य पितुर्विवेश ॥१५॥

कृताञ्जलिस्तत्र यदम्ब! सत्या-
न्नाभ्रश्यत स्वर्गफलाद्गुरुर्नः ।
तच्चिन्त्यमानं सुकृतं तवेति
जहार लज्जां भरतस्य मातुः ॥१६॥

तथैव सुग्रीवबिभीषणादी-
नुपाचरत्कृत्रिमसंविधाभिः ।
सङ्कल्पमात्रोदितसिद्धयस्ते
क्रान्ता यथा चेतसि विस्मयेन ॥१७॥

सभाजनायोपगतान्स दिव्या-
न्मुनीन्पुरस्कृत्य हतस्य शत्रोः ।
शुश्राव तेभ्यः प्रभवादि वृत्तं
स्वविक्रमे गौरवमादधानम् ॥१८॥

प्रतिप्रयातेषु तपोधनेषु
सुखादविज्ञातगतार्धमासान् ।
सीतास्वहस्तोपहृतार्घ्यपूजा-
न्रक्षःकपीन्द्रान्विससर्ज रामः ॥१९॥

મન્ત્રી, કપિ, રાક્ષસ, સાથ સૈન્ય, ને
વાદ્ય-સ્વરે રાજી શહેરીઓ સહે
રામ પ્રવેશે કુલ-રાજધાનીમાં,
લાજા ઝીલંતાં,—સુહી તોરણોથી. ૧૦

ઢોળી રહ્યા ચામર મંદ મંદ,
શત્રુઘ્ન ને લક્ષ્મણ રામને રથે;
ને છત્ર ધાર્યું ભરતે: સુશોભિતા
ચારે ય સામાદિ વસેલ સાથ શું. ૧૧

મહેલમાંના અગરુની ધૂણી
ત્યાં વાયરાથી વિખરાતી સમ્મુખે;
શોભી રહી વેણી સરીખી, રામે
પોતે શું છોડી વનથી વળીને! ૧૨

રૂડી સજાવી તહિં સાસુઓએ,
બેઠેલ નાના રથમાં, સીતાને
જોડી કરોને પ્રણમંતી નારીઓ
દેખાય મ્હેલોની અટારીઓમાં. ૧૩

દીપંત સૌ અંગ પરેડનસૂયા
—દીધા-ઝગંતા-નિત અંગરાગથી
—ફરીથી શું અગ્નિ-વિશુદ્ધ સીતને
પતિ બતાવે નિજ રાજધાનીમાં. ૧૪

तच्चात्मचिन्तासुलभं विमानं
हृतं सुरारेः सह जीवितेन ।
कैलासनाथोद्वहनाय भूयः
पुष्पं दिवः पुष्पकमन्वमंस्त ॥२०॥

पितुर्नियोगाद्वनवासमेवं
निस्तीर्य रामः प्रतिपन्नराज्यः ।
धर्मार्थकामेषु समां प्रपेदे
यथा तथैवावरजेषु वृत्तिम् ॥२१॥

सर्वासु मातृष्वपि वत्सलत्वा-
त्स निर्विशेषप्रतिपत्तिरासीत् ।
षडाननापीतपयोधरासु
नेता चमूनामिव कृत्तिकासु ॥२२॥

तेनार्थवाँल्लोभपराङ्मुखेन
तेन घ्नता विघ्नभयं क्रियावान् ।
तेनास लोकः पितृमान्विनेत्रा
तेनैव शोकापनुदेव पुत्री ॥२३॥

स पौरकार्याणि समीक्ष्य काले
रेमे विदेहाधिपतेर्दुहित्रा ।
उपस्थितश्चारु वपुस्तदीयं
कृत्वोपभोगोत्सुकयेव लक्ष्म्या ॥२४॥

સૌ-સાધનાળાં વસવાટ આપી
સૌ મિત્રને, પ્રેમળ રામ રોતાં,
પૂજા ભરેલા, અવ ચિત્ર-શેષ
પિતા તણા મ્હેલ વિશે પ્રવેશ્યા. ૧૫

'સત્યે રહી, સ્વર્ગ ન ખોયું તાતે,
સુકૃત્ય એ તારું જ માત, ચિન્તતાં :
જોડી કરો, એમ વદંત રામ ત્યાં
કૈકેયીની લાજ નિવારી રહેતા. ૧૬

સત્કાર સુગ્રીવ-વિભીષણાદિનો
—સુપ્રાપ્ય જેને સહુ, ઇચ્છતાંમાં—
એવો કર્યો ઉત્તમ ભોગ્ય વસ્તુએ,
કે વિસ્મયે ચિત્ત ગયાં ભરાઈ સૌ. ૧૭

અગસ્ત્ય આદિ અભિનન્દવા મુનિ
આવેલ સત્કારી, કનેથી એમની
જન્માદિ વૃત્તાન્ત સુણ્યો અરિ તણો,
વધારતો ગૌરવ જીતનું નિજ. ૧૮

પધારતાં એ મુનિઓ તપોધન,
—સુખે ન જાણ્યું પખવાડિયું ગયું—
સીતા-કરેથી અણમૂલ ભેટ દે,
રામે વળાવ્યા કપિ-રાક્ષસોને. ૧૯

तयोर्यथाप्रार्थितमिन्द्रियार्था-
नासेदुषोः सद्मसु चित्रवत्सु ।
प्राप्तानि दुःखान्यपि दण्डकेषु
संचिन्त्यमानानि सुखान्यभूवन् ॥२५॥

अथाधिकस्निग्धविलोचनेन
मुखेन सीता शरपाण्डुरेण ।
आनन्दयित्री परिणेतुरासी-
दनक्षरव्यञ्जितदोहदेन ॥२६॥

तामङ्कमारोप्य कृशाङ्गयष्टिं
वर्णान्तराक्रान्तपयोधराग्राम् ।
विलज्जमानां रहसि प्रतीतः
पप्रच्छ रामां रमणोऽभिलाषम् ॥२७॥

सा दष्टनीवारबलीनि हिंस्रैः
संबद्धवैखानसकन्यकानि ।
इयेष भूयः कुशवन्ति गन्तुं
भागीरथीतीरतपोवनानि ॥२८॥

तस्यै प्रतिश्रुत्य रघुप्रवीर-
स्तदीप्सितं पार्श्वचरानुयातः ।
आलोकयिष्यन्मुदितामयोध्यां
प्रासादमभ्रंलिहमारुरोह ॥२९॥

ઇચ્છા થતાં હાજર, દેવ-શત્રુના
પ્રાણો સહે જે હર્યું, પાછું મોકલ્યું,
વિમાન એ પુષ્પક, પુષ્પ સ્વર્ગનું,
કુબેરને વાહન માટ રામે. ૨૦

વેણે પિતાનાં, વનવાસને તરી
આવી રીતે, પામી ફરીથી રાજ્યને,
ધર્માર્થ કામે ત્રણ ભાઈઓ સહે
સમાન ભાવે રઘુનાથ રહેતા. ૨૧

સૌ માત સાથે સરખા જ આદરે,
સ્વાભાવિક સ્નેહથી રામ વર્તતા;
છ મ્હોં થકી ધાવત કાર્તિકેય
છ કૃત્તિકામાતની સાથ જે રીતે. ૨૨

નિર્લોભી એથી, ધન-ધાન્યવાળો;
એ વિઘ્નના નાશકથી ક્રિયાવાન્;
નેતાથી એ, લોક થયો સ-તાત;
ને દુઃખ-હર્તાથી જ એ સ-પૂત. ૨૩

સંભાળીને કાર્ય પ્રજાનું, યોગ્ય
સમે રમે રાઘવ જાનકી સહે;
–શું રામ સંગે રમવાની વૃત્તિથી
સીતા તણું રૂપ ધરેલ લક્ષ્મી! ૨૪

ऋद्धापणं राजपथं स पश्य-
न्विगाह्यमानां सरयूं च नौभिः ।
विलासिभिश्चाध्युषितानि पौरैः
पुरोपकण्ठोपवनानि रेमे ॥३०॥

स किंवदन्तीं वदतां पुरोगः
स्ववृत्तमुद्दिश्य विशुद्धवृत्तः ।
सर्पाधिराजोरुभुजोऽपसर्पं
पप्रच्छ भद्रं विजितारिभद्रः ॥३१॥

निर्बन्धपृष्टः स जगाद सर्वं
स्तुवन्ति पौराश्चरितं त्वदीयम् ।
अन्यत्र रक्षोभवनोषितायाः
परिग्रहान्मानवदेव ! देव्याः ॥३२॥

कलत्रनिन्दागुरुणा किलैव-
मभ्याहतं कीर्तिविपर्ययेण ।
अयोघनेनाय इवाभितप्तं
वैदेहिबन्धोर्हृदयं विदद्रे ॥३३॥

किमात्मनिर्वादकथामुपेक्षे
जायामदोषामुत संत्यजामि ।
इत्येकपक्षाश्रयविक्लवत्वा-
दासीत्स दोलाचलचित्तवृत्तिः ॥३४॥

માણંત સૌ ઇન્દ્રિય-અર્થ, બેઉને
મહેલ-ભીંતો પર ચીતરેલાં
–વેઠ્યાં ઘણું–દણ્ડકનાં ય દુઃખો
સંભારતાં, સર્વ સુખો થઈ જતાં. ૨૫

પછી વધુ સ્નેહલ આંખથી, ને
ફિક્કા મુખે કૈં શર-ઘાસ જેવા,
આનન્દ દેતી પતિને થઈ સીતા,
–શબ્દો વિના–દોહદ-લક્ષણોથી. ૨૬

એ દૂબળી, ડીંટડી શ્યામવાળીને,
એકાન્તમાં અંક લઈ લજાતીને,
પૂછે છ પ્રીતે રમણ પ્રિયાને,
નિગૂઢ ભાવો મન માંહિ ઊઠતા. ૨૭

જ્યાં ભાતનાં પિણ્ડ ચર્યાં છ સાવજે
જ્યાં મૈત્રી થૈ'તી મુનિ-કન્યકા સહે;
જવા ચહ્યું ત્યાં, કુશથી ભરેલા
ભાગીરથી-તીર તણાં તપોવને. ૨૮

'ભાવો થશે પૂર્ણ' કહ્યું સીતાને:
ને રામ સાથે લઈ પાસવાનો,
નિહાળવાને મુદિતા અયોધ્યા,
ચડ્યા અગાસે નભચુમ્બી મહેલની. ૨૯

निश्चित्य चानन्यनिवृत्ति वाच्यं
त्यागेन पत्न्याः परिमार्ष्टुमैच्छत् ।
अपि स्वदेहात्किमुतेन्द्रियार्था-
द्यशोधनानां हि यशो गरीयः ॥३५॥

स संनिपात्यावरजान्हतौजा-
स्तद्विक्रियादर्शनलुप्तहर्षान् ।
कौलीनमात्माश्रयमाचचक्षे
तेभ्यः पुनश्चेदमुवाच वाक्यम् ॥३६॥

राजर्षिवंशस्य रविप्रसूते-
रुपस्थितः पश्यत कीदृशोऽयम् ।
मत्तः सदाचारशुचेः कलङ्कः
पयोदवातादिव दर्पणस्य ॥३७॥

पौरेषु सोऽहं बहुलीभवन्त-
मपां तरंगेष्विव तैलबिन्दुम् ।
सोढुं न तत्पूर्वमवर्णमीशे
आलानिकं स्थाणुमिव द्विपेन्द्रः ॥३८॥

तस्यापनोदाय फलप्रवृत्ता-
वुपस्थितायामपि निर्व्यपेक्षः ।
त्यक्ष्यामि वैदेहसुतां पुरस्ता-
त्समुद्रनेमिं पितुराज्ञयेव ॥३९॥

ભરી બજારે તહિં રાજમાર્ગો:
સ્હેલંત નાવે સરયૂ ભરી ભરી:
સ્હેલાણીઓ સુન્દરી-સંગ બાગમાં:
નિહાળતાં, રામ થયા પ્રસન્ન. ૩૦

વક્તા મહીં શ્રેષ્ઠ; વિ-શુદ્ધ શીલમાં;
ને સર્પ રાજા સમ બાહુ-સાથળે;
શત્રુઘ્નમાં શ્રેષ્ઠ ય; લોક-વાતો
પોતા વિશેની ચર ભદ્રને પૂછે. ૩૧

પૂછ્યે ઘણા આગ્રહથી, કહે એ:
'તમારું ચારિત્ર્ય બધાં વખાણે:
દેવે સ્વીકારી લીધી દેવી, રાક્ષસી,–
પુરે વસી, એ અપવાદ એમાં.' ૩૨

નિન્દા સુણ્યે આવી અઘોર, પત્નીની
ઘા વાગતામાં અપકીર્તિનો ખરે,
તપેલ લોઢું ઘણ-ઘાથી તૂટે,
સીતા-સખાનું ત્યમ હૈયું તૂટ્યું. ૩૩

ઉવેખવી આ અપકીર્તિને નિજ;
કે ત્યાગવી દોષ વિનાની પત્નીને;
એકે દિશાને ન ગ્રહી શકાતાં,
થયું રામનું હાલકલોલ ચિત્ત ત્યાં. ૩૪

अवैमि चैनामनघेति किंतु
लोकापवादो बलवान्मतो मे ।
छाया हि भूमेः शशिनो मलत्वे-
नारोपिता शुद्धिमतः प्रजाभिः ॥४०॥

रक्षोवधान्तो न च मे प्रयासो
व्यर्थः स वैरप्रतिमोचनाय ।
अमर्षणः शोणितकाङ्क्षया किं
पदा स्पृशन्तं दशति द्विजिह्वः ॥४१॥

तदेष सर्गः करुणार्द्रचित्ते-
र्न मे भवद्भिः प्रतिषेधनीयः ।
यद्यर्थिता निहृतवाच्यशल्या-
न्प्राणान्मया धारयितुं चिरं वः ॥४२॥

इत्युक्तवन्तं जनकात्मजायां
नितान्तरूक्षाभिनिवेशमीशम् ।
न कश्चन भ्रातृषु तेषु शक्तो
निषेद्धुमासीदनुमोदितुं वा ॥४३॥

स लक्ष्मणं लक्ष्मणपूर्वजन्मा
विलोक्य लोकत्रयगीतकीर्तिः ।
सौम्येति चाभाष्य यथार्थभाषी
स्थितं निदेशे पृथगादिदेश ॥४४॥

ન માર્ગ બીજો, અપવાદ ધોવા,
સીતા તજ્યા વિણ; કર્યું જ નક્કી:
યશોધનોને યશ છે વિશેષ,
સ્વ-દેહથી યે; – શી વિસાત ભોગની! ૩૫

બોલાવી સૌ બાન્ધવ,– હર્ષ-વ્હોણાં,
નિહાળતાંમાં મુખ ઝાંખું રામનું–
પોતાની નિન્દા તણી વાત કીધી;
અને વળી, વેણ ઉચ્ચારતા આ: ૩૬

'જુઓ તમે, સૂરજપુત્ર કેરા
રાજર્ષિના શુદ્ધ સદાય વંશમાં,
કલંક મારા થકી લાગ્યું કેવું,
મેઘે ભીના વાયુથી જેમ દર્પણે! ૩૭

પાણી-તરંગો મહીં તેલ-બિન્દુ-શો
શહેરી જનોમાં પ્રસરી રહેલો
સહી શકું ના અપવાદ પ્હેલો,
ગજેન્દ્ર શો બન્ધન – થાંભલાને. ૩૮

આ ટાળવાને અપવાદ, એને
તજીશ, એ દોહદવાળી છે છતાં,
તજી હતી નિઃસ્પૃહતાથી જેમ
 પિતાની આજ્ઞા થકી આખી પૃથ્વી. ૩૯

प्रजावती दोहदशंसिनी ते
तपोवनेषु स्पृहयालुरेव ।
स त्वं रथी तद्व्यपदेशनेयां
प्रापय्य वाल्मीकिपदं त्यजैनाम् ॥४५॥

स शुश्रुवान्मातरि भार्गवेण
पितुर्नियोगात्प्रहृतं द्विषद्वत् ।
प्रत्यग्रहीदग्रजशासनं त-
दाज्ञा गुरूणां ह्यविचारणीया ॥४६॥

अथानुकूलश्रवणप्रतीता-
मत्रस्नुभिर्युक्तधुरं तुरंगैः ।
रथं सुमन्त्रप्रतिपन्नरश्मि-
मारोप्य वैदेहसुतां प्रतस्थे ॥४७॥

सा नीयमाना रुचिरान्प्रदेशा-
न्प्रियंकरो मे प्रिय इत्यनन्दत् ।
नाबुद्ध कल्पद्रुमतां विहाय
जातं तमात्मन्यसिपत्रवृक्षम् ॥४८॥

जुगूह तस्याः पथि लक्ष्मणो य-
त्सव्येतरेण स्फुरता तदक्ष्णा ।
आख्यातमस्यै गुरु भावि दुःख-
मत्यन्तलुप्तप्रियदर्शनेन ॥४९॥

જાણું હું, એ નિર્મળ સાવ; તો યે,
લોકાપવાદ પ્રબળો લહું આ :
વિશુદ્ધ ચન્દ્રે પડી છાય પૃથ્વીની,
એને મનુષ્યો ગણતા કલંક. ૪૦

પ્રયાસ મેં રાક્ષસના વધાર્થે
કર્યો – ન તે વ્યર્થ જ – વેર વાળવા :
ભુજંગ ક્રોધી, પગ વાગતાંમાં
ડસે છ, તે શોણિત-પાન માટે? ૪૧

તો મેં કર્યા નિશ્ચયની તમારે
ના પાડવી ના, કરુણાળુ થૈને,
નિન્દાનું પ્રાણો થકી શલ્ય નીકળ્યે,
ઝાઝું જીવું, એમ ચહો તમે જો.' ૪૨

સીતા વિશે આમ અતીશ લૂખાં
ને આગ્રહી વેણ વદંત સ્વામીને
સૌ ભાઈમાંથી નહિ કોઈ ભાઈ
'હા'–'ના' કશુંયે ય કહી શકયા ત્યાં. ૪૩

ત્રિલોકમાં કીર્તિત, ભાઈ મોટા,
સૌમિત્રિના, સાચું જ બોલનારા,
એકાન્તમાં 'સૌમ્ય' કહી, દઈ રહે
આદેશ આજ્ઞાંકિત લક્ષ્મણ પ્રતિ : ૪૪

सा दुर्निमित्तोपगताद्विषादा-
त्सद्यः परिम्लानमुखारविन्दा ।
राज्ञः शिवं सावरजस्य भूया-
दित्याशशंसे करणैरबाह्यैः ॥५०॥

गुरोर्नियोगाद्वनितां वनान्ते
साध्वीं सुमित्रातनयो विहास्यन् ।
अवार्यतेवोत्थितवीचिहस्तै-
र्जह्नोर्दुहित्रा स्थितया पुरस्तात् ॥५१॥

रथात्स यन्त्रा निगृहीतवाहा-
त्तां भ्रातृजायां पुलिनेऽवतार्य ।
गङ्गां निषादाहृतनौविशेष-
स्ततार संधामिव सत्यसंधः ॥५२॥

अथ व्यवस्थापितवाक्कथंचि-
त्सौमित्रिरन्तर्गतबाष्पकण्ठः ।
औत्पातिकं मेघ इवाश्मवर्षं
महीपतेः शासनमुज्जगार ॥५३॥

ततोऽभिषङ्गानिलविप्रविद्धा
प्रभ्रश्यमानाभरणप्रसूना ।
स्वमूर्तिलाभप्रकृतिं धरित्रीं
लतेव सीता सहसा जगाम ॥५४॥

'તપોવનોમાં ફરવા જવાના
ભાવા થયા છે તમ ભાભીને, તો
બ્હાનાંથી એ, લૈ રથ માંહિં એને,
વાલ્મીકિના આશ્રમ પાસ ત્યાગજે.' ૪૫

પિતા વધે, મા પર ભાર્ગવે ઘા
કરેલ જાણે અરિ-પે; સુણેલ એ,
એણે ઝીલ્યું શાસન જ્યેષ્ઠ બન્ધુનું:
આજ્ઞા ગુરુની, નહિ ત્યાં વિચારણા. ૪૬

શબ્દો ગમંતા સુણી, રાજી સીતા–
સંગાથ પ્રસ્થાન કરે છ લક્ષ્મણ,
જોડી રથે; ના–ચમકંત–અશ્વો;
લગામ જેની કરમાં સુમન્ત્રના. ૪૭

રૂડા પ્રદેશોથી જતાં પ્રસન્ન કે,
"મને ગમંતું કરતો મુજ પ્રિય':
ન જાણતી, કલ્પતરુ મટીને,
હવે બન્યો એ અસિપત્રવૃક્ષ. ૪૮

ભવિષ્યનું દુઃખ અતીશ ભારી,
જે ભારી રાખ્યું પથ માંહિં લક્ષ્મણે;
તે આંખ ફરકી જમણી વદે કે
"હવે કદી ના પ્રિય એ નિહાળવા.' ૪૯

इक्ष्वाकुवंशप्रभवः कथं त्वां
त्यजेदकस्मात्पतिरार्यवृत्तः ।
इति क्षितिः संशयितेव तस्यै
ददौ प्रवेशं जननी न तावत् ॥५५॥

सा लुप्तसंज्ञा न विवेद दुःखं
प्रत्यागतासुः समतप्यतान्तः ।
तस्याः सुमित्रात्मजयत्नलब्धो
मोहादभूत्कष्टतरः प्रबोधः ॥५६॥

न चावदद्भर्तुरवर्णमार्या
निराकरिष्णोर्वृजिनादृतेऽपि ।
आत्मानमेव स्थिरदुःखभाजं
पुनः पुनर्दुष्कृतिनं निनिन्द ॥५७॥

आश्वास्य रामावरजः सतीं ता-
माख्यातवाल्मीकिनिकेतमार्गः ।
निघ्नस्य मे भर्तृनिदेशरौक्ष्यं
देवि ! क्षमस्वेति बभूव नम्रः ॥५८॥

सीता तमुत्थाप्य जगाद वाक्यं
प्रीतास्मि ते सौम्य ! चिराय जीव ।
बिडौजसा विष्णुरिवाग्रजेन
भ्रात्रा यदित्थं परवानसि त्वम् ॥५९॥

વિષાદ પામી શકુને અમંગલ,
મ્હીલાય એનું મુખ-પદ્મ; ને એ
ફરી ફરી પ્રાર્થી રહેતી હૈયે,
કલ્યાણ રાજા તણું ભાઈઓ સહે. ૫૦

વડીલ-વેણે વન માંહિં સાધ્વી
સ્ત્રીને સુમિત્રા-સુત ત્યાગતા, ત્યાં
સામે રહી જાહ્નવી વારતી શું,
ઊંચા થયા હાથ થકી તરંગના. ૫૧

રેતે ઉતારી રથમાંથી ભાભીને,
(કાબૂ મહીં સારથિના હયો ત્યાં,)
ને માછી લાવ્યે દૃઢ નાવ, ગંગને
તર્યો, – પ્રતિજ્ઞા શું – સદાય સાચો. ૫૨

ને આંસુએ રૂંધઈ કંઠ જાતાં,
વર્ષે યથા મારક મેઘ પથ્થરો,
સૌમિત્રિ કેમે કરી ગોઠવીને,
રાજા તણાં શાસન-વેણ બોલે. ૫૩

ને વાયુની ઝાપટ ખાઈ વેલી
ભૂ-પે પડે ભૂષણ-ફૂલ ખેરવી;
તૂટી પડી તત્ક્ષણ તેમ સીતા,
સ્વ-દેહ કેરી જનની ધરા પરે. ૫૪

श्वश्रूजनं सर्वमनुक्रमेण
विज्ञापय प्रापितमत्प्रणामः ।
प्रजानिषेकं मयि वर्तमानं
सूनोरनुध्यायत चेतसेति ॥६०॥

वाच्यस्त्वया मद्वचनात्स राजा
वह्नौ विशुद्धामपि यत्समक्षम् ।
मां लोकवादश्रवणादहासीः
श्रुतस्य किं तत्सदृशं कुलस्य ॥६१॥

कल्याणबुद्धेरथवा तवायं
न कामचारो मयि शङ्कनीयः ।
ममैव जन्मान्तरपातकानां
विपाकविस्फूर्जथुरप्रसह्यः ॥६२॥

उपस्थितां पूर्वमपास्य लक्ष्मीं
वनं मया सार्धमसि प्रपन्नः ।
तदास्पदं प्राप्य तयातिरोषा-
त्सोढास्मि न त्वद्भवने वसन्ती ॥६३॥

निशाचरोपप्लुतभर्तृकाणां
तपस्विनीनां भवतः प्रसादात् ।
भूत्वा शरण्या शरणार्थमन्यं
कथं प्रपत्स्ये त्वयि दीप्यमाने ॥६४॥

'ઇક્ષ્વાકુવંશે જનમેલ આર્ય
પતિ વિના કારણ શેં તજે તને?'
શંકા થકી એ, જનની ધરાએ
લીધી સમાવી નિજમાં ન, એ સમે. ૫૫

બેભાનીમાં દુઃખ ન જાણ્યું, કિન્તુ
જ્યાં જાગી, ત્યાં અંતરમાં જલી રહી:
સૌમિત્રિના યત્નથી આવ્યું ભાન, તે
મૂર્છાથી યે દુઃખ વિશેષ દે રહ્યું. ૫૬

અને તજી દોષ વિના, છતાં યે
એ દોષ દેતી પતિને ન, આર્યા:
ફરી ફરી નિન્દી રહી જ જાતને
દુષ્કર્મવાળી, નિત દુઃખ વેઠતી. ૫૭

સૌમિત્રિએ સાન્ત્વન દૈ, સતીને
વાલ્મીકિનો આશ્રમ-માર્ગ ચીંધ્યો:
'વડીલ-આજ્ઞાધીન મારી ક્રૂરતા
દેવી, કરો માફ'; કહી, પ્રણામતો. ૫૮

ઉઠાડી એને, વદતી જ સીતા:
'પ્રસન્ન હું: વત્સ, ચિરંજીવી થા:
સુરેન્દ્રને જેમ ઉપેન્દ્ર, તેમ
અધીન છે તું તુજ જ્યેષ્ઠ બન્ધુને. ૫૯

किंवा तवात्यन्तवियोगमोघे
कुर्यामुपेक्षां हतजीवितेऽस्मिन् ।
स्याद्रक्षणीयं यदि मे न तेज-
स्त्वदीयमन्तर्गतमन्तरायः ॥६५॥

साहं तपः सूर्यनिविष्टदृष्टि-
रूर्ध्वं प्रसूतेश्चरितुं यतिष्ये ।
भूयो यथा मे जननान्तरेऽपि
त्वमेव भर्ता न च विप्रयोगः ॥६६॥

नृपस्य वर्णाश्रमपालनं य-
त्स एव धर्मो मनुना प्रणीतः ।
निर्वासिताप्येवमतस्त्वयाहं
तपस्विसामान्यमवेक्षणीया ॥६७॥

तथेति तस्याः प्रतिगृह्य वाचं
रामानुजे दृष्टिपथं व्यतीते ।
सा मुक्तकण्ठं व्यसनातिभारा-
च्चक्रन्द विग्ना कुररीव भूयः ॥६८॥

नृत्यं मयूराः कुसुमानि वृक्षा
दर्भानुपात्तान्विजहुर्हरिण्यः ।
तस्याः प्रपन्ने समदुःखभाव-
मत्यन्तमासीद्रुदितं वनेऽपि ॥६९॥

અનુક્રમે સાસુ બધીયને મુજ
પ્રણામ પ્હોંચાડી, પછી કહેજે :
"વસેલ મારા ઉદરે તમારા
સુપુત્રના અંશનું રૂડું ચાહજો ! ૬૦

ને વેણ ક્હેજે મુજ રાજને એ :
"તું-સમ્મુખે અગ્નિથી વિશુદ્ધ થૈ, છતાં
લોકાપવાદે મુજને તજી, એ
પ્રસિદ્ધ તારા કુલને શું છાજે ? ૬૧

કે, ચાહનારા હિત સૌનું, તારા
આચાર અંગે કરું હું ન શંકા :
ગયા ભવે મેં જ કરેલ પાપનું
અસહ્ય છે આ ફળ વજ્ર-ઘા સમું. ૬૨

ઠેલી દઈ આવી ઊભેલી લક્ષ્મીને
મારી સહે તું વનમાં ગયો; તે
રોષે ઘણા ના મુજને સહી શકી,
મ્હેલે વસંતી તુજ, માનભેર. ૬૩

નિશાચરોથી પતિઓ પિડાતાં,
તારી કૃપાથી, ઋષિ-પત્નીઓનું
શરણું થઈ, તે શરણે બીજાને
શી રીત જાઉં હું, પ્રતાપી તું, છતાં ? ૬૪

तामभ्यगच्छद्रुदितानुसारी
कविः कुशेध्माहरणाय यातः ।
निषादविद्धाण्डजदर्शनोत्थः
श्लोकत्वमापद्यत यस्य शोकः ॥७०॥

तमश्रु नेत्रावरणं प्रमृज्य
सीता विलापाद्विरता ववन्दे ।
तस्यै मुनिर्दोहदलिङ्गदर्शी
दाश्वान्सुपुत्राशिषमित्युवाच ॥७१॥

जाने विसृष्टां प्रणिधानतस्त्वां
मिथ्यापवादक्षुभितेन भर्त्रा ।
तन्मा व्यथिष्ठा विषयान्तरस्थं
प्राप्तासि वैदेहि! पितुर्निकेतम् ॥७२॥

उत्खातलोकत्रयकण्टकेऽपि
सत्यप्रतिज्ञेऽप्यविकत्थनेऽपि ।
त्वां प्रत्यकस्मात्कलुषप्रवृत्ता-
वस्त्येव मन्युर्भरताग्रजे मे ॥७३॥

तवोरुकीर्तिः श्वशुरः सखा मे
सतां भवोच्छेदकरः पिता ते ।
धुरि स्थिता त्वं पतिदेवतानां
किं तन्न येनासि ममानुकम्प्या ॥७४॥

કે, તાહરા દીર્ઘ વિયોગમાં મેં
ઉવેખ્યું હોતે મુજ વ્યર્થ આયખું
જો હોત ના આદરરૂપ, કૂખમાં
તારું વસ્યું તેજ રખોપવાનું. ૬૫

પ્રસૂતિ કેડે બસ, સૂર્ય માંહીં
ઠેરાવી દૃષ્ટિ, તપ હું તપીશ;
કે આવતા યે ભવમાં, ફરીને
તમે જ મારા પતિ; ને, વિજોગ ના. ૬૬

છે ધર્મ,—વર્ણાશ્રમ કેરું પાલન—
નૃપાળ કેરો, મનુએ કહેલો:
તો આમ ત્યાગી મુજને; છતાં યે
બીજા તપસ્વી સમ ધ્યાન રાખજો." ૬૭

સૌમિત્રિ સંદેશ લઈ, 'ભલે' કહી,
આઘે જતાં આંખથી, દુઃખ-ભારે
વૈદેહી મૂકી દઈ કંઠ છુટ્ટો,
ત્રાસી ટીડોડી-શી રડી પડી ફરી. ૬૮

નૃત્યો મયૂરે, કુસુમો તરુએ,
ને દર્ભ મૂક્યા પડતા મૃગોએ;
સીતા તણાં દુઃખથી દુઃખિયાં તણાં
રોણાં થયાં એ વનમાં ઘણાં ઘણાં. ૬૯

तपस्विसंसर्गविनीतसत्त्वे
तपोवने वीतभया वसास्मिन् ।
इतो भविष्यत्यनघप्रसूते-
रपत्यसंस्कारमयो विधिस्ते ॥७५॥

अशून्यतीरां मुनिसंनिवेशै-
स्तमोपहन्त्रीं तमसां वगाह्य ।
तत्सैकतोत्सङ्गबलिक्रियाभिः
संपत्स्यते ते मनसः प्रसादः ॥७६॥

पुष्पं फलं चार्तवमाहरन्त्यो
बीजं च बालेयमकृष्टरोहि ।
विनोदयिष्यन्ति नवाभिषङ्गा-
मुदारवाचोमुनिकन्यकास्त्वाम् ॥७७॥

पयोघटैराश्रमबालवृक्षा-
न्संवर्धयन्ती स्वबलानुरूपैः ।
असंशयं प्राक्तनयोपपत्तेः
स्तनंधयप्रीतिमवाप्स्यसि त्वम् ॥७८॥

अनुग्रहप्रत्यभिनन्दिनीं तां
वाल्मीकिरादाय दयार्द्रचेताः ।
सायं मृगाध्यासितवेदिपार्श्वं
स्वमाश्रमं शान्तमृगं निनाय ॥७९॥

રોણું સુણંતાં, કવિ આવી ર્‌હોંચ્યા,
લેવા ગયેલા કુશ – ઈંધણાં જે:
નિષાદ-વીંધાયલ-ક્રૌંચ જોતાં,
શ્લોકત્વ પામેલ જ શોક જેનો. ૭૦

વિલાપ છોડી, ચખ રૂંધનારાં
આંસુ લૂછી, જાનકી એમને નમી
નિહાળતાં દોહદ-ચિહ્ન, દીધી
સુપુત્રની આશિષ; ને વદ્યા મુનિ: ૭૧

'મિથ્યાપવાદે અકળાઈ રામે
તજી તને જાણું સમાધિથી હું:
વૈદેહિ, તો દુઃખી ન થા, તું ર્‌હોંચી
તારા પિતાના જ ઘરે, બીજા સ્થળે. ૭૨

કાઢ્યો છ કાંટો ત્રણ લોકનો; ને
બડાઈ બ્હોણાં; નિજ બોલ્યું પાળતા;
છતાં, વિના કારણ આવું વર્ત્યો
તું સાથ એ, તેથી ઘણો હું રોષમાં. ૭૩

તારો યશસ્વી સસરો સખા મુજ:
ને તાત તોડે ભવ-બન્ધ કૈંકના:
પતિવ્રતામાં તું પહેલી, તારા
પરે મને કેમ ન થાય લાગણી? ૭૪

तामर्पयामास च शोकदीनां
तदागमप्रीतिषु तापसीषु ।
निर्विष्टसारां पितृभिर्हिमांशो-
रन्त्यां कलां दर्श इवौषधीषु ॥८०॥

ता इङ्गुदीस्नेहकृतप्रदीप-
मास्तीर्णमेध्याजिनतल्पमन्तः ।
तस्यै सपर्यानुपदं दिनान्ते
निवासहेतोरुटजं वितेरुः ॥८१॥

तत्राभिषेकप्रयता वसन्ती
प्रयुक्तपूजा विधिनातिथिभ्यः ।
वन्येन सा वल्कलिनी शरीरं
पत्युः प्रजासंततये बभार ॥८२॥

अपि प्रभुः सानुशयोऽधुना स्या
त्किमुत्सुकः शक्रजितोऽपि हन्ता ।
शशंस सीतापरिदेवनान्त-
मनुष्ठितं शासनमग्रजाय ॥८३॥

बभूव रामः सहसा सबाष्प-
स्तुषारवर्षीव सहस्यचन्द्रः ।
कौलीनभीतेन गृहान्निरस्ता
न तेन वैदेहसुता मनस्तः ॥८४॥

ડર્યા વિના તું વસ આ તપોવને:
હ્યાં શાન્ત, સત્સંગથી પ્રાણી હિંસકે:
પ્રસૂતિ નિર્વિઘ્ન પત્યે, અહીં થશે
સૌ જાતકર્માદિ વિધિ ય પુત્રનો. ૭૫

મુનિવરોની કુટિઓથી આ ભર્યો,
તમસ્ હણંતી તમસા તણો તટ:
હ્યાં ન્હાઈ, કાંઠા પર મૂકતાં બલિ,
પ્રસન્નતા ચિત્ત મહીં થશે તને. ૭૬

ઋતુઋતુનાં ફળ-ફૂલ લાવતી,
મેળે ઉગેલાં ( બલિ કાજ ) બીજ યે;
મીઠી જીભાળી મુનિ-કન્યકાઓ
તાજાં દુઃખાળી તુજને વિનોદશે. ૭૭

શક્તિ પ્રમાણે જળના ઘડા લઈ,
ઉછેરતી આશ્રમ-છોડવાને,
જન્મ્યા પહેલાં સુત, તું જરૂર
પામીશ પ્રીતિ શિશુ ધાવણાં પરે!" ૭૮

કૃપાથી આ જાનકીને કૃતજ્ઞ,
લૈ જાય વાલ્મીકિ દયાળુ આશ્રમે,
સાંજે મૃગો બેસત વેદી પાસ જ્યાં,
પ્રાણી ય તે હિંસક શાન્ત થૈ રહ્યાં. ૭૯

निगृह्य शोकं स्वयमेव धीमा-
न्वर्णाश्रमावेक्षणजागरूकः ।
स भ्रातृसाधारणभोगमृद्धं
राज्यं रजोरिक्तमनाः शशास ॥८५॥

तामेकभार्यां परिवादभीरोः
साध्वीमपि त्यक्तवतो नृपस्य ।
वक्षस्यसंघट्टसुखं वसन्ती
रेजे सपत्नीरहितेव लक्ष्मीः ॥८६॥

सीतां हित्वा दशमुखरिपुर्नोपयेमे यदन्यां
तस्या एव प्रतिकृतिसखो यत्क्रतूनाजहार ।
वृत्तान्तेन श्रवणविषयप्रापिणा तेन भर्तुः
सा दुर्वारं कथमपि परित्यागदुःखं विषेहे ॥८७॥

ને સોંપી શોકે થઈ દીન જાનકી
—આપ્યાથી રાજી ઋષિ-પત્નીઓને :
અમાસ દે છે પિતૃ-પીધ-ચન્દ્રની
છેલ્લી કલા જે વિધ ઔષધિને. ૮૦

સત્કારીને, તાપસીએ સૂવા સમે
કુટીર દીધી વસવાટ માટે;
દીવો મૂક્યો ઇંગુદી તેલથી ભર્યો;
સૂવા બિછાવ્યું મૃગ-ચર્મ યે શુચિ. ૮૧

ત્યાં પ્હેરતી વલ્કલ, સ્નાન-શુદ્ધ થૈ,
અતિથિ-સેવા કરતી વિધિથી,
પતિ તણી સંતતિ માટ દેહને
રહી ટકાવી, ફળ-મૂળ ચાખી. ૮૨

હજી ય તે થાય દયાળુ, રાજા;
એ આશથી લક્ષ્મણ જ્યેષ્ઠ બન્ધુને
આજ્ઞા તણું પાલન સૌ નિવેદતા,
સીતાનું રોણું સુણતાં લગીનું. ૮૩

ને રામ-આંખે સહસા જ આંસુ ત્યાં;
વર્ષે યથા ઝાકળ, ચન્દ્ર પોષનો :
લોકાપવાદે ડરીને, ઘરેથી
આધી કરી,—ના મનમાંથી જાનકી. ૮૪

## पञ्चदशः सर्गः ।

कृतसीतापरित्यागः स रत्नाकरमेखलाम्
बुभुजे पृथिवीपालः पृथिवीमेव केवलाम् ॥१॥

लवणेन विलुप्तेज्यास्तामिस्रेण तमभ्ययुः ।
मुनयो यमुनाभाजः शरण्यं शरणार्थिनः ॥२॥

अवेक्ष्य रामं ते तस्मिन्न प्रजह्रुः स्वतेजसा ।
त्राणाभावे हि शापास्त्राः कुर्वन्ति तपसो व्ययम् ॥३॥

प्रतिशुश्राव काकुत्स्थस्तेभ्यो विघ्नप्रतिक्रियाम् ।
धर्मसंरक्षणार्थैव प्रवृत्तिर्भुवि शार्ङ्गिणः ॥४॥

ते रामाय वधोपायमाचख्युर्विबुधद्विषः ।
दुर्जयो लवणः शूली विशूलः प्रार्थ्यतामिति ॥५॥

आदिदेशाथ शत्रुघ्नं तेषां क्षेमाय राघवः ।
करिष्यन्निव नामास्य यथार्थमरिनिग्रहात् ॥६॥

यः कश्चन रघूणां हि परमेकः परंतपः ।
अपवाद इवोत्सर्गं व्यावर्तयितुमीश्वरः ॥७॥

अग्रजेन प्रयुक्ताशीस्ततो दाशरथी रथी ।
ययौ वनस्थलीः पश्यन्पुष्पिताः सुरभीरभीः ॥८॥

ધીમાન્, દબાવી નિજ શોક, જાગ્રત
કરંત વર્ણાશ્રમ-ધર્મ-પાલન;
સૌ ભાઈની સંગ, અ-સંગ ચિત્તે,
સમૃદ્ધિઓથી ભર્યું રાજ્ય પાળે. ૮૫

નિન્દા-ભયે, જાનકી સાધ્વી ત્યાગતા
એ એકપત્નીવ્રતધારી રામની
સંગે વસી, એકલી માણતી સુખ,
શોભંત શું શોક્ય-વિહીન લક્ષ્મી. ૮૬

'સીતા ત્યાગી, પણ પુનરપિ લગ્ન કીધું ન રામે:
સીતાની જ પ્રતિકૃતિ કને રાખીને યજ્ઞ કીધો:'
એવાં એવાં સુણત પતિના કાંઈ વૃત્તાન્ત, સીતા
એળે એળે અસહ નિજના ત્યાગનું દુઃખ સ્હેતી. ૮૭

रामादेशादनुगता सेना तस्यार्थसिद्धये ।
पश्चादध्ययनार्थस्य धातोरधिरिवाभवत् ॥९॥

आदिष्टवर्त्मा मुनिभिः स गच्छंस्तपतां वरः ।
विरराज रथप्रष्ठैर्वालखिल्यैरिवांशुमान् ॥१०॥

तस्य मार्गवशादेका बभूव वसतिर्यतः ।
रथस्वनोत्कण्ठमृगे वाल्मीकीये तपोवने ॥११॥

तमृषिः पूजयामास कुमारं क्लान्तवाहनम् ।
तपःप्रभावसिद्धाभिर्विशेषप्रतिपत्तिभिः ॥१२॥

तस्यामेवास्य यामिन्यामन्तर्वत्नी प्रजावती ।
सुतावसूत संपन्नौ कोशदण्डाविव क्षितिः ॥१३॥

संतानश्रवणाद्भ्रातुः सौमित्रिः सौमनस्यवान् ।
प्राञ्जलिर्मुनिमामन्त्र्य प्रातर्युक्तरथो ययौ ॥१४॥

स च प्राप मधूपघ्नं कुम्भीनस्याश्च कुक्षिजः ।
वनात्करमिवादाय सत्त्वराशिमुपस्थितः ॥१५॥

धूमधूम्रो वसागन्धी ज्वालाबभ्रुशिरोरुहः ।
क्रव्याद्गणपरीवारश्चिताग्निरिव जंगमः ॥१६॥

अपशूलं तमासाद्य लवणं लक्ष्मणानुजः ।
रुरोध संमुखीनो हि जयो रन्ध्रप्रहारिणाम् ॥१७॥

नातिपर्याप्तमालक्ष्य मत्कुक्षेरद्य भोजनम् ।
दिष्ट्या त्वमसि मे धात्रा भीतेनेवोपपादितः ॥१८॥

## સર્ગ પંદરમો

સીતા-ત્યાગ કર્યા કેડે પૃથિવીપાલ ભોગવે
સિન્ધુની મેખલાવાળી પૃથિવીને જ કેવલ. ૧

યજ્ઞયાગવિધિ સર્વે લોપતાં લવણાસુરે,
યમુનાથી મુનિ આવ્યા શરણે શરણાર્થિને. ૨

સ્વ-તેજે ના હણ્યો એને, હોવાથી રામ, એમણે:
હોય ના રક્ષક, તો જ શાપાસ્ત્રી તપ વાપરે. ૩

વિઘ્ન એ હણવા કેરી પ્રતિજ્ઞા રાઘવે કરી:
ધર્મ રખોપવાને જ જન્મે છે શાર્ઙ્ગધારી હ્યાં. ૪

દૈત્યના વધની રીત દાખવે મુનિઓ ત્યહીં:
શૂલ સાથે ન જિતાશે; હણવો, શૂલ ન્હોય ત્યાં. ૫

એમનું કરવા ક્ષેત્ર રામે શત્રુઘ્નને કહ્યું;
સાર્થ શું કરવા નામ નિજનું, શત્રુને હણી. ૬

રઘુમાંનો ગમે તે કો શત્રુઓને તપાવવા
પૂરો સમર્થ; સામાન્ય શાસ્ત્રને અપવાદ શો. ૭

વડીલે આશિષો દેતાં ચાલ્યો દાશરથી રથે;
વનની ભૂમિઓ જોતો ખીલેલી સુરભીભરી. ૮

इति संतर्ज्य शत्रुघ्नं राक्षसस्तज्जिघांसया ।
प्रांशुमुत्पाटयामास मुस्तास्तम्बमिव द्रुमम् ॥१९॥
सौमित्रेर्निशितैर्बाणैरन्तरा शकलीकृतः ।
गात्रं पुष्परजः प्राप न शाखी नैर्ऋतेरितः ॥२०॥
विनाशात्तस्य वृक्षस्य रक्षस्तस्मै महोपलम् ।
प्रजिघाय कृतान्तस्य मुष्टिं पृथगिव स्थितम् ॥२१॥
ऐन्द्रमस्त्रमुपादाय शत्रुघ्नेन स ताडितः ।
सिकतात्वादपि परां प्रपेदे परमाणुताम् ॥२२॥
तमुपाद्रवदुद्यम्य दक्षिणं दोर्निशाचरः ।
एकताल इवोत्पातपवनप्रेरितो गिरिः ॥२३॥
कार्ष्णेन पत्रिणा शत्रुः स भिन्नहृदयः पतन् ।
आनिनाय भुवः कम्पं जहाराश्रमवासिनाम् ॥२४॥
वयसां पङ्क्तयः पेतुर्हतस्योपरि विद्विषः ।
तत्प्रतिद्वन्द्विनो मूर्ध्नि दिव्याः कुसुमवृष्टयः ॥२५॥
स हत्वा लवणं वीरस्तदा मेने महौजसः ।
भ्रातुः सोदर्यमात्मानमिन्द्रजिद्वधशोभिनः ॥२६॥
तस्य संस्तूयमानस्य चरितार्थैस्तपस्विभिः ।
शुशुभे विक्रमोदग्रं व्रीडयावनतं शिरः ॥२७॥
उपकूलं स कालिन्द्याः पुरीं पौरुषभूषणः ।
निर्ममे निर्ममोऽर्थेषु मथुरां मधुराकृतिः ॥२८॥

સાધવા કાર્ય, આદેશે રામના, સૈન્ય એ-પૂંઠે:
જેમ ધાતુ 'ઇ'ની પ્હેલાં લાગે છે 'અધિ', તે વિધે. ૯

રથાગ્રે પથ દાખંતાં ચાલતાં મુનિઓ ત્યહીં:
વાલખિલ્યો-પૂંઠે સૂર્ય જેવો દીપંત શોભતો. ૧૦

રસ્તામાં રાત રોકાયો વાલ્મીકિના તપોવને:
રથના ઘોષથી ઊંચાં કંઠ જ્યાં કરતા મૃગો. ૧૧

થાકેલા વાહનવાળા એનો સત્કાર એ કરે:
તપની સિદ્ધિથી આવી રૂડી સામગ્રીઓ થકી. ૧૨

જન્મે છે એ જ રાત્રિએ પુત્ર બે એની ભાભીને;
સમૃદ્ધિથી ભર્યા કોષ-દંડ બે જેમ પૃથ્વીને. ૧૩

ભાઈને પુત્ર જન્મ્યાની વધામણીથી રાજી એ,
રજા લૈ, મુનિને વન્દી, પ્રભાતે નીકળ્યો રથે. ૧૪

મધુપદ્દે પહોંચે, ત્યાં આવ્યો કુંભીનસી-સુત,
શબોનો ઢગ ઊપાડી, જાણે વન થકી કર. ૧૫

ધૂમ-વર્ણો, વસા-ગન્ધી, જ્વાળા-શા વાળ પિંગળા;
માંસભક્ષીથી વીંટાયો, – ચાલતો શું ચિતાગ્નિ એ. ૧૬

શૂલ-વ્હોણો લહી, એને શત્રુઘ્ને અટકાવિયો:
છિદ્રે શત્રુ હણે જેઓ, તેમને વરતો જય. ૧૭

'મળેલું ભોજન આજે મને પૂરું ન, જાણતાં,
ડરી હંથી, વિધાતાએ મોકલ્યો તુજને, ભલો.' ૧૮

या सौराज्यप्रकाशाभिर्बभौ पौरविभूतिभिः ।
स्वर्गाभिष्यन्दवमनं कृत्वेवोपनिवेशिता ॥२९॥

तत्र सौधगतः पश्यन्यमुनां चक्रवाकिनीम् ।
हेमभक्तिमतीं भूमेः प्रवेणीमिव पिप्रिये ॥३०॥

सखा दशरथस्यापि जनकस्य च मन्त्रकृत् ।
संचस्कारोभयप्रीत्या मैथिलेयौ यथाविधि ॥३१॥

स तौ कुशलवोन्मृष्टगर्भक्लेदौ तदाख्यया ।
कविः कुशलवावेव चकार किल नामतः ॥३२॥

साङ्गं च वेदमध्याप्य किंचिदुत्क्रान्तशैशवो ।
स्वकृतिं गापयामास कविप्रथमपद्धतिम् ॥३३॥

रामस्य मधुरं वृत्तं गायन्तौ मातुरग्रतः ।
तद्वियोगव्यथां किंचिच्छिथिलीचक्रतुः सुतौ ॥३४॥

इतरेऽपि रघोर्वंश्यास्त्रयस्त्रेताग्नितेजसः ।
तद्योगात्पतिवत्नीषु पत्नीष्वासन्द्विसूनवः ॥३५॥

शत्रुघातिनि शत्रुघ्नः सुबाहौ च बहुश्रुते ।
मथुराविदिशे सून्वोर्निदधे पूर्वजोत्सुकः ॥३६॥

भूयस्तपोव्ययो मा भूद्वाल्मीकेरिति सोऽत्यगात् ।
मैथिलीतनयोद्गीतनिःस्पन्दमृगमाश्रमम् ॥३७॥

वशी विवेश चायोध्यां रथ्यासंस्कारशोभिनीम् ।
लवणस्य वधात्पौरैरीक्षितोऽत्यन्तगौरवम् ॥३८॥

ડરાવી એ વિધે એને, હણવા ઘોર રાક્ષસે
ઉખેડયું વૃક્ષ તોતિંગ, – ભોથું મોથ તણું જ શું! ૧૯

શત્રુઘ્નના શરે તીણા કકડેકકડા થતાં,
ઝાપટયું વૃક્ષ ના પ્હોંચે, – પરાગ બસ દેહ-પે. ૨૦

વૃક્ષ ભાંગી જતાં, ઝીંકયો ભારે ખડક રાક્ષસે;
યમરાજા તણી મૂઠી છૂટી સાવ પડેલ શું! ૨૧

મન્ત્રી ઇન્દ્રાસ્ત્ર શત્રુઘ્ને એની ઉપર છોડતાં,
એનાં રેતી થકી ઝીણાં પરમાણુ થઈ ગયાં. ૨૨

ઉગામી જમણો બાહૂ ત્રાટકયો ત્યાં નિશાચર;
પ્રલેના પવને ફેંકયા એક-તાલ ગિરિ સમો. ૨૩

વૈષ્ણવાસ્ત્રથી ભેદાતાં હૈયું, એ ભૂમિ-પે પડયો;
આપીને ભૂમિને કમ્પ, હરી આશ્રમવાસીનો. ૨૪

હણાયા રાક્ષસ સાથે ટોળાં ગીધ તણાં પડયાં;
અને શત્રુઘ્નના માથે વરસ્યાં દિવ્ય ફૂલડાં. ૨૫

હણી લવણને, માને પોતાને ઇન્દ્રજિત્-વધે
શોભ્યા ઓજસ્વી સૌમિત્રિ કેરો સાચો સહોદર. ૨૬

કર્યે કામ; તપસ્વીએ પ્રશંસ્યે, શોભ્યું એમનું
ઊંચું પરાક્રમે, લજ્જા થકી નીચું નમ્યું શિર. ૨૭

કાંઠે કાલિન્દી કેરા એ બાંધતો મથુરા-પુરી;
નિઃસ્પૃહી, સૌમ્ય, શોભંતો રૂડો, પૌરુષ-ભૂષણે. ૨૮

स ददर्श सभामध्ये सभासद्भिरुपस्थितम् ।
रामं सीतापरित्यागादसामान्यपतिं भुवः ॥३९॥

तमभ्यनन्दत्प्रणतं लवणान्तकमग्रजः ।
कालनेमिवधात्प्रीतस्तुराषाडिव शार्ङ्गिणम् ॥४०॥

स पृष्टः सर्वतो वार्तमाख्यद्राज्ञे न संततिम् ।
प्रत्यर्पयिष्यतः काले कवेराद्यस्य शासनात् ॥४१॥

अथ जानपदो विप्रः शिशुमप्राप्तयौवनम् ।
अवतार्याङ्कशय्यास्थं द्वारि चक्रन्द भूपतेः ॥४२॥

शोचनीयासि वसुधे ! या त्वं दशरथाच्च्युता ।
रामहस्तमनुप्राप्य कष्टात्कष्टतरं गता ॥४३॥

श्रुत्वा तस्य शुचो हेतुं गोप्ता जिह्राय राघवः ।
न ह्यकालभवो मृत्युरिक्ष्वाकुपदमस्पृशत् ॥४४॥

स मुहूर्तं क्षमस्वेति द्विजमाश्वास्य दुःखितम् ।
यानं सस्मार कौबेरं वैवस्वतजिगीषया ॥४५॥

आत्तशस्त्रस्तदध्यास्य प्रस्थितः स रघूद्वहः ।
उच्चचार पुरस्तस्य गूढरूपा सरस्वती ॥४६॥

राजन्! प्रजासु ते कश्चिदपचारः प्रवर्तते ।
तमन्विष्य प्रशमयेर्भवितासि ततः कृती ॥४७॥

इत्याप्तवचनाद्रामो विनेष्यन्वर्णविक्रियाम् ।
दिशः पपात पत्रेण वेगनिष्कम्पकेतुना ॥४८॥

એના સુ-રાજ્યથી શોભી શ્હેરીઓની સમૃદ્ધિથી
એ પુરી; હોય શું જાણે છલ્યા સ્વર્ગ તણું પરું ! ૨૯

ચક્રવાકે ભરી જોતાં યમુનાને અગાસીથી,
સોના-સેરે ગૂંથી પૃથ્વી – વેણી જાણે, – પ્રસન્ન એ. ૩૦

મન્ત્ર-દ્રષ્ટા, દશરથ-સખા, જનકના ય તે,
પ્રીતે બેવડ, સંસ્કારો પુત્રોને દે વિધિ થકી. ૩૧

કુશથી, લવથી લૂછ્યાં ગર્ભનાં જળ, એટલે
'કુશ' ને 'લવ' બે નામો એ જ રાખે ખરે, કવિ. ૩૨

કિશોર બનતાં વેંત સાંગ વેદો ભણાવીને
પોતાની કૃતિનું – આદિ કાવ્યનું – ગાન શીખવ્યું. ૩૩

રામનું જીવન મીઠું ગાતાં માતાની સમ્મુખે,
વિયોગ-દુઃખને એનાં જરા સ્હેતું કરે સુતો. ૩૪

ને ત્રેતાગ્નિ સમાં તેજે ત્રણે રાઘવ બન્ધુને
બબ્બે પુત્રો થયા, કીર્તિ પામેલી પત્નીઓ થકી. ૩૫

શત્રુઘાતી – સુબાહુ એ બે બહુશ્રુત પુત્રને
મથુરા-વિદિશા આપી, પ્રેમે રામ સહે રહ્યો. ૩૬

'તપ-ખર્ચ કરીને ના;' લહી આશ્રમ એ વટ્યા:
મૃગો સ્થિર રહ્યાં છે જ્યાં ગાનથી લવ-કુશનાં (?) ૩૭

જિતેન્દ્રિય; અયોધ્યામાં પ્રવેશે, તોરણે રૂડી;
વધે લવણના, એને ન્યાળે સૌ બહુમાનથી. ૩૮

अथ धूमाभिताम्राक्षं वृक्षशाखावलम्बिनम् ।
ददर्श कंचिदैक्ष्वाकस्तपस्यन्तमधोमुखम् ॥४९॥

पृष्टनामान्वयो राज्ञा स किलाचष्ट धूमपः ।
आत्मानं शम्बुकं नाम शूद्रं सुरपदार्थिनम् ॥५०॥

तपस्यनधिकारित्वात्प्रजानां तमघावहम् ।
शीर्षच्छेद्यं परिच्छिद्य नियन्ता शस्त्रमाददे ॥५१॥

स तद्वक्त्रं हिमक्लिष्टकिञ्जल्कमिव पङ्कजम् ।
ज्योतिष्कणाहतश्मश्रु कण्ठनालादपातयत् ॥५२॥

कृतदण्डः स्वयं राज्ञा लेभे शूद्रः सतां गतिम् ।
तपसा दुश्चरेणापि न स्वमार्गविलङ्घिना ॥५३॥

रघुनाथोऽप्यगस्त्येन मार्गसंदर्शितात्मना ।
महौजसा संयुयुजे शरत्काल इवेन्दुना ॥५४॥

कुम्भयोनिरलंकारं तस्मै दिव्यपरिग्रहम् ।
ददौ दत्तं समुद्रेण पीतेनेवात्मनिष्क्रयम् ॥५५॥

तं दधन्मैथिलीकण्ठनिर्व्यापारेण बाहुना ।
पश्चान्निववृते रामः प्राक्परासुर्द्विजात्मजः ॥५६॥

तस्य पूर्वोदितां निन्दां द्विजः पुत्रसमागतः ।
स्तुत्या निवर्तयामास त्रातुर्वैवस्वतादपि ॥५७॥

तमध्वराय मुक्ताश्वं रक्षःकपिनरेश्वराः ।
मेघाः सस्यमिवाम्भोभिरभ्यवर्षन्नुपायनैः ॥५८॥

સભા મધ્યે નિહાળે એ સેવાતા સૌ સભાસદે
રામ, સીતા તણા ત્યાગે માત્ર પૃથ્વી તણા પતિ. ૩૯

જ્યેષ્ઠે, નમંત લવણ-હન્તાને અભિનન્દિયા :
કાલનેમિ-વધે રાજી ઇન્દ્ર જે વિધ વિષ્ણુને. ૪૦

પૂછ્યે, કુશળતા ભાખી રામને, — પુત્રજન્મ ના;
'અવસરે સુતો પોતે સોંપશે' કવિ-વેણુથી. ૪૧

તહીં કો ગામનો વિપ્ર મૃત બાલક પુત્રને
લૈ ખોળે, ભૂપના રાજદ્વારમાં પોક મૂકતો : ૪૨

'વસુધા, દશરથ જાતાં તારી શોકભરી દશા :
અધિકાં દુઃખ પામી તું, રામના હાથમાં પડ્યે.' ૪૩

શોકનું કારણ સૂણી, લજ્જાતા રામ, રક્ષક :
રાજ્યે ઇક્ષ્વાકુના સ્પર્શ્યું અકાળે મૃત્યુ ના કદી. ૪૪

'ઘડીક સહજો'; એમ આશ્વાસી દ્વિજને દુઃખી,
સ્મર્યું પુષ્પકને રામે જીતવા યમરાજને. ૪૫

શસ્ત્રો લઈ, વિરાજીને વિમાને, રામ ઊપડ્યા :
ત્યાં, વાણી ઉચ્ચરે એને, ગૂઢ રૂપે સરસ્વતી : ૪૬

'રાજા, પ્રજા મહીં તારી કો અધર્મ પ્રવર્તતો :
શોધી, શમાવતાં એને, કૃતકૃત્ય થઈશ તું.' ૪૭

આ આપ્ત-વચને, રામ વેગથી નિશ્ચલ ધ્વજે
ઢૂંઢે સૌ દિશને, વર્ણાશ્રમનો લોપ શામવા. ૪૮

दिग्भ्यो निमन्त्रिताश्चैनमभिजग्मुर्महर्षयः ।
न भौमान्येव धिष्ण्यानि हित्वा ज्योतिर्मयान्यपि ॥५९॥

उपशल्यनिविष्टैस्तैश्चतुर्द्वारमुखी बभौ ।
अयोध्या सृष्टलोकेव सद्यः पैतामही तनुः ॥६०॥

श्लाघ्यस्त्यागोऽपि वैदेह्याः पत्युः प्राग्वंशवासिनः ।
अनन्यजानेः सैवासीद्यस्माज्जाया हिरण्मयी ॥६१॥

विधेरधिकसंभारस्ततः प्रववृते मखः ।
आसन्यत्र क्रियाविघ्ना राक्षसा एव रक्षिणः ॥६२॥

अथ प्राचेतसोपज्ञं रामायणमितस्ततः ।
मैथिलेयौ कुशलवौ जगतुर्गुरुचोदितौ ॥६३॥

वृत्तं रामस्य वाल्मीकेः कृतिस्तौ किंनरस्वनौ ।
किं तद्येन मनो हर्तुमलं स्यातां न शृण्वताम् ॥६४॥

रूपे गीते च माधुर्यं तयोस्तज्ज्ञैर्निवेदितम् ।
ददर्श सानुजो रामः शुश्राव च कुतूहली ॥६५॥

तद्गीतश्रवणैकाग्रा संसदश्रुमुखी बभौ ।
हिमनिष्यन्दिनी प्रातर्निर्वातेव वनस्थली ॥६६॥

वयोवेषविसंवादि रामस्य च तयोस्तदा ।
जनता प्रेक्ष्य सादृश्यं नाक्षिकम्पं व्यतिष्ठत ॥६७॥

उभयोर्न तथा लोकः प्रावीण्येन विसिष्मिये ।
नृपतेः प्रीतिदानेषु वीतस्पृहतया यथा ॥६८॥

ત્યાં, ધૂંવે લાલ-આંખાળા, વળગી વૃક્ષડાળને,
ઊંધાં મોઢે તપંતા કો તપસ્વીને નિહાળતા. ૪૯

નૃપે નામ અને વંશ પૂછ્યે, ઉત્તર એ દિયે:
દેવત્વ પામવા ઇચ્છું, શૂદ્ર શંબુક નામનો, ૫૦

તપમાં અનધિકારે, પ્રજાને દુઃખ આપતા
એનો વધ કરી નક્કી, રામ શસ્ત્ર ઉઠાવતા. ૫૧

પદ્મ શું - હિમથી દાઝ્યા કેસરે તણખા થકી
દાઝ્યા દાઢી-મૂંછાળું એ મ્હોં પાડ્યું કંઠ-નાળથી. ૫૨

સ્વયં રાજાથી દંડાતાં, પામિયો શૂદ્ર સદ્‌ગતિ:
ન જે પામ્યો તપી તીવ્ર, ઓળંગી નિજ માર્ગને. ૫૩

અગસ્ત્ય અતિ ઓજસ્વી ત્યાં તો રાઘવને મળ્યા
પંથે જતાં, શરદ્ ઋતુ મળે છે જ્યમ ચન્દ્રને. ૫૪

અગસ્ત્યે એમને દીધું ઘરેણું દેવ-યોગ્ય, જે
પીધેલા સિન્ધુએ દીધું હતું, - શું મૂલ્ય બાનનું! ૫૫

એ રામે વ્હેર્યું બાહુએ, - સીતા-સ્પર્શથી વેગળા;
ને વળ્યા; એમની પ્હેલાં વળ્યો જ્યાં દ્વિજનો સુત. ૫૬

યમના દ્વારથી યે તે પુત્રને વાળનાર એ
રામની સ્તુતિથી, વાળી લીધી નિન્દા કરી, દ્વિજે. ૫૭

યજ્ઞાર્થે છોડતાં અશ્વ, રાક્ષસો, કપિઓ, નૃપો
રામ-પે ભેટ વર્ષંતા, બીજ-પે શું ઘનો, જલો. ૫૮

गेये को नु विनेता वां कस्य चेयं कृतिः कवेः ।
इति राज्ञा स्वयं पृष्टौ तौ वाल्मीकिमशंसताम् ॥६९॥

अथ सावरजो रामः प्राचेतसमुपेयिवान् ।
ऊरीकृत्यात्मनो देहं राज्यमस्मै न्यवेदयत् ॥७०॥

स तावाख्याय रामाय मैथिलेयौ तदात्मजौ ।
कविः कारुणिको वव्रे सीतायाः संपरिग्रहम् ॥७१॥

तात ! शुद्धा समक्षं नः स्नुषा ते जातवेदसि ।
दौरात्म्याद्रक्षसस्तां तु नात्रत्याः श्रद्दधुः प्रजाः ॥७२॥

ताः स्वचारित्रमुद्दिश्य प्रत्याययतु मैथिली ।
ततः पुत्रवतीमेनां प्रतिपत्स्ये त्वदाज्ञया ॥७३॥

इति प्रतिश्रुते राज्ञा जानकीमाश्रमान्मुनिः ।
शिष्यैरानाययामास स्वसिद्धिं नियमैरिव ॥७४॥

अन्येद्युरथ काकुत्स्थः संनिपात्य पुरौकसः ।
कविमाह्वाययामास प्रस्तुतप्रतिपत्तये ॥७५॥

स्वरसंस्कारवत्यासौ पुत्राभ्यामथ सीतया ।
ऋचेवोदर्चिषं सूर्यं रामं मुनिरुपस्थितः ॥७६॥

काषायपरिवीतेन स्वपदार्पितचक्षुषा ।
अन्वमीयत शुद्धेति शान्तेन वपुषैव सा ॥७७॥

जनास्तदालोकपथात्प्रतिसंहृतचक्षुषः ।
तस्थुस्तेऽवाङ्मुखाः सर्वे फलिता इव शालयः ॥७८॥

આમન્ત્રણ થકી આવ્યા સૌ દિશાથી મહર્ષિઓ;
ન માત્ર પૃથિવીમાંથી, જ્યોતિર્લોકો મહીંથી યે. ૫૯

ચારે દ્વારે ઋષિવાસે અયોધ્યા શોભી ઊઠતી,
સૃષ્ટિ તાજી રચેલા શું બ્રહ્માના મુખ ચાર શી. ૬૦

એકપત્નીવ્રતે કીધો સીતાત્યાગ ય સ્તુત્ય, કે
યજ્ઞશાલા મહીં પત્ની સીતાની જ, સુવર્ણની. ૬૧

વિધિથી વધુ સામગ્રી સાથે યજ્ઞ શરૂ કર્યો:
યજ્ઞે વિઘ્ન કરંતા તે રાક્ષસો રક્ષકો થયા. ૬૨

ત્યારે, વાલ્મીકિએ સર્જ્યું રામાયણ, અહીં-તહીં
ગાતા, ગુરુ તણાં વેણે; ભાઈઓ કુશ ને લવ. ૬૩

રામ-જીવન, વાલ્મીકિ-કૃતિ, કિન્નર-કંઠી બે:
શાને મન હરે ના એ, આ કથા સુણનારનાં? ૬૪

માધુર્ય એમનું રૂપે, ગીતે તજ્જ્ઞે નિવેદતાં,
રામે બન્ધુ સહે એને જોયા, સૂણ્યા કુતૂહલે. ૬૫

સુણતાં ગાન એકાગ્ર, આંસુએ શોભતી સભા;
વનભૂમિ પ્રભાતે શું નિવાતે હિમ ખેરતી! ૬૬

વય ને વેષમાં જુદા એમનું રામની સહે
સરખું રૂપ ન્યાળંતાં, અનિમેષ જ આંખ સૌ. ૬૭

કૌશલ્યે એમનાં, એવું લોકો પામ્યા ન વિસ્મય;
જેવું નૃપ તણાં ખ્હોળાં દાને નિઃસ્પૃહભાવથી. ૬૮

तां दृष्टिविषये भर्तुर्मुनिरास्थितविष्टरः ।
कुरु निःसंशयं वत्से ! स्ववृत्ते लोकमित्यशात् ॥७९॥

अथ वाल्मीकिशिष्येण पुण्यमावर्जितं पयः ।
आचम्योदीरयामास सीता सत्यां सरस्वतीम् ॥८०॥

वाङ्मनकर्मभिः पत्यौ व्यभिचारो यथा न मे ।
तथा विश्वंभरे देवि ! मामन्तर्धातुमर्हसि ॥८१॥

एवमुक्ते तया साध्व्या रन्ध्रात्सद्योभवाद्भुवः ।
शातहृदमिव ज्योतिः प्रभामण्डलमुद्ययौ ॥८२॥

तत्र नागफणोत्क्षिप्तसिंहासननिषेदुषी ।
समुद्ररशना साक्षात्प्रादुरासीद्वसुंधरा ॥८३॥

सा सीतामङ्कमारोप्य भर्तृप्रणिहितेक्षणाम् ।
मा मेतिव्याहरत्येव तस्मिन्पातालमभ्यगात् ॥८४॥

धरायां तस्य संरम्भं सीताप्रत्यर्पणैषिणः ।
गुरुर्विधिबलापेक्षी शमयामास धन्विनः ॥८५॥

ऋषीन्विसृज्य यज्ञान्ते सुहृदश्च पुरस्कृतान् ।
रामः सीतागतं स्नेहं निदधे तदपत्ययोः ॥८६॥

युधाजितश्च संदेशात्स देशं सिन्धुनामकम् ।
ददौ दत्तप्रभावाय भरताय भृतप्रजः ॥८७॥

भरतस्तत्र गन्धर्वान्युधि निर्जित्य केवलम् ।
आतोद्यं ग्राहयामास समत्याजयदायुधम् ॥८८॥

આ ગાતાં શીખવ્યું કોણે? ને કયા કવિની કૃતિ?'
પૂછતાં રામ પોતે, એ નામ વાલ્મીકિનું વદે. ૬૯

ને રામ ભાઈઓ સાથે વાલ્મીકિ કને ગયા:
રાખીને માત્ર પોતાને, આખું યે રાજ્ય અર્પિયું. ૭૦

રામને ઓળખાવે એ સીતાના બેઉ એ સુતો:
યાચે વળી કરુણાળુ કવિ સ્વીકાર સીતનો. ૭૧

'તાત, સૌ સમ્મુખે અગ્નિશુદ્ધ થૈ આ વધૂ, છતાં
દુરાત્મા રાક્ષસ; તેથી પ્રજા આ વિશ્વસે નહીં. ૭૨

'સ્વ-ચારિત્ર મહીં શ્રદ્ધા જન્માવે સર્વને સીતા;
પછી, સ્વીકારું પુત્રોની સાથે, આજ્ઞાથી આપની. ૭૩

નૃપની આ પ્રતિજ્ઞાથી આશ્રમે શિષ્ય મોકલી,
સીતાને મુનિ બોલાવે, તપથી જેમ સિદ્ધિને. ૭૪

અને બીજે દિને રામે બોલાવ્યા પુરવાસીઓ,
કાર્યના અનુસંધાને; કવિ વાલ્મીકિને ય તે. ૭૫

—સ્વર-સંસ્કારવાળી શું ઋચા—પુત્રો સહે સીતા
સાથે લૈ, સૂર્ય-શા રામ કને આવી ઊભા મુનિ. ૭૬

ભગવું વસ્ત્ર વીંટ્યાથી; આંખથી પગ-અંગૂઠે;
પ્રશાન્ત દેહથી; સીતા-શુદ્ધિ અનુમનાતી ત્યાં. ૭૭

એની નજરથી વાળી ચક્ષુ, નીચા મુખે ઊભા
નગરવાસીઓ; શાલિ નમ્યા શું ફળ-ભારથી. ૭૮

स तक्षपुष्कलौ पुत्रौ राजधान्योस्तदाख्ययोः ।
अभिषिच्याभिषेकार्हौ रामान्तिकमगात्पुनः ॥८९॥

अङ्गदं चन्द्रकेतुं च लक्ष्मणोऽप्यात्मसंभवौ ।
शासनाद्रघुनाथस्य चक्रे कारापथेश्वरौ ॥९०॥

इत्यारोपितपुत्रास्ते जननीनां जनेश्वराः ।
भर्तृलोकप्रपन्नानां निवापान्विदधुः क्रमात् ॥९१॥

उपेत्य मुनिवेषोऽथ कालः प्रोवाच राघवम् ।
रहःसंवादिनौ पश्येदावां यस्तं त्यजेरिति ॥९२॥

तथेति प्रतिपन्नाय विवृतात्मा नृपाय सः ।
आचख्यौ दिवमध्यास्व शासनात्परमेष्ठिनः ॥९३॥

विद्वानपि तयोर्द्वाःस्थः समयं लक्ष्मणोऽभिनत् ।
भीतो दुर्वाससः शापाद्रामसंदर्शनार्थिनः ॥९४॥

स गत्वा सरयूतीरं देहत्यागेन योगवित् ।
चकारावितथां भ्रातुः प्रतिज्ञां पूर्वजन्मनः ॥९५॥

तस्मिन्नात्मचतुर्भागे प्राङ्नाकमधितस्थुषि ।
राघवः शिथिलं तस्थौ भुवि धर्मस्त्रिपादिव ॥९६॥

स निवेश्य कुशावत्यां रिपुनागाङ्कुशं कुशम् ।
शरावत्यां सतां सूक्तैर्जनिताश्रुलवं लवम् ॥९७॥

उदक्प्रतस्थे स्थिरधीः सानुजोऽग्निपुरःसरः ।
अन्वितः पतिवात्सल्याद्गृहवर्जमयोध्यया ॥९८॥

રામ પાસે બિરાજેલા આજ્ઞા દે મુનિ, 'પુત્રી હે,
સ્વ-ચરિત્રે કરો સૌને નિઃશંક, પતિ સમ્મુખે.' ૭૯

ત્યારે, વાલ્મીકિના શિષ્યે લાવેલા જલને શુચિ,
આચમીને, સીતા સાચી વાણી આ ઉચ્ચરી રહે: ૮૦

'મન, વાણી અને કર્મ થકી જો હું પતિવ્રતા,
તો, હે વિશ્વંભરા દેવી! સમાવી લે મને તુંમાં.' ૮૧

આમ સાધ્વી વદે છે ત્યાં ભૂ ફાટી, આવ્યું ઊછળી,
અગારા મારતી વીજ જેવું ચક્કર તેજનું. ૮૨

તેમાં શેષની ફેણો-પે સિંહાસન પરે સ્વયમ્
પ્રગટ્યા પૃથિવીદેવી સાક્ષાત્ સિન્ધુની મેખલે. ૮૩

પતિને નીરખી ર્‌હેતી સીતાને લઈ ખોળલે,
'મા, મા' રામ કરે છે ત્યાં એ પાતાલે પ્રવેશતા. ૮૪

સીતાને પાછી લેવાને ક્રોધે રામે ધર્યું ધનુ:
ત્યાં એને કરતા શાન્ત બ્રહ્મા, જોઈ વિધિબળ. ૮૫

યજ્ઞાન્તે ઋષિ-સ્નેહીને સત્કારીને વિદા દીધી:
અને વાળી લીધી રામે સીતા-પ્રીતિ સુતો મહીં. ૮૬

યુધાજિત તણાં ક્‌હેણે પ્રજારક્ષક રાઘવે
દીધો ભરતને સિન્ધુ દેશ, સાથે સમૃદ્ધિ યે. ૮૭

ત્યાં યુદ્ધે ભરતે જીત્યા ગન્ધર્વો; હાથ માંહિંથી
છોડાવ્યા હથિયારોને, ને વીણા કરમાં દીધી. ૮૮

जगृहुस्तस्य चित्तज्ञाः पदवीं हरिराक्षसाः ।
कदम्बमुकुलस्थूलैरभिवृष्टां प्रजाश्रुभिः ॥९९॥
उपस्थितविमानेन तेन भक्तानुकम्पिना ।
चक्रे त्रिदिवनिःश्रेणिः सरयूरनुयायिनाम् ॥१००॥
यद्गोप्रतरकल्पोऽभूत्संमर्दस्तत्र मज्जताम् ।
अतस्तदाख्यया तीर्थं पावनं भुवि पप्रथे ॥१०१॥
स विभुर्विबुधांशेषु प्रतिपन्नात्ममूर्तिषु ।
त्रिदशीभूतपौराणां स्वर्गान्तरमकल्पयत् ॥१०२॥
निर्वर्त्यैवं दशमुखशिरश्छेदकार्यं सुराणां
विष्वक्सेनः स्वतनुमविशत्सर्वलोकप्रतिष्ठाम् ।
लङ्कानाथं पवनतनयं चोभयं स्थापयित्वा
कीर्तिस्तम्भद्वयमिव गिरौ दक्षिणे चोत्तरे च ॥१०३॥

તક્ષ-પુષ્કલ પુત્રોને – યોગ્ય જે અભિષેકને –
એ નામી પુરમાં સ્થાપી, ફરી રામ કને ગયો. ૮૯

લક્ષ્મણે યે સુતો બન્ને અંગદ-ચન્દ્રકેતુને
કારાપથ તણું સોંપ્યું રાજ્ય, આજ્ઞાથી રામની. ૯૦

આમ એ સૌ નરેન્દ્રોએ પુત્રો સ્થાપી, પતિ કને
ગયેલી જનનીઓનાં શ્રાદ્ધાદિ સૌ કર્યાં ક્રમે. ૯૧

મુનિ-વેષે તહીં આવી કાળે રાઘવને કહ્યું:
'આપણી ખાનગી વાત સુણે તેને તજો તમો.' ૯૨

'ભલે' કહ્યું નૃપે; ત્યારે નિજ રૂપે પ્રકાશતા:
ને દે આદેશ બ્રહ્માનો, 'પધારો સ્વર્ગમાં હવે.' ૯૩

મળવા રામને આવે દુર્વાસા તહીં: લક્ષ્મણ
દ્વારે ઊભા – ડરી શાપે – પ્રવેશે, જાણતાં છતાં. ૯૪

અને જૈ સરયૂ-તીરે, યોગજ્ઞે દેહત્યાગથી
સાચી પડી પ્રતિજ્ઞાને, જે કરી જ્યેષ્ઠ બન્ધુએ. ૯૫

ભાગ ચોથો નિજ સ્વર્ગે પોતા પ્હેલાં પહોંચતાં,
રહ્યા ઢીલા થઈ રામ ભૂ-પે, ધર્મ ત્રિ-પાદ શું. ૯૬

– અંકુશ, રિપુ-હાથીના – કુશને દે કુશાવતી,
સૂક્તે ભીંજાવતા આંખો લવને દે શરાવતી, ૯૭

સ્થિર-ધી, ભાઈઓ સાથે, અગ્નિ લે, દિશ ઉત્તરે
જતા, પૂંઠે અયોધ્યા યે, સ્વામી-પ્રેમે તજી ગૃહો. ૯૮

## षोडशः सर्गः ।

अथेतरे सप्तरघुप्रवीरा
ज्येष्ठं पुरोजन्मतया गुणैश्च ।
चक्रुः कुशं रत्नविशेषभाजं
सौभ्रात्रमेषां हि कुलानुसारि ॥१॥

ते सेतुवार्तागजबन्धमुख्यै-
रभ्युच्छ्रिताः कर्मभिरप्यवन्ध्यैः ।
अन्योन्यदेशप्रविभागसीमां
वेलां समुद्रा इव न व्यतीयुः ॥२॥

चतुर्भुजांशप्रभवः स तेषां
दानप्रवृत्तेरनुपारतानाम् ।
सुरद्विपानामिव सामयोनि-
र्भिन्नोऽष्टधा विप्रससार वंशः ॥३॥

अथार्धरात्रे स्तिमितप्रदीपे
शय्यागृहे सुप्तजने प्रबुद्धः ।
कुशः प्रवासस्थकलत्रवेषा-
मदृष्टपूर्वां वनितामपश्यत् ॥४॥

રામનું ચિત્ત જાણંતા વાનરો – રાક્ષસો ગયા,
કદમ્બ-કળી શાં મોટાં – પ્રજા-આંસુ–ભીના–પથે. ૯૯

વિમાન આવતાં, રામે ભક્તો-પે પ્રેમથી કરી,
પૂંઠે આવી પ્રજા માટે સરયૂ, સ્વર્ગની સીડી. ૧૦૦

ડૂબકી મારતા લોકો ગીચ; ગોધણ શું તરે!
તેથી, તીર્થ શુચિ, ખ્યાત ત્યાં 'ગોપ્રતર' નામનું. ૧૦૧

સુગ્રીવાદિ ફરી દૈવી નિજ રૂપ ધરે: વિભુ
રચે, દેવત્વ પામેલા જનાર્થે સ્વર્ગ નૂતન. ૧૦૨

આવી રીતે દશમુખ-શિરો છેદીને, દેવકાર્યે,
રામ સ્થાપે વિભીષણ-હનૂમાનને – કીર્તિસ્થંભો
જાણે બે – દક્ષિણગિરિ અને ઉત્તરાદ્રિ પરે ચે:
પાછા વિષ્ણુ નિજ સ્વરૂપ ધારંત, – જે ધામ સૌનું. ૧૦૩

सा साधुसाधारणपार्थिवर्द्धेः
स्थित्वा पुरस्तात्पुरुहूतभासः ।
जेतुः परेषां जयशब्दपूर्वं
तस्याञ्जलिं बन्धुमतो बबन्ध ।।५।।

अथानपोढार्गलमप्यगारं
छायामिवादर्शतलं प्रविष्टाम् ।
सविस्मयो दाशरथेस्तनूजः
प्रोवाच पूर्वार्धविसृष्टतल्पः ।।६।।

लब्धान्तरा सावरणेऽपि गेहे
योगप्रभावो न च लक्ष्यते ते ।
बिभर्षि चाकारमनिर्वृतानां
मृणालिनी हैममिवोपरागम् ।।७।।

का त्वं शुभे ! कस्य परिग्रहो वा
किं वा मदभ्यागमकारणं ते ।
आचक्ष्व मत्वा वशिनां रघूणां
मनः परस्त्रीविमुखप्रवृत्ति ।।८।।

तमब्रवीत्सा गुरुणानवद्या
या नीतपौरा स्वपदोन्मुखेन ।
तस्याः पुरः संप्रति वीतनाथां
जानीहि राजन्नधिदेवतां माम् ।।९।।

# સર્ગ સોળમો

પછી બીજા સાત રઘુવીરોએ
જન્મે, ગુણોથી કુશ બન્ધુ-જ્યેષ્ઠ-ને
અપ્યું બધું શ્રેષ્ઠ : કુલાનુસારી
રીતે બધા ભાઈ ચહે પરસ્પર. ૧

સૌ સેતુ-ખેતી-ગજપાલનાદિથી
સમર્થ, સર્વે સફળ ક્રિયાથી;
પોતા તણા રાજ્યની સીમ ના વટે;
વટે નહીં જેમ સમુદ્ર તીરને. ૨

એ વિષ્ણુના અંશથી ઉદ્‌ભવેલો,
ને સામ-જન્મેલ દિશા-ગજો સમો,
વહાવી રહેતો અણથંભ દાનને
અષ્ટ પ્રવાહો મહિં વંશ વિસ્તર્યો. ૩

ત્યાં મધ્યરાત્રે સ્થિર દીપવાળા
શય્યાગૃહે નીંદરતાં બધાં જ્યાં,
ને માત્ર જાગે કુશ ત્યાં, અજાણી કો
સ્ત્રીને જુએ પ્રોષિતભર્તૃકા-શી. ૪

वस्वौकसारामभिभूय साहं
सौराज्यबद्धोत्सवया विभूत्या ।
समग्रशक्तौ त्वयि सूर्यवंश्ये
सति प्रपन्ना करुणामवस्थाम् ॥१०॥

विशीर्णतल्पाट्टशतो निवेशः
पर्यस्तसालः प्रभुणा विना मे ।
विडम्बयत्यस्तनिमग्नसूर्यं
दिनान्तमुग्रानिलभिन्नमेघम् ॥११॥

निशासु भास्वत्कलनूपुराणां
यः संचरोऽभूदभिसारिकाणाम् ।
नदन्मुखोल्काविचितामिषाभिः
स वाह्यते राजपथः शिवाभिः ॥१२॥

आस्फालितं यत्प्रमदाकराग्रै-
र्मृदङ्गधीरध्वनिमन्वगच्छत् ।
वन्यैरिदानीं महिषैस्तदम्भः
शृङ्गाहतं क्रोशति दीर्घिकाणाम् ॥१३॥

वृक्षेशया यष्टिनिवासभङ्गा-
न्मृदङ्गशब्दापगमादलास्याः ।
प्राप्ता दवोल्काहतशेषबर्हाः
क्रीडामयूरा वनबर्हिणत्वम् ॥१४॥

ઇન્દ્ર-પ્રભાળો, અરિને જીતેલા,
રૂડા નૃપાળો શી સમૃદ્ધિવાળા,
ને બન્ધુવાળાની સમક્ષ ઊભી,
જોડી કરો, એ ‘જય’ શબ્દ બોલી. ૫

છે બારણે આગળિયો દીધેલો;
છતાં પ્રવેશેલ શું બિમ્બ દર્પણે;
-સૂતેલ બેઠો થઈ રામનો સુત
આશ્ચર્યથી એ વનિતા પ્રતિ વદે: ૬

‘ભીડેલ દ્વારો, તદપિ પ્રવેશી:
દેખાય ના યોગ-પ્રભાવ તુંમાં:
દુઃખે ભરી આકૃતિ દીસતી તુજ;
-મૃણાલિનીપે હિમ શું પડેલું! ૭

શુભે, તું છે કોણ? તું પત્ની કોની?
ને આંહિં આવી મુજ પાસ શાને?
પર સ્ત્રીઓથી વિમુખાં, જિતેન્દ્રિય
છે રાઘવોનાં મન, જાણી, બોલ તું.’ ૮

નિર્દોષ બોલે: ‘નૃપ, જાણી લે મને;
પુરી અયોધ્યા તણી દેવતા હું:
અનાથ હોવાં; તુજ તાત પોતે
સ્વ-ધામ જાતાં, વસતિ લઈ જતાં. ૯

सोपानमार्गेषु च येषु रामा
निक्षिप्तवत्यश्चरणान्सरागान् ।
सद्योहतन्यङ्कुभिरस्रदिग्धं
व्याघ्रैः पदं तेषु निधीयते मे ॥१५॥

चित्रद्विपाः पद्मवनावतीर्णाः
करेणुभिर्दत्तमृणालभङ्गाः ।
नखाङ्कुशाघातविभिन्नकुम्भाः
संरब्धसिंहप्रहृतं वहन्ति ॥१६॥

स्तम्भेषु योषित्प्रतियातनाना-
मुत्क्रान्तवर्णक्रमधूसराणाम् ।
स्तनोत्तरीयाणि भवन्ति सङ्गा-
न्निर्मोकपट्टाः फणिभिर्विमुक्ताः ॥१७॥

कालान्तरश्यामसुधेषु नक्त-
मितस्ततो रूढतृणाङ्कुरेषु ।
त एव मुक्तागुणशुद्धयोऽपि
हर्म्येषु मूर्च्छन्ति न चन्द्रपादाः ॥१८॥

आवर्ज्य शाखाः सदयं च यासां
पुष्पाण्युपात्तानि विलासिनीभिः ।
वन्यैः पुलिन्दैरिव वानरैस्ताः
क्लिश्यन्त उद्यानलता मदीयाः ॥१९॥

સુ-રાજ્યમાં ઉત્સવની પરમ્પરા –
મહીં વિશેષે અલકાપુરીથી;
તું સૂર્યવંશી સબળો, છતાં યે
આવી પડી દીન દશા વિષે હું. ૧૦

સ્વામી વિના તૂટી પડ્યા ઝરૂખે,
અગાસી ને ઘુમ્મટ, કોટ-કાંગરે;
રવિ જતાં આથમી, વા-ઝડીએ
વીંખેલ મેઘો ભરી સાંજ-શી હું. ૧૧

જે રાજમાર્ગે ચમકંત નૂપુરો
પ્હેરેલ મંજુ અભિસારિકાઓ
સ્હેલી રહેતી, અવ ત્યાં નદંત-મ્હોં –
– ઝાળે ઢૂંઢી માંસ રહી શિયાળ્યો. ૧૨

થપાટ ખાતાં, પ્રમદા-હથેળીની,
વાવોનું વારિ ધ્વનતું મૃદંગ શું,
પાડા તણાં જંગલી શીંગડાંથી
વીંધાઈને એ કરતું વિલાપો. ૧૩

ભાંગી જતાં પિંજર, વૃક્ષમાં વસ્યા;
ને નૃત્ય-ન્હોણાં, ન મૃદંગ સૂણતાં;
દાવાનળે શેષ–પિંછાળ મોરલા
પાળેલ, તે જંગલી મોર-શા થતા. ૧૪

रात्रावनाविष्कृतदीपभासः
कान्तामुखश्रीवियुता दिवापि ।
तिरस्क्रियन्ते कृमितन्तुजालै-
र्विच्छिन्नधूमप्रसरा गवाक्षाः ॥२०॥

बलिक्रियावर्जितसैकतानि
स्नानीयसंसर्गमनाप्नुवन्ति ।
उपान्तवानीरगृहाणि दृष्ट्वा
शून्यानि दूये सरयूजलानि ॥२१॥

तदर्हसीमां वसतिं विसृज्य
मामभ्युपैतुं कुलराजधानीम् ।
हित्वा तनुं कारणमानुषीं तां
यथा गुरुस्ते परमात्ममूर्तिम् ॥२२॥

तथेति तस्याः प्रणयं प्रतीतः
प्रत्यग्रहीत्प्राग्रहरो रघूणाम् ।
पूरप्यभिव्यक्तमुखप्रसादा
शरीरबन्धेन तिरोबभूव ॥२३॥

तदद्भुतं संसदि रात्रिवृत्तं
प्रातर्द्विजेभ्यो नृपतिः शशंस ।
श्रुत्वा त एनं कुलराजधान्या
साक्षात्पतित्वे वृतमभ्यनन्दन् ॥२४॥

લાક્ષા-રસે ભીની પદોની પંક્તિ જ્યાં
સીડી પરે પાડતી સુન્દરીઓ;
તાજા – હણેલા – મૃગ – રક્ત – ભીના
પંજા પડે છે તહિં વાઘના હવાં. ૧૫

આળેખિયા પલ્લવને ગજોનાં
– દે હાથીને હાથણીઓ મૃણાલ જ્યાં –
કુમ્ભસ્થળે – કોપિત – સિંહ – ચીર્યાં –
પડી રહ્યાં ન્હોર તણાં નિશાનો. ૧૬

સ્થંભો પરે કોતરી કાઢી નારીના
– રંગો ગયા ઊપટી, ધૂળિયા થયા –
સ્તનો પરે ચોળી સમી થઈ રહી,
ફણીધરે છોડી દીધેલ કાંચળી. ૧૭

વર્ષો જતાં, શ્યામ પડ્યા મહેલમાં
જ્યાં-ત્યાં ઊગ્યાંથી તૃણ, ચન્દ્ર-રશ્મિઓ
– મોતીની સેરો સમ ઊજળાં, છતાં –
હવે નિશાએ પ્રતિબિમ્બતા નથી. ૧૮

નમાવી ડાળી, કરુણાથી જેનાં
ચૂંટંતી'તી ફૂલ વિલાસિનીઓ;
એ મારી ઉદ્યાનની વેલીઓ હવે
પીડાય છે જંગલી વાનરોથી. ૧૯

कुशावतीं श्रोत्रियसात्स कृत्वा
यात्रानुकूलेऽहनि सावरोधः ।
अनुद्रुतो वायुरिवाभ्रवृन्दैः
सैन्यैरयोध्याभिमुखः प्रतस्थे ॥२५॥

सा केतुमालोपवना बृहद्भि-
र्विहारशैलानुगतेव नागैः ।
सेना रथोदारगृहा प्रयाणे
तस्याभवज्जंगमराजधानी ॥२६॥

तेनातपत्रामलमण्डलेन
प्रस्थापितः पूर्वनिवासभूमिम् ।
बभौ बलौघः शशिनोदितेन
वेलामुदन्वानिव नीयमानः ॥२७॥

तस्य प्रयातस्य वरूथिनीनां
पीडामपर्याप्तवतीव सोढुम् ।
वसुंधरा विष्णुपदं द्वितीय-
मध्यारुरोहेव रजश्छलेन ॥२८॥

उद्यच्छमाना गमनाय पश्चा-
त्पुरो निवेशे पथि च व्रजन्ती ।
सा यत्र सेना ददृशे नृपस्य
तत्रैव सामग्र्यमतिं चकार ॥२९॥

ન દીપ-તેજે ઝગતા નિશાએ;
દિને સ્ત્રીઓની મુખ-કાન્તિ-વ્હોણાં;
અટારીઓમાં પડદા, કરોળિયા –
જાળાં તણા – ઢાંકત ધૂમ-રેખને. ૨૦

બલિ-ક્રિયા વ્હોણી જ રેતીવાળા;
ન સ્નાન – ચૂર્ણો અવ પામનારા;
કાંઠે સૂતાં નેતરનાં ગૃહાળાં
સૂર્ય-જળો નીરખતાં, બળું છું. ૨૧

તો યોગ્ય કે આ તજી, આવ પાછો,
મારી કને તું, કુલ-રાજધાનીમાં;
સ-કારણે માનવ-દેહ ધારી,
તજી, યથા રામ વળ્યા સ્વ-ધામમાં.' ૨૨

'ભલે', કહીને સુપ્રસન્ન રાઘવે
એની સ્વીકારી લીધી પ્રાર્થનાને:
પ્રસન્નતા વ્યક્ત થતા મુખે ત્યાં
અદૃશ્ય થાતા પુર-દેવતા યે. ૨૩

રાત્રે બન્યું અદ્ભુત એ સવારે
પુરોહિતોને નૃપ ત્યાં કહેતો:
સુણંત, સાક્ષાત્ કુલ-રાજધાનીએ
વરેલ જાણી, અભિનન્દનો દે. ૨૪

तस्य द्विपानां मदवारिसेका-
त्खुराभिघाताच्च तुरंगमाणाम् ।
रेणुः प्रपेदे पथि पङ्कभावं
पङ्कोऽपि रेणुत्वमियाय नेतुः ॥३०॥

मार्गैषिणी सा कटकान्तरेषु
वैन्ध्येषु सेना बहुधा विभिन्ना ।
चकार रेवेव महाविरावा
बद्धप्रतिश्रुन्ति गुहामुखानि ॥३१॥

स धातुभेदारुणयाननेमिः
प्रभुः प्रयाणध्वनिमिश्रतूर्यः ।
व्यलङ्घयद्विन्ध्यमुपायनानि
पश्यन्पुलिन्दैरुपपादितानि ॥३२॥

तीर्थे तदीये गजसेतुबन्धा-
त्प्रतीपगामुत्तरतोऽस्य गङ्गाम् ।
अयत्नबालव्यजनीबभूवु-
र्हंसा नभोलङ्घनलोलपक्षाः ॥३३॥

स पूर्वजानां कपिलेन रोषा-
द्भस्मावशेषीकृतविग्रहाणाम् ।
सुरालयप्राप्तिनिमित्तमम्भ-
स्त्रैस्रोतसं नौलुलितं ववन्दे ॥३४॥

કુશાવતી શ્રોત્રિયને દઈને,
સારે દિં, અંતઃપુર લૈ, કરે કુશ
પ્રસ્થાન,—સેના વહેતી પદે પદે:
વાયુની પૂંઠે જયમ મેઘ-વૃન્દો. ૨૫

ઘણી ધજાએ, બહુ બાગ વાળી;
વિહાર-શૈલાળી, મહા ગજોથી;
રથોથી, મ્હેલો સુ-વિશાળવાળી;
સેના થઈ જંગમ રાજધાની. ૨૬

માથે ધર્યા ઉજ્જ્વલ છત્રવાળો,
સેના વહંતો કુશ, જૂની ભૂમિમાં,
શોભી રહ્યો, તીર ભણી સમુદ્રને
વહી રહેલા શશિરાજ જેવો. ૨૭

એ સૈન્યની કૂચની પીડ ભારી
સહી શકાતાં ન જરી, વસુન્ધરા
વિષ્ણુ તણા ધામ બીજા વિષે, ઊંચે
ચડી રહી, ધૂળનું રૂપ શું ધરી! ૨૮

ધપી રહેતાં ત્યહિં સૈન્યનાં દળો,
સૌ મોખરે, મધ્ય મહીં ય, છેલ્લે,
જ્યાં નીરખો ત્યાં દળ એક એક એ
દીસી રહે, સૈન્ય સમગ્ર જેવું. ૨૯

इत्यध्वनः कैश्चिदहोभिरन्ते
कूलं समासाद्य कुशः सरय्वाः ।
वेदिप्रतिष्ठान्विततताध्वराणां
यूपानपश्यच्छतशो रघूणाम् ॥३५॥

आधूय शाखाः कुसुमद्रुमाणां
स्पृष्ट्वा च शीतान्सरयूतरंगान् ।
तं क्लान्तसैन्यं कुलराजधान्याः
प्रत्युज्जगामोपवनान्तवायुः ॥३६॥

अथोपशल्ये रिपुमग्नशल्य-
स्तस्याः पुरः पौरसखः स राजा ।
कुलध्वजस्तानि चलध्वजानि
निवेशयामास बली बलानि ॥३७॥

तां शिल्पिसघाः प्रभुणा नियुक्ता
स्तथागतां संभृतसाधनत्वात् ।
पुरं नवीचक्रुरपां विसर्गा-
न्मेघा निदाघग्लपितामिवोर्वीम् ॥३८॥

ततः सपर्यां सपशूपहारां
पुरः परार्ध्यप्रतिमागृहायाः ।
उपोषितैर्वास्तुविधानविद्भि-
र्निर्वर्तयामास रघुप्रवीरः ॥३९॥

એના ગજોના મદના વહેણે,
તુરંગમોની ખરીના પ્રહારે,
રસ્તા તણી ધૂળથી પંક થાતો,
ને પંક તે ધૂળ બની રહેતો. ૩૦

વિન્ધ્યાદ્રિ, – ખીણો મહિં માર્ગ ઢૂંઢતી,
વ્હેંચાઈ ગૈ કૈંક પ્રવાહ માંહિં,
રેવા સરીખા રવ ઘોરવાળી એ
ગુફા-મુખોને પડઘંત કીધા. ૩૧

ભાંગ્યાથી ગેરુ, રથ-ચક્ર લાલ લૈ,
તૂર્ય-ધ્વનિ-મિશ્રિત સૈન્ય-ઘોષે,
કિરાત-ભેટો પર આંખ ફેરવી,
ઓળંગિયો પર્વત વિન્ધ્ય એણે. ૩૨

ત્યાં તીર્થધામે ગજ-સેતુ બાંધી,
જ્યાં ઊતરે પશ્ચિમ-વ્હેતી ગંગા,
આભે ઊડંતા, ફફડાવી પાંખો,
ઢોળી રહ્યા ચામર, હંસ સ્હેજે. ૩૩

કપિલના રોષથી દગ્ધ પિતૃને
લૈ જાતી સ્વર્ગે, વહતી ત્રિલોકે,
ભાગીરથીનાં જળને પ્રણામતો,
– નૌકા થકી લોલ વિલોલ ડોલતાં. ૩૪

तस्याः स राजोपपदं निशान्तं
कामीव कान्ताहृदयं प्रविश्य ।
यथार्हमन्यैरनुजीविलोकं
संभावयामास यथाप्रधानम् ॥४०॥

सा मन्दुरासंश्रयिभिस्तुरंगैः
शालाविधिस्तम्भगतैश्च नागैः ।
पूराबभासे विपणिस्थपण्या
सर्वाङ्गनद्धाभरणेव नारी ॥४१॥

वसन्स तस्या वसतौ रघूणां
पुराणशोभामधिरोपितायाम् ।
न मैथिलेयः स्पृहयांबभूव
भर्त्रे दिवो नाप्यलकेश्वराय ॥४२॥

अथास्य रत्नग्रथितोत्तरीय-
मेकान्तपाण्डुस्तनलम्बिहारम् ।
निःश्वासहार्यांशुकमाजगाम
घर्मः प्रियावेशमिवोपदेष्टुम् ॥४३॥

अगस्त्यचिह्नादयनात्समीपं
दिगुत्तरा भास्वति संनिवृत्ते ।
आनन्दशीतामिव बाष्पवृष्टिं
हिमस्रुतिं हैमवतीं ससर्ज ॥४४॥

એ રીત, પન્થે દિન કૈંક ગાળી,
પ્હોંચી રહેતાં સરયૂ-તટે, જુએ
વેદી પરે સ્થાપિત કૈંક યૂપો
યજ્ઞો કરંતા બહુ રાઘવો તણા. ૩૫

ખીલી તરુ-ડાળ જરી હલાવતો,
શીળા શીળા સર્યૂ-તરંગ સ્પર્શતો,
થાકેલ એને કુલ-રાજધાનીના
બાગોથી વ્હેતો ડનિલ આવકારતો. ૩૬

શત્રુ-ઉરે શલ્ય પરોવનારા,
શહેરીઓના સુહૃદે, કુલ-ધ્વજે,
શહેર-બાગો મહિં નાખી છાવણી
સેના તણી, ફરકીં રહી ધજાળી. ૩૭

નૃપે કહ્યાથી તહિં શિલ્પી-સંઘે
સૌ સાધને, એ નવલી કરી પુરી;
યથૈવ ગ્રીષ્મે કરમાઈ પૃથ્વીને
નવી કરે છે જળ વર્ષી વાદળાં. ૩૮

કુશે પછીથી પશુનાં દઈ બલિ,
રૂડાં કંઈ મંદિરથી સુશોભતી
પુરીનું વાસ્તુ ઉપવાસ પાળતા
વાસ્તુ-વિધિજ્ઞોની કને કરાવ્યું. ૩૯

प्रवृद्धतापो दिवसोऽतिमात्र-
मत्यर्थमेव क्षणदा च तन्वी ।
उभौ विरोधक्रियया विभिन्नौ
जायापती सानुशयाविवास्ताम् ॥४५॥

दिने दिने शैवलवन्त्यधस्ता-
त्सोपानपर्वाणि विमुञ्चदम्भः ।
उद्दण्डपद्मं गृहदीर्घिकाणां
नारीनितम्बद्वयसं बभूव ॥४६॥

वनेषु सायंतनमल्लिकानां
विजृम्भणोद्गन्धिषु कुड्मलेषु ।
प्रत्येकनिक्षिप्तपदः सशब्दं
संख्यामिवैषां भ्रमरश्चकार ॥४७॥

स्वेदानुविद्धार्द्रनखक्षताङ्के
भूयिष्टसंदष्टशिखं कपोले ।
च्युतं न कर्णादपि कामिनीनां
शिरीषपुष्पं सहसा पपात ॥४८॥

यन्त्रप्रवाहैः शिशिरैः परीता-
न्रसेन धौतान्मलयोद्भवस्य ।
शिलाविशेषानधिशय्य निन्यु-
र्धारागृहेष्वातपमृद्धिमन्तः ॥४९॥

પછી પ્રવેશ્યો નિજ રાજમ્હેલમાં,
કામી પ્રવેશે જ્યમ કામિની-ઉરે –
અને યથાયોગ્ય પ્રધાન આદિને
હોદ્દા પ્રમાણે વસવાટ દીધા. ૪૦

ભરેલ અશ્વો થકી અશ્વ-શાળે,
ભરેલ હાથી થકી હાથીખાને;
ભરી બજારે, નગરી સુશોભતી;
સૌ અંગ-પે ભૂષણવાળી નારી-શી. ૪૧

ફરીથી પામેલ પુરાણી શોભા,
પુરે વસે એ કુશ, ના વિસાતમાં
ગણંત કૈં ધામ સુરેન્દ્ર કેરું,
કે ધામને યે અલકાધિરાજનાં. ૪૨

ત્યાં ગ્રીષ્મ આવ્યો; કુશની પ્રિયાને
સંકેતવા શું, – મણિ-ગૂંથી-ઓઢણી;
શ્વેત સ્તને પ્હોંચત મોતી-હાર, ને
મલીર, – શ્વાસે ઉડતા – પહેરવા. ૪૩

અગસ્ત્ય કેરી દિશમાંથી, ઉત્તરે
રવિ વળંતાં, નિજ પાસ આવતાં,
આનન્દની શીતળ આંસુધાર-શા
વહાવતી એ હિમના પ્રવાહો. ૪૪

स्नानार्द्रमुक्तेष्वनुधूपवासं
विन्यस्तसायंतनमल्लिकेषु ।
कामो वसन्तात्ययमन्दवीर्यः
केशेषु लेभे बलमङ्गनानाम् ॥५०॥

आपिञ्जरा बद्धरजः कणत्वा-
न्मञ्जर्युदारा शुशुभेऽर्जुनस्य ।
दग्ध्वापि देहं गिरिशेन रोषा-
त्खण्डीकृता ज्येव मनोभवस्य ॥५१॥

मनोज्ञगन्धं सहकारभङ्गं
पुराणशीधुं नवपाटलं च ।
संबध्नता कामिजनेषु दोषाः
सर्वे निदाघावधिना प्रमृष्टाः ॥५२॥

जनस्य तस्मिन्समये विगाढे
बभूवतुर्द्वौ सविशेषकान्तौ ।
तापापनोदक्षमपादसेवौ
स चोदयस्थौ नृपतिः शशी च ॥५३॥

अथोर्मिलोलोन्मदराजहंसे
रोधोलतापुष्पवहे सरय्वाः ।
विहर्तुमिच्छा वनितासखस्य
तस्याम्भसि ग्रीष्मसुखे बभूव ॥५४॥

વધી પડચા તાપથી, ધીખતો દિ';
ને દૂબળી સાવ થયેલ રાત્રિ:
એકાબીજાથી અવળું જ વર્તતાં,
દુઃખી, શું પ્રેમી, ઝગડેલ દમ્પતી! ૪૫

દિને દિને વાવ તણાં જળો ઘટચાં:
સોપાન શેવાળ-ભરેલ ઊઘડચાં:
ખુલ્લાં, ઊંચાં દીસત પદ્મ-દંડો:
પાણી રહ્યું સુન્દરીની કટિ લગી. ૪૬

સાંજે વનોની મહિં ભૃંગ ગુંજતો,
જૂઈ તણી અર્ધખુલેલ, મ્હેકતી
કળીકળી-પે પદને ધરંતો;—
ગણંત જાણે કળીઓની સંખ્યા! ૪૭

ગાલે પડેલા નખના ક્ષતોના
પ્રસ્વેદમાં કેસર ચોટી જતાં,
ખરેલ યે કાનથી કામિનીના
પડે નહીં તુર્ત શિરીષ-ફૂલડું. ૪૮

યન્ત્રોથી શીળા ઊડતા ફુવારા-
વાળા ગૃહે ચંદન-ભીની-ભીની
માણેકની સેજ પરે ઢળીને,
ગાળે બપોરા ધંખતા ધનાઢયો. ૪૯

स तीरभूमौ विहितोपकार्या-
मानायिभिस्तामपकृष्टनक्राम् ।
विगाहितुं श्रीमहिमानुरूपं
प्रचक्रमे चक्रधरप्रभावः ॥५५॥

सा तीरसोपानपथावतारा-
दन्योन्यकेयूरविघट्टिनीभिः ।
सनूपुरक्षोभपदाभिरासी-
दुद्विग्नहंसा सरिदङ्गनाभिः ॥५६॥

परस्पराभ्युक्षणतत्पराणां
तासां नृपो मज्जनरागदर्शी ।
नौसंश्रयः पार्श्वगतां किराती-
मुपात्तबालव्यजनां बभाषे ॥५७॥

पश्यावरोधैः शतशो मदीयै-
र्विगाह्यमानो गलिताङ्गरागैः ।
संध्योदयः साभ्र इवैष वर्णं
पुष्यत्यनेकं सरयूप्रवाहः ॥५८॥

विलुप्तमन्तःपुरसुन्दरीणां
यदञ्जनं नौलुलिताभिरद्भिः ।
तद्बध्नतीभिर्मदरागशोभां
विलोचनेषु प्रतिमुक्तमासाम् ॥५९॥

નાહ્યા પછીથી દઈ ધૂપ સાંજરે
જૂઈ-ગૂંથ્યા-સુન્દરી-કેશ-મુક્તમાં
બની રહે છે પ્રબળો જ કામ,
વસન્ત જાતાં; નબળો પડેલ જે. ૫૦

લાંબી જરી અર્જુન કેરી મંજરી,
ચોંટી ગઈ પુષ્પ-રજે ગુલાબી
શોભે, - પણછ કામ તણી શું; રોષે
તોડી શિવે, કામ દહ્યા પછી યે! ૫૧

સુગન્ધ કે ફોરત આમ્ર-મંજરી,
ને મદ્ય જૂનું, નવું ફૂલ પાટલ,
ભેળાં કરી, કામીજનોની પીડા
બધી ય તે ગ્રીષ્મ હટાવી દેતો. ૫૨

ધીખ્યા ઉનાળે પુરવાસીઓને
ગમ્યા વિશેષે ઉભયે ય, ઊગતા
રાજા અને ચન્દ્રની પાદ-સેવા;
સંતાપ-પીડા હરવા સમર્થ. ૫૩

તરે તરંગે મદમત્ત હંસ જ્યાં;
જ્યાં તીર-ઊગેલ-લતા-ફૂલો વહે;
ત્યાં, સરયૂનાં ગ્રીષ્મ-સુખાળ પાણીમાં
સહેલવા રાણી સહ ચહે નૃપ. ૫૪

एता गुरुश्रोणिपयोधरत्वा-
दात्मानमुद्धोढुमशक्नुवत्यः ।
गाढाङ्गदैर्बाहुभिरप्सु बालाः
क्लेशोत्तरं रागवशात्प्लवन्ते ॥६०॥

अमी शिरीषप्रसवावतंसाः
प्रभ्रंशिनो वारिविहारिणीनाम् ।
पारिप्लवाः स्रोतसि निम्नगायाः
शैवाललोलांश्छलयन्ति मीनान् ॥६१॥

आसां जलास्फालनतत्पराणां
मुक्ताफलस्पर्धिषु शीकरेषु ।
पयोधरोत्सर्पिषु शीर्यमाणः
संलक्ष्यते न च्छिदुरोऽपि हारः ॥६२॥

आवर्तशोभा नतनाभिकान्ते-
र्भङ्गो भ्रुवां द्वन्द्वचराः स्तनानाम् ।
जातानि रूपावयवोपमाना-
न्यदूरवर्तीनि विलासिनीनाम् ॥६३॥

तीरस्थलीबर्हिभिरुत्कलापैः
प्रस्निग्धकेकैरभिनन्द्यमानम् ।
श्रोत्रेषु संमूर्च्छति रक्तमासां
गीतानुगं वारिमृदङ्गवाद्यम् ॥६४॥

કાંઠા સજાવ્યા સહુ સાધનોએ;
ને માછીમારે મગરો હટાવ્યા:
સમૃદ્ધિ-શ્રીને અનુરૂપ, વિષ્ણુ શો
તૈયારીઓ સૌ કરતો વિહારની. ૫૫

સોપાન-સીડી તહિં ઊતરંતાં,
એકાવળીના સંગ કડાં ઘસાતાં,
ને ઝાંઝરોને ઝણકાર રાણીનાં,
નદી-જલે વ્યાકુલ હંસ થૈ જતા. ૫૬

ઉડાડતી છોલક સામસામી,
રસે ભરી, ડૂબકી-દા રમંતીને,
ન્યાળંત નૌકા મહિંથી નૃપાળ ત્યાં
વદે કને ચામર ઢોળનારીને: ૫૭

'જો, રાણીઓ હ્યાં મુજ કૈંક ન્હાતાં,
– ધોવાઈ જાતાં સહુ અંગરાગ, –
અનેકરંગી સરયૂ-પ્રવાહને; –
શું વાદળાંઓથી ખચેલ સંધ્યા! ૫૮

નાવે છલ્યાં પાણીથી રાણીઓનું
ધોવાયલું આંજણ તે ફરીથી
અંજાય છે, એ જ જલોથી આંખમાં
આંજ્યાથી શોભા મદ-રાગ કેરી. ૫૯

संदष्टवस्त्रेष्वबलानितम्बे-
ष्विन्दुप्रकाशान्तरितोडुतुल्याः ।
अमी जलापूरितसूत्रमार्गा
मौनं भजन्ते रशनाकलापाः ॥६५॥

एताः करोत्पीडितवारिधारा
दर्पात्सखीभिर्वदनेषु सिक्ताः ।
वक्रेतराग्रैरलकैस्तरुण्य-
श्चूर्णारुणान्वारिलवान्वमन्ति ॥६६॥

उद्बन्धकेशश्च्युतपत्रलेखो
विश्लेषिमुक्ताफलपत्रवेष्टः ।
मनोज्ञ एव प्रमदामुखाना-
मम्भोविहाराकुलितोऽपि वेषः ॥६७॥

स नौविमानादवतीर्य रेमे
विलोलहारः सह ताभिरप्सु ।
स्कन्धावलग्नोद्धृतपद्मिनीकः
करेणुभिर्वन्य इव द्विपेन्द्रः ॥६८॥

ततो नृपेणानुगताः स्त्रियस्ता
भ्राजिष्णुना सातिशयं विरेजुः ।
प्रागेव मुक्ता नयनाभिरामाः
प्राप्येन्द्रनीलं किमुतोन्मयूखम् ॥६९॥

ભારે નિતમ્બ-સ્તનથી ન જાતને
સ્હેજે ઉપાડી શકતી, ચપોચપ –
કડાં-સુહ્યા-હાથથી કણ્ઠથી તરે
બાલા, વિહારે બહુ પ્રીતિવાળી. ૬૦

શિરીષ કેરાં ફૂલ – કર્ણભૂષણો
ખરેલ આ વારિ-વિહારી નારીનાં,
વ્હેણે છલંતાં, ભ્રમ ઉપજાવતાં,
શેવાળનો સ્વાદ ભરેલ મત્સ્યને. ૬૧

આ નાખતી છાલક સામસામી,
મોતી સરીખાં જલબિન્દુઓની,
સ્તનો પરે; મોતીની માળ તૂટી,
ખરી જતી, એ ય શકે ન જાણી. ૬૨

નજીક દીસે ઉપમેય સાથે
વિલાસિનીનાં, ઉપમા-પદાર્થો :
નાભિની પાસે જલ-ઘૂમરીઓ :
ભ્રૂ,–ત્યાં તરંગો; સ્તન,–ચક્રવાક ત્યાં. ૬૩

તીરે વસ્યા મોર કળા કરીને
સુસ્નિગ્ધ ટ્હોકે અભિનન્દનો દે
સુણંત આ વારિ-મૃદંગના ધ્વનિ
સાથેનું સંગીત વિલાસિનીનું. ૬૪

वर्णोदकैः काञ्चनशृङ्गमुक्तै-
स्तमायताक्ष्यः प्रणयादसिञ्चन् ।
तथागतः सोऽतितरां बभासे
सधातुनिष्यन्द इवाद्रिराजः ॥७०॥

तेनावरोधप्रमदासखेन
विगाहमानेन सरिद्वरां ताम् ।
आकाशगङ्गारतिरप्सरोभि-
र्वृतो मरुत्वाननुयातलीलः ॥७१॥

यत्कुम्भयोनेरधिगम्य रामः
कुशाय राज्येन समं दिदेश ।
तदस्य जैत्राभरणं विहर्तु-
रज्ञातपातं सलिले ममज्ज ॥७२॥

स्नात्वा यथाकाममसौ सदार-
स्तीरोपकार्यां गतमात्र एव ।
दिव्येन शून्यं वलयेन बाहु-
मपोढनेपथ्यविधिर्ददर्श ॥७३॥

जयश्रियः संवननं यतस्त-
दामुक्तपूर्वं गुरुणा च यस्मात् ।
सेहेऽस्य न भ्रंशमतो न लोभा-
त्स तुल्यपुष्पाभरणो हि धीरः ॥७४॥

ચોટી જતાં વસ્ત્ર, શું ચન્દ્રી-ઢાંકયા
તારા સમાં મોતી, નિતમ્બ-મેખલા
કેરાં બન્યા સાવ મૂંગાં; ભીંજાતાં
દોરો પરોવ્યો સહુ મોતી-સોંસરો. ૬૫

દર્પે ભરેલી પ્રમદા ઉડાડતાં
મોઢા પરે છાલક સામસામી,
કેશે ભર્યું કેસર આ ભીંજાયલા
સીધા થયા કેશથી નીતરી જતું. ૬૬

કેશો ઢીલા : મ્હોં-ચિતરામણો ભીંજ્યાં :
રેળાઈ ગૈ કાનની મોતી-સેરો :
વારિ-વિહારે વિખરાયલો છતાં,
શોભી રહે વેષ વિલાસિનીનો.’ ૬૭

ત્યાં નાવમાંથી કુશ ઊતરીને
—ઝૂલંત હારે—સહુ શું રમે જળે;
માતંગ રાજા જયમ હાથણીઓ
સંગાથ, ખંભે લઈ પદ્મ-દંડને. ૬૮

તેજસ્વી રાજા ભળતાં જ વૃન્દમાં,
શોભી ઊઠી કૈં સવિશેષ રાણીઓ;
હીરો રૂપાળો અમથો ય આંખને;
તો શો, સહે ઉજ્જવલ ઇન્દ્રનીલ જો! ૬૯

ततः समाज्ञापयदाशु सर्वा-
नानायिनस्तद्विचये नदीष्णान् ।
वन्ध्यश्रमास्ते सरयूं विगाह्य
तमूचुरम्लानमुखप्रसादाः ॥७५॥

कृतः प्रयत्नो न च देव ! लब्धं
मग्नं पयस्याभरणोत्तमं ते ।
नागेन लौल्यात्कुमुदेन नून-
मुपात्तमन्तर्ह्रदवासिना तत् ॥७६॥

ततः स कृत्वा धनुराततज्यं
धनुर्धरः कोपविलोहिताक्षः ।
गारुत्मतं तीरगतस्तरस्वी
भुजंगनाशाय समाददेऽस्त्रम् ॥७७॥

तस्मिन्ह्रदः संहितमात्र एव
क्षोभात्समाविद्धतरंगहस्तः ।
रोधांसि निघ्नन्नवपातमग्नः
करीव वन्यः परुषं ररास ॥७८॥

तस्मात्समुद्रादिव मथ्यमाना-
दुद्वृत्तनक्रात्सहसोन्ममज्ज ।
लक्ष्म्येव सार्धं सुरराजवृक्षः
कन्यां पुरस्कृत्य भुजंगराजः ॥७९॥

રંગે ભરી સોનલ પીચકારીથી
સિંચંતી પ્રેમે નૃપને રમાઓ;
તેથી, વિશેષે કુશ શોભી રહેતો,
શું ગૈરિકાદિ ઝરતો મહાદ્રિ! ૭૦

ક્રીડા કરંતો સરયૂ-જળે નૃપ
સૌ રાણીઓની સહ શોભી રહેતો,
આકાશગંગા મહિં અપ્સરાઓ
સહે રમંતા સુરરાજ જેવો. ૭૧

રામે દીધેલું નિજ રાજ્ય સાથે,
અગસ્ત્ય-દીધું કડું, જીત આપતું,
વિહારમાં ક્યાંક, અજાણતાંમાં
સર્યું જળોમાં, કુશની ભુજાથી. ૭૨

રુચિ પ્રમાણે કરી સ્નાન, રાણીઓ
સહે તટે તંબુ મહીં જતો કુશ;
ને વસ્ત્રને જ્યાં બદલે, તહીં જુએ
ખાલી ભુજા, દિવ્ય કડાં વિનાની. ૭૩

જય-શ્રી દેનાર કડું, પિતાજીએ
પોતે પહેરેલ, દીધેલ પ્હેરવા:
એથી, – ન લોભે, ન સહાયું એ ગયું:
છે ફૂલ-આભૂષણ તુલ્ય ધીરને. ૭૪

विभूषणप्रत्युपहारहस्त-
मुपस्थितं वीक्ष्य विशांपतिस्तम् ।
सौपर्णमस्त्रं प्रतिसंजहार
प्रह्वेष्वनिर्बन्धरुषो हि सन्तः ॥८०॥

त्रैलोक्यनाथप्रभवं प्रभावा-
त्कुशं द्विषामङ्कुशमस्त्रविद्वान् ।
मानोन्नतेनाप्यभिवन्द्य मूर्ध्ना-
मूर्धाभिषिक्तं कुमुदो बभाषे ॥८१॥

अवैमि कार्यान्तरमानुषस्य
विष्णोः सुताख्यामपरां तनुं त्वाम् ।
सोऽहं कथं नाम तवाचरेय-
माराधनीयस्य धृतेर्विघातम् ? ॥८२॥

कराभिघातोत्थितकन्दुकेय-
मालोक्य बालातिकुतूहलेन ।
ह्रदात्पतज्ज्योतिरिवान्तरिक्षा-
दादत्त जैत्राभरणं त्वदीयम् ॥८३॥

तदेतदाजानुविलम्बिना ते
ज्याघातरेखाकिणलाञ्छनेन ।
भुजेन रक्षापरिघेण भूमे-
रुपैतु योगं पुनरंसलेन ॥८४॥

અને કુશે તુર્ત જ માછીમાર સૌ
ભેળા કર્યા; ને કડું શોધવા કહ્યું:
સર્યૂ તપાસી, ફળ મેળવ્યા વિના
નિસ્તેજ મોઢા વિણ એ વદી રહ્યા: ૭૫

'પ્રયત્ન કીધો; પણ ના, મળ્યું એ
ડૂબ્યું જળે શ્રેષ્ઠ કડું તમ, પ્રભો!
ઊંડે ધરામાં વસવાટવાળા
કુમુદ નાગે લીધું લોભથી, ખરે!' ૭૬

તહીં ચડાવી ધનુષે પણછને,
ક્રોધે મહા લાલ થયેલ આંખે,
સાંધ્યું ગરુડાસ્ત્ર ભુજંગના વધે,
તટે ઊભીને બલથી ભર્યા કુશે. ૭૭

સાંધ્યું ન જ્યાં અસ્ત્ર હજી, તહીં ધરો
થઈ ગયો હાલકલોલ આખો,
ભાંગંત કાંઠા,—વન-હાથી ભાડમાં
પડ્યો શું!—ભેંકાર બરાડી ઊઠ્યો. ૭૮

ને તુર્ત શું મન્થિત સિન્ધુમાંથી
વ્યાકુલ વ્હેલો મહીં બ્હાર નીકળ્યો
ભુજંગ રાજા; લઈ સાથ કન્યા;
લક્ષ્મીની સાથે જ્યમ પારિજાત. ૭૯

इमां स्वसारं च यवीयसीं मे
कुमुद्वतीं नार्हसि नानुमन्तुम् ।
आत्मापराधं नुदतीं चिराय
शुश्रूषया पार्थिव ! पादयोस्ते ॥८५॥

इत्यूचिवानुपहृताभरणः क्षितीशं
श्लाघ्यो भवान्स्वजन इत्यनुभाषितारम् ।
संयोजयां विधिवदास समेतबन्धुः
कन्यामयेन कुमुदः कुलभूषणेन ॥८६॥

तस्याः स्पृष्टे मनुजपतिना साहचर्याय हस्ते
माङ्गल्योर्णावलयिनि पुरः पावकस्योच्छिखस्य ।
दिव्यस्तूर्यध्वनिरुदचरद्व्यश्नुवानो दिगन्ता-
न्गन्धोदग्रं तदनु ववृषुः पुष्पमाश्चर्यमेघाः ॥८७॥

इत्थं नागस्त्रिभुवनगुरोरौरसं मैथिलेयं
लब्ध्वा बन्धुं तमपि च कुशः पञ्चमं तक्षकस्य ।
एकः शङ्कां पितृवधरिपोरत्यजद्वैनतेया-
च्छान्तव्यालामवनिमपरः पौरकान्तः शशास ॥८८॥

લૈ ભૂષણોનો ઉપહાર હાથમાં,
આવી ઊભો નાગ નિહાળતાં, કુશ
પાછું જ ખેંચે ગરુડાસ્ત્ર; સજ્જનો –
કેરો ન રૂહે રોષ, નમી જતા પરે. ૮૦

ત્રિલોકના નાથ તણા સુપુત્ર,
શત્રુ તણા અંકુશ શા કુશ પ્રતિ
સ-ગૌરવે ઉન્નત માથું નીચું
નમાવીને, નાગ વદી રહે છે: ૮૧

'મનુષ્યનો દેહ ધરેલ વિષ્ણુના
સુપુત્ર છો આપ ય વિષ્ણુ જેવા:
આરાધવા-યોગ્ય તમારી પ્રીતિ
ઘટે, કરું એવું શું જાણી-બૂઝી હું? ૮૨

રમાડતાં, ઊર્ધ્વ ઊડ્યા દડાને
આ બાલિકા શોધતી; ત્યાં જ ઊર્ધ્વથી
જ્યોતિ સમું આપનું આ કડું પડ્યું;
તે લૈ જ લીધું, અતિશે કુતૂહલે. ૮૩

એ આ ફરી પ્હેરી લિયો જ બાહુમાં,
ભર્યા ભર્યા, ઢીંચણ પ્હોંચનારા,
પ્રત્યંચના આંટણ નિત્યવાળા: –
પૃથ્વીની રક્ષા કરતી શું ભોગળે! ૮૪

# सप्तदशः सर्गः ।

अतिथिं नाम काकुत्स्थात्पुत्रं प्राप कुमुद्वती ।
पश्चिमाद्यामिनीयामात्प्रसादमिव चेतना ॥१॥

स पितुः पितृमान्वंशं मातुश्चानुपमद्युतिः ।
अपुनात्सवितेवोभौ मार्गावुत्तरदक्षिणौ ॥२॥

तमादौ कुलविद्यानामर्थमर्थविदां वरः ।
पश्चात्पार्थिवकन्यानां पाणिमग्राहयत्पिता ॥३॥

जात्यस्तेनाभिजातेन शूरः शौर्यवता कुशः ।
अमन्यतैकमात्मानमनेकं वशिना वशी ॥४॥

स कुलोचितमिन्द्रस्य साहायकमुपेयिवान् ।
जघान समरे दैत्यं दुर्जयं तेन चावधि ॥५॥

तं स्वसा नागराजस्य कुमुदस्य कुमुद्वती ।
अन्वगात्कुमुदानन्दं शशाङ्कमिव कौमुदी ॥६॥

तयोर्दिवस्पतेरासीदेकः सिंहासनार्धभाक् ।
द्वितीयापि सखी शच्याः पारिजातांशभागिनी ॥७॥

तदात्मसंभवं राज्ये मन्त्रिवृद्धाः समादधुः ।
स्मरन्तः पश्चिमामाज्ञां भर्तुः सङ्ग्रामयायिनः ॥८॥

ને મારી આ બેન કુમુદ્વતીને
સ્વીકારવાની નહિ ના કહેશો :
ચહે, કરેલો અપરાધ ધોવા
સેવા કરીને ચરણોની આપનાં! ૮૫

આવું વદી, દઈ કહું, કુલનાં ઘરેણાં,
જેવી વરાવી કુમુદે નિજ બેન, ને બન્યો
સંબંધી એ સહકુટુમ્બ, વિધિ પ્રમાણે :
'સારાં સગાં તમ મળ્યાં;' કુશ એ કહેતો. ૮૬

કન્યાનું મંગલ ઊન તણું સૂત્ર-વીંટેલ કાંડું
લીધું છે જ્યાં કર મહીં કુશે અગ્નિની સાક્ષીએ ત્યાં
દૈવી વાદ્યો રણઝણી ઊઠયાં, સૌ દિશાઓ ભરીને :
વર્ષ્યાં પુષ્પો સુરભિ-સભરાં, મેઘ આશ્ચર્યકારી. ૮૭

આવી રીતે કુમુદ કુશની સાથ સંબંધ પામ્યો :
બંધાઈ તક્ષક-સુત સહે રાઘવોની ય પ્રીતિ :
એકે ટાળ્યો ભય ગરુડનો,- સર્પના નિત્ય વેરી;
બીજે પાળી પૃથિવી, સરપોના ભયે સાવ મુક્ત. ૮૮

ते तस्य कल्पयामासुरभिषेकाय शिल्पिभिः ।
विमानं नवमुद्वेदि चतुःस्तम्भप्रतिष्ठितम् ॥९॥

तत्रैनं हेमकुम्भेषु संभृतैस्तीर्थवारिभिः ।
उपतस्थुः प्रकृतयो भद्रपीठोपवेशितम् ॥१०॥

नदद्भिः स्निग्धगम्भीरं तूर्यैराहतपुष्करैः ।
अन्वमीयत कल्याणं तस्याविच्छिन्नसन्तति ॥११॥

दूर्वायवाङ्कुरप्लक्षत्वगभिन्नपुटोत्तरान् ।
ज्ञातिवृद्धैः प्रयुक्तान्स भेजे नीराजनाविधीन् ॥१२॥

पुरोहितपुरोगास्तं जिष्णु जैत्रैरथर्वभिः ।
उपचक्रमिरे पूर्वमभिषेक्तुं द्विजातयः ॥१३॥

तस्यौघमहती मूर्ध्नि निपतन्ती व्यरोचत ।
सशब्दमभिषेकश्रीर्गङ्गेव त्रिपुरद्विषः ॥१४॥

स्तूयमानः क्षणे तस्मिन्नलक्ष्यत स बन्दिभिः ।
प्रवृद्ध इव पर्जन्यः सारङ्गैरभिनन्दितः ॥१५॥

तस्य सन्मन्त्रपूताभिः स्नानमद्भिः प्रतीच्छतः ।
ववृधे वैद्युतस्याग्नेर्वृष्टिसेकादिव द्युतिः ॥१६॥

स तावदभिषेकान्ते स्नातकेभ्यो ददौ वसु ।
यावतैषां समाप्येरन्यज्ञाः पर्याप्तदक्षिणाः ॥१७॥

ते प्रीतमनसस्तस्मै यामाशिषमुदैरयन् ।
सा तस्य कर्मनिर्वृत्तैर्दूरं पश्चात्कृता फलैः ॥१८॥

# સર્ગ સત્તરમો

કુમુદ્વતી કુશ દ્વારા પામે પુત્ર અતિથિને;
રાતના પ્હોરથી છેલ્લા જેમ બુદ્ધ પ્રસાદને. ૧

પવિત્ર કરતો વંશ તેજસ્વી તાત-માતનો;
તેજસ્વી સૂર્ય માર્ગોને જેમ ઉત્તર-દક્ષિણ. ૨

ડાહ્યા કુશે સહુ પ્હેલાં કુલ-વિદ્યા ભણાવી સૌ;
ને પછી રાજપુત્રીઓ વરાવી નિજ પુત્રને. ૩

કુલીન, સંયમી, શૂર પિતા એ શૂર, સંયમી,
કુલીન સુતથી માને એકલો ના, અનેક શો. ૪

કુલ-રીતે કરી એણે સહાય ઇન્દ્રને; હણ્યો
દુર્જય દૈત્યને; દૈત્યે એ હણ્યો કુશને ય તે. ૫

ધરા – કુમુદ ખીલ્યાથી પ્રસન્ન કુશને પદે
પળી કુમુદ્વતી, જેમ કૌમુદી ચન્દ્ર – પાછળ. ૬

અર્ધા ઇન્દ્રાસને બેઠો કુશ; રાણી કુમુદ્વતી
શચીની થૈ સખી, માણે પારિજાતક-ભાગને. ૭

કુશના પુત્રને રાજ્ય-ગાદી દે વૃદ્ધ મન્ત્રીઓ;
છેલ્લી આજ્ઞા સ્મરી, યુદ્ધે જનારા નિજ સ્વામીની. ૮

बन्धच्छेदं स बद्धानां वधार्हाणामवध्यताम् ।
धुर्याणां च धुरो मोक्षमदोहं चादिशद्गवाम् ॥१९॥

क्रीडापतत्रिणोऽप्यस्य पञ्जरस्थाः शुकादयः ।
लब्धमोक्षास्तदादेशाद्यथेष्टगतयोऽभवन् ॥२०॥

ततः कक्ष्यान्तरन्यस्तं गजदन्तासनं शुचि ।
सोत्तरच्छदमध्यास्त नेपथ्यग्रहणाय सः ॥२१॥

तं धूपाश्यानकेशान्तं तोयनिर्णिक्तपाणयः ।
आकल्पसाधनैस्तैस्तैरुपसेदुः प्रसाधकाः ॥२२॥

तेऽस्य मुक्तागुणोन्नद्धं मौलिमन्तर्गतस्रजम् ।
प्रत्यूपुः पद्मरागेण प्रभामण्डलशोभिना ॥२३॥

चन्दनेनाङ्गरागं च मृगनाभिसुगन्धिना ।
समापय्य ततश्चक्रुः पत्रं विन्यस्तरोचनम् ॥२४॥

आमुक्ताभरणः स्रग्वी हंसचिह्नदुकूलवान् ।
आसीदतिशयप्रेक्ष्यः स राज्यश्रीवधूवरः ॥२५॥

नेपथ्यदर्शिनश्छाया तस्यादर्शे हिरण्मये ।
विरराजोदिते सूर्ये मेरौ कल्पतरोरिव ॥२६॥

स राजककुदव्यग्रपाणिभिः पार्श्ववर्तिभिः ।
ययावुदीरितालोकः सुधर्मानवमां सभाम् ॥२७॥

वितानसहितं तत्र भेजे पैतृकमासनम् ।
चूडामणिभिरुद्घृष्टपादपीठं महीक्षिताम् ॥२८॥

ચારે સ્તમ્ભે ઊભું ઊંચું, નવું કારીગરો કને
મન્ત્રીઓ અભિષેકાર્થે સિંહાસન રચાવતા. ૯

ભદ્રપીઠે વિરાજેલા એની પાસે ઊભા રહ્યા
મન્ત્રીઓ, હેમ-કુમ્ભોમાં તીર્થો કેરાં જલો ભરી. ૧૦

અને ઘેરા અને મીઠા તૂર્ય ત્યાં બજી ઊઠતાં,
ભૂપનું અનુમાને છે સૌ કલ્યાણ અખંડિત. ૧૧

દૂર્વા-યવાંકુરો – છાલ વડની – કૂંપળે સુધી
નીરાજના-વિધિ માણે રાજવી જ્ઞાતિ-વૃદ્ધની. ૧૨

દ્વિજો – પુરોહિતાદિ ત્યાં જય દેતા અથર્વના
મન્ત્રોથી વિજયીને એ પહેલાં અભિષેકતા. ૧૩

એનાં શિરે મહા ધારે અભિષેક-જલોની શ્રી
સ-શબ્દ પડતી સોહી ગંગા શી શિવનાં શિરે. ૧૪

એ ક્ષણે બન્દિઓથી એ સ્તવાતાં વૃદ્ધિ પામતો,
ચાતકે અભિનન્દાતા મેઘ જેવો સુહી રહ્યો. ૧૫

મહા મન્ત્રે શુચિ પાણી થકી ન્હાતાં વધી પ્રભા;
ભીંજાતાં વૃષ્ટિથી જેમ વધે છે વીજ-અગ્નિની. ૧૬

સ્નાતકોને અભિષેક પછી દે ધન એટલું,
કે યજ્ઞો દક્ષિણા સાથે પૂરા એના ય થાય સૌ. ૧૭

રાજી થૈ આશિષો આપી એમણે, તે વધી પડી;
ભૂપનાં પૂર્વ કર્મોનાં ફળો કૈં એટલાં બધાં! ૧૮

शुशुभे तेन चाक्रान्तं मङ्गलायतनं महत् ।
श्रीवत्सलक्षणं वक्षः कौस्तुभेनेव केशवम् ॥२९॥
बभौ भूयः कुमारत्वादाधिराज्यमवाप्य सः ।
रेखाभावादुपारूढः सामग्र्यमिव चन्द्रमाः ॥३०॥
प्रसन्नमुखरागं तं स्मितपूर्वाभिभाषिणम् ।
मूर्तिमन्तममन्यन्त विश्वासमनुजीविनः ॥३१॥
स पुरं पुरुहूतश्रीः कल्पद्रुमनिभध्वजाम् ।
क्रममाणश्चकार द्यां नागेनैरावतौजसा ॥३२॥
तस्यैकस्योच्छ्रितं छत्रं मूर्ध्नि तेनामलत्विषा ।
पूर्वराजवियोगौष्म्यं कृत्स्नस्य जगतो हृतम् ॥३३॥
धूमादग्नेः शिखाः पश्चादुदयादंशवो रवेः ।
सोऽतीत्य तेजसां वृत्तिं सममेवोत्थितो गुणैः ॥३४॥
त प्रीतिविशदैर्नेत्रैरन्वयुः पौरयोषितः ।
शरत्प्रसन्नैर्ज्योतिर्भिर्विभावर्य इव ध्रुवम् ॥३५॥
अयोध्यादेवताश्चैनं प्रशस्तायतनार्चिताः ।
अनुदध्युरनुध्येयं सांनिध्यैः प्रतिमागतैः ॥३६॥
यावन्नाश्यायते वेदिरभिषेकजलाप्लुता ।
तावदेवास्य वेलान्तं प्रतापः प्राप दुःसहः ॥३७॥
वसिष्ठस्य गुरोर्मन्त्राः सायकास्तस्य धन्विनः ।
किं तत्साध्यं यदुभये साधयेयुर्न संगताः ॥३८॥

કેદીઓ કેદથી છોડ્યા; ફાંસીઓ માફ સૌ કરી;
ધોરીની ધોંસરી છોડી; અ-દોહી રાખી ધેનુઓ. ૧૯

ક્રીડાનાં પંખી યે એનાં, પિંજરે શુક આદિ યે,
એના આદેશથી છૂટી, ગયાં ઊડી યથારુચિ. ૨૦

એ પછી, ચોકમાં વસ્ત્ર-બિછાવ્યા શુચિ આસને
હાથીદાંત તણા, બેઠો સજવાને પ્રસાધનો. ૨૧

કેશ કોરા થયા ધૂપે ત્યાં તો ધોયેલ હાથમાં
પ્રસાધનની સામગ્રી લૈ, સેવક ઊભા રહ્યા. ૨૨

મોતીની સેરથી ઊંચા બાંધી કેશ, મહીં ગૂંથી
અતિશે ઝગતા હીરા-ભરેલી ફૂલ-માળને. ૨૩

સુગન્ધી કસ્તૂરીવાળો લેપ ચન્દનનો કરી,
ચીતર્યાં તિલકો અંગે, પીળી ગોરોચના થકી. ૨૪

ભૂષણો, હારને હંસો - ચીતરેલાં દુકૂલથી
દેખાયો બહુ રૂડો એ રાજ્ય-શ્રી વહુનો વર. ૨૫

સજેલું રૂપ સોનાનાં દર્પણે એનું શોભતું,
મેરુએ ઊગતા સૂર્યે જેવું કલ્પતરુ તણું. ૨૬

'જય' ઉચ્ચારતા, - રાજ-ચિહ્નો લૈ - સેવકો સાહે
આવ્યો રાજ-સભામાં, - ના ઓછી દેવ-સભા થકી. ૨૭

વિરાજ્યો છત્ર-શોભંતા કુલ કેરા સિંહાસને;
પાદ-પીઠે ઘસાયા જ્યાં ચૂડામણિ નૃપો તણા. ૨૮

स धर्मस्थसखः शश्वदर्थिप्रत्यर्थिनां स्वयम् ।
ददर्श संशयच्छेद्यान्व्यवहारनतन्द्रितः ॥३९॥

ततः परमभिव्यक्तसौमनस्यनिवेदितैः ।
युयोज पाकाभिमुखैर्भृत्यान्विज्ञापनाफलैः ॥४०॥

प्रजास्तद्गुरुणा नद्यो नभसेव विवर्धिताः ।
तस्मिंस्तु भूयसीं वृद्धिं नभस्ये ता इवाययुः ॥४१॥

यदुवाच न तन्मिथ्या यद्ददौ न जहार तत् ।
सोऽभूद्भग्नव्रतः शत्रूनुद्धृत्य प्रतिरोपयन् ॥४२॥

वयोरूपविभूतीनामेकैकं मदकारणम् ।
तानि तस्मिन्समस्तानि न तस्योत्सिषिचे मनः ॥४३॥

इत्थं जनितरागासु प्रकृतिष्वनुवासरम् ।
अक्षोभ्यः स नवोऽप्यासीद्दृढमूल इव द्रुमः ॥४४॥

अनित्याः शत्रवो बाह्या विप्रकृष्टाश्च ते यतः ।
अतः सोऽभ्यन्तरान्नित्यान्षट्पूर्वमजयद्रिपून् ॥४५॥

प्रसादाभिमुखे तस्मिश्चपलापि स्वभावतः ।
निकषे हेमरेखेव श्रीरासीदनपायिनी ॥४६॥

कातर्यं केवला नीतिः शौर्यं श्वापदचेष्टितम् ।
अतः सिद्धिं समेताभ्यामुभाभ्यामन्वियेष सः ॥४७॥

न तस्य मण्डले राज्ञो न्यस्तप्रणिधिदीधितेः ।
अदृष्टमभवत्किंचिद्व्यभ्रस्येव विवस्वतः ॥४८॥

અતિ શોભ્યો સભા-ખંડ 'શ્રી-વત્સ' શુભ, ભૂપથી;
શ્રી-વત્સ-ચિહ્નવાળી શું છાતી વિષ્ણુની, કૌસ્તુભે. ૨૯

કુમાર-પદથી તુર્ત પામી સામ્રાજ્ય, શોભતો;
બીજથી તુર્ત પૂનેમ તણો ચન્દ્ર થયા સમો. ૩૦

પ્રસન્ન મુખની કાન્તિ ને વાણી સ્મિતપૂર્વક:
'મૂર્તિમન્ત જ વિશ્વાસ', એને માને અનુચરો. ૩૧

તેજસ્વી ઇન્દ્ર-શો જાતાં ઐરાવત સમા ગજે,
ધજાએ કલ્પતરુ-શી પુરને સ્વર્ગ શું કરે. ૩૨

ફક્ત એનાં શિરે ઊંચું છત્ર નિર્મળ તેજથી
વિયોગે કુશના, તાપ આખા યે જગનો હરે. ૩૩

ધુમાડા પછીથી જ્વાલા; સૂર્યની પછી રશ્મિઓ:
તેજોની પરિપાટી એ તજી, ઊગ્યો ગુણો સહે. ૩૪

પ્રેમાળ નજરે એને પુર-સ્ત્રીઓ અનુસરે;
શરદે સ્વચ્છ નક્ષત્રે ધ્રુવને જેમ રાત્રિઓ. ૩૫

અયોધ્યા-દેવતા રૂડાં મન્દિરે મૂર્ત, જાગતા,
પ્રેમથી ગ્રહતા પૂજા એ સાચા સાવ ભક્તની. ૩૬

અભિષેક-જલે ભીની વેદી સૂકાય ના હજી,
પ્હોંચ્યો પ્રતાપ ત્યાં એનો આકરો સિન્ધુઓ લગી. ૩૭

ગુરુ વસિષ્ઠના મન્ત્રો: એ ધનુર્ધરના શરો:
એ બે ભેળા મળી, સાધી શકે ના, સાધ્ય એવું શું? ૩૮

रात्रिंदिवविभागेषु यदादिष्टं महीक्षिताम् ।
तत्सिषेवे नियोगेन स विकल्पपराङ्मुखः ॥४९॥

मन्त्रः प्रतिदिनं तस्य बभूव सह मन्त्रिभिः ।
स जातु सेव्यमानोऽपि गुप्तद्वारो न सूच्यते ॥५०॥

परेषु स्वेषु च क्षिप्तैरविज्ञातपरस्परैः ।
सोऽपसर्पैर्जजागार यथाकालं स्वपन्नपि ॥५१॥

दुर्गाणि दुर्ग्रहाण्यासंस्तस्य रोद्धुरपि द्विषाम् ।
न हि सिंहो गजास्कन्दी भयाद्गिरिगुहाशयः ॥५२॥

भव्यमुख्याः समारम्भाः प्रत्यवेक्ष्या निरत्ययाः ।
गर्भशालिसधर्माणस्तस्य गूढं विपेचिरे ॥५३॥

अपथेन प्रववृते न जातूपचितोऽपि सः ।
वृद्धो नदीमुखेनैव प्रस्थानं लवणाम्भसः ॥५४॥

कामं प्रकृतिवैराग्यं सद्यः शमयितुं क्षमः ।
यस्य कार्यः प्रतीकारः स तन्नैवोदपादयत् ॥५५॥

शक्येष्वेवाभवद्यात्रा तस्य शक्तिमतः सतः ।
समीरणसहायोऽपि नाम्भःप्रार्थी दवानलः ॥५६॥

न धर्ममर्थकामाभ्यां बबाधे न च तेन तौ ।
नार्थं कामेन कामं वा सोऽर्थेन सदृशस्त्रिषु ॥५७॥

हीनान्यनुपकर्तॄणि प्रवृद्धानि विकुर्वते ।
तेन मध्यमशक्तीनि मित्राणि स्थापितान्यतः ॥५८॥

એ ધર્મિષ્ઠો તણો મિત્ર પોતે જાગ્રત રહે સદા,
વાદી ને પ્રતિવાદીની ઝીણી ગૂંચો ઉકેલતો. ૩૯

તે પછી, સેવકોને એ માગેલાં ફળ આપતો;
પાકેલાં અનુમાનાતાં પ્રસન્ન મુખ-ભાવથી. ૪૦

શ્રાવણે સરિતાઓ શી કુશે પોષેલ તે પ્રજા
પોષાઈ અધિકી હાવાં, જેમ ભાદરવા મહીં. ૪૧

જે બોલે, પાળતો તે; ને જે આપે, પાછું લે ન તે:
ભાંગે વ્રત છતાં;–શત્રુ ઉખાડી, રોપતાં ફરી. ૪૨

યૌવન, રૂપ ને સત્તા–એકકેકે મદ ઉપજે:
બધાં એને મળ્યાં; તો યે મદ ના મનમાં જરી. ૪૩

આ રીતે પ્રેમ પામીને પ્રજા કેરો દિને દિને,
દૃઢ-મૂલ, નવો તો યે, અકંપ્ય વૃક્ષ-શો થયો. ૪૪

બ્હારના શત્રુ ના નિત્ય અને આઘા ય, એટલે
એણે જીતી લીધા, પ્હેલાં છ શત્રુ નિત્ય ભીતરે. ૪૫

સ્વભાવે ચંચલા લક્ષ્મી એ દાતામાં રહી સ્થિર;
કસોટી-પથ્થરે જેમ રહેતી રેખ હેમની. ૪૬

કેવળ નીતિ, તે ભીતિ: કેવળ શૌર્ય, પાશવી:
એથી એ સાધને બેઉ, સાધતો ભૂપ સિદ્ધિને. ૪૭

સામ્રાજ્યે સર્વ ખૂણામાં રાખ્યા ગુપ્તચરે, ન કૈં
અજાણ્યું; વાદળાં-ન્હોણાં આભમાં જેમ સૂર્યને. ૪૮

परात्मनोः परिच्छिद्य शक्त्यादीनां बलाबलम् ।
ययावेभिर्बलिष्ठश्चेत्परस्मादास्त सोऽन्यथा ॥५९॥
कोशेनाश्रयणीयत्वमिति तस्यार्थसंग्रहः ।
अम्बुगर्भो हि जीमूतश्चातकैरभिनन्द्यते ॥६०॥
परकर्मापहः सोऽभूदुद्यतः स्वेषु कर्मसु ।
आवृणोदात्मनो रन्ध्रं रन्ध्रेषु प्रहरन्रिपून् ॥६१॥
पित्रा संवर्धितो नित्यं कृतास्त्रः सांपरायिकः ।
तस्य दण्डवतो दण्डः स्वदेहान्न व्यशिष्यत ॥६२॥
सर्पस्येव शिरोरत्नं नास्य शक्तित्रयं परः ।
स चकर्ष परस्मात्तदयस्कान्त इवायसम् ॥६३॥
वापीष्विव स्रवन्तीषु वनेषूपवनेष्विव ।
सार्थाः स्वैरं स्वकीयेषु चेरुर्वेश्मस्विवाद्रिषु ॥६४॥
तपो रक्षन्स विघ्नेभ्यस्तस्करेभ्यश्च संपदः ।
यथास्वमाश्रमैश्चक्रे वर्णैरपि षडंशभाक् ॥६५॥
खनिभिः सुषुवे रत्नं क्षेत्रैः सस्यं वनैर्गजान् ।
दिदेश वेतनं तस्मै रक्षासदृशमेव भूः ॥६६॥
स गुणानां बलानां च षण्णां षण्मुखविक्रमः ।
बभूव विनियोगज्ञः साधनीयेषु वस्तुषु ॥६७॥
इति क्रमात्प्रयुञ्जानो राजनीतिं चतुर्विधाम् ।
आतीर्थादप्रतीघातं स तस्याः फलमानशे ॥६८॥

રાજાઓ કેરું કર્તવ્ય જે કૈં, જ્યારે દિને-નિશે;
તે કરે તે સમે એ સૌ, વિના સંશય, નિશ્ચયે. ૪૯

દિને રાતે થતી એની મન્ત્રીઓ સાથ મન્ત્રણા:
મનમાં ગુપ્ત એનો ના અણસારો ય ફૂટતો. ૫૦

શત્રુ-મિત્રો વિષે રાખ્યા, અજાણ્યા એકમેકને
જાસૂસે જાગતો, યોગ્ય સમે એ ઊંઘતો, છતાં. ૫૧

એના દુર્ગે ન મંડાયે મીટ,—ખાળે અરિ, છતાં:
હાથીને હણતો સિંહ ગુફામાં ન રહે, ભયે. ૫૨

જોઈ જોઈ કરે કર્મ શુભ; તે પાકતાં સુખે:
જે વિધે પાકતા શાલિ ઊંડે ભીતરમાં વસ્યા. ૫૩

વૃદ્ધિ પામ્યા પછી યે ના ખોટા માર્ગ મહીં જતો:
સિન્ધુની ભરતી વ્હેતી મુખે ફક્ત નદી તણાં. ૫૪

અસંતોષ પ્રજાનો એ સમર્થ, તુર્ત ઠારવા;
તો યે, ઊભું થવા ના દે એનાં કારણને જ એ. ૫૫

સમર્થ તો ય, જેને એ જીતે તે પે જ એ ચડે:
સાથમાં વાયુ, તો યે ના દવાગ્નિ જલથી લડે. ૫૬

નડે ના ધર્મને અર્થ-કામે; ધર્મથી બેઉને;
અર્થને કામથી; કામે અર્થને: સરખો ત્રણે. ૫૭

સાથ આપે નહીં નાના; મિત્રો મોટા નડી રહે;
તેથી, મધ્યમ હોદ્દામાં મિત્રોને નૃપ રાખતો. ૫૮

कूटयुद्धविधिज्ञेऽपि तस्मिन्सन्मार्गयोधिनि ।
भेजेऽभिसारिकावृत्तिं जयश्रीर्वीरगामिनी ॥६९॥

प्रायः प्रतापभग्नत्वादरीणां तस्य दुर्लभः ।
रणो गन्धद्विपस्येव गन्धभिन्नान्यदन्तिनः ॥७०॥

प्रवृद्धौ हीयते चन्द्रः समुद्रोऽपि तथाविधः ।
स तु तत्समवृद्धिश्च न चाभूत्ताविव क्षयी ॥७१॥

सन्तस्तस्याभिगमनादत्यर्थं महता कृशाः ।
उदधेरिव जीमूताः प्रापुर्दातृत्वमर्थिनः ॥७२॥

स्तूयमानः स जिह्राय स्तुत्यमेव समाचरन् ।
तथापि ववृधे तस्य तत्कारिद्वेषिणो यशः ॥७३॥

दुरितं दर्शनेन घ्नंस्तत्त्वार्थेन नुदंस्तमः ।
प्रजाः स्वतन्त्रयांचक्रे शश्वत्सूर्य इवोदितः ॥७४॥

इन्दोरगतयः पद्मे सूर्यस्य कुमुदेंऽशवः ।
गुणास्तस्य विपक्षेऽपि गुणिनो लेभिरेऽन्तरम् ॥७५॥

पराभिसंधानपरं यद्यप्यस्य विचेष्टितम् ।
जिगीषोरश्वमेधाय धर्म्यमेव बभूव तत् ॥७६॥

एवमुद्यन्प्रभावेण शास्त्रनिर्दिष्टवर्त्मना ।
वृषेव देवो देवानां राज्ञां राजा बभूव सः ॥७७॥

पञ्चमं लोकपालानां तमूचुः साम्ययोगतः ।
भूतानां महतां षष्ठमष्टमं कुलभूभृताम् ॥७८॥

પારખી નિજ શત્રુનું શક્તિ આદિ બલાબલ;
લડે, જો બલ ઝાઝું તો; જો ઓછું, શાન્ત બેસતો. ૫૯

ધનથી ભજતા સર્વે; એથી એ ધન સંઘરે:
જલે ભર્યો ભર્યો મેઘ સ્તવાતો ચાતકો થકી. ૬૦

અન્યનાં સાધનો ભાંગે: પોતાનાં સાધનો રચે:
પોતાનાં છિદ્રને ઢાંકે: છિદ્રોથી શત્રુને હણે. ૬૧

પિતાએ નિત્ય પોષેલું, અસ્ત્ર-જ્ઞ, યુદ્ધ-જીવી જે,
એ સૈન્ય, સંયમી એના દેહથી ભિન્ન ના જરી. ૬૨

સર્પના મણિ શી એની ત્રણ શક્તિ ન લે રિપુ:
એ ખેંચે અન્યની, જેમ લોહચુમ્બક લોહને. ૬૩

વાવો જેમ નદીઓમાં, બાગો જેમ વનો મહીં,
વણઝારો ભમે મુક્ત ઘરની જેમ પર્વતે. ૬૪

વિઘ્નોથી તપને રક્ષે: રક્ષે ચોરોથી લક્ષ્મીને:
વર્ણો ને આશ્રમોથીયે એ છઠ્ઠો નિજ ભાગ લે. ૬૫

ધાન્ય ખેતરથી; હાથી વનથી; ખાણથી મણિ;
ભૂમિએ ભૂપને આપ્યા;—રક્ષા-યોગ્ય જ વેતન. ૬૬

છ ગુણો, છ બલો કેરી યોજના જાણતો બધી,
લક્ષ્યોને પામવાને એ ષડાનન સમો બલી. ૬૭

આમ ચારે વિધે રાજનીતિ આચરતાં ક્રમે,
અઢાર તીર્થ લગી એ અ-વિઘ્ન ફળ મેળવે. ૬૮

दूरापवर्जितच्छत्रैस्तस्याज्ञां शासनार्पिताम् ।
दधुः शिरोभिर्भूपाला देवाः पौरंदरीमिव ॥७९॥

ऋत्विजः स तथानर्च दक्षिणाभिर्महाक्रतौ ।
यथा साधारणीभूतं नामास्य धनदस्य च ॥८०॥

इन्द्राद्वृष्टिर्नियमितगदोद्रेकवृत्तिर्यमोऽभू-
द्यादोनाथः शिवजलपथः कर्मणे नौचराणाम् ।
पूर्वापेक्षी तदनु विदधे कोषवृद्धिं कुवेर-
स्तस्मिन्दण्डोपनतचरितं भेजिरे लोकपालाः ॥८१॥

ધર્મ-યુદ્ધે લડે, જો કે જાણતો કૂટ-યુદ્ધ: ત્યાં
વીરને જતી તે થાતી જય-શ્રી અભિસારિકા. ૬૯

પ્રતાપે આમ તો જીત્યા અરિ-શું યુદ્ધ દુર્લભ:
ગંધે જીત્યાથી હાથીઓ, ગન્ધ-હસ્તિ તણું યથા. ૭૦

શશી વૃદ્ધિ પછી ક્ષીણ; સિન્ધુ યે ભરતી પછી:
વૃદ્ધિ એની થતી એવી;—ક્ષીણતા કિન્તુ, ના થતી. ૭૧

દરિદ્ર અતિ વિદ્વાનો આવ્યે ભૂપ મહા કને,
પોતે દાતા થયા, સિન્ધુ કને આવેલ મેઘ-શા. ૭૨

સ્તવાતાં, શરમાતો એ: રહ્યો સ્તુત્ય જ વર્તતો:
એ સ્તોતા-દ્વેષીનો તો યે, વધતો જ રહ્યો યશ. ૭૩

હણ્યું દર્શનથી પાપ; હણ્યું જ્ઞાન થકી તમસ્:
સૌ સ્વ-તન્ત્ર કર્યાં નિત્યે ભૂપે,—ઊગેલ સૂર્ય શા. ૭૪

ના શશી-રશ્મિ પદ્મે; ને ના રવિ-રશ્મિ પોયણે—
પ્રવેશે શત્રુ-હૈયે યે ગુણો એ ગુણવાનના. ૭૫

શત્રુને છેતરનારી અશ્વમેધ તણી ક્રિયા
જયને ઇચ્છતા એને ધર્મ-રૂપ જ થૈ રહી. ૭૬

પ્રભાવે વધતો આમ, શાસ્ત્રે ચીંધેલ માર્ગથી,
દેવ-દેવ યથા ઇન્દ્ર, રાજાધિરાજ એ થયો. ૭૭

સરખાં કાર્યથી એને પાંચમો લોકપાલ; ને
આઠમો પર્વત; છઠ્ઠો મહાભૂત કહે સહુ. ૭૮

## अष्टादशः सर्गः ।

स नैषधस्यार्थपतेः सुताया-
मुत्पादयामास निषिद्धशत्रुः ।
अनूनसारं निषधान्नगेन्द्रा-
त्पुत्रं यमाहुर्निषधाख्यमेव ॥१॥

तेनोरुवीर्येण पिता प्रजायै
कल्पिष्यमाणेन ननन्द यूना ।
सुवृष्टियोगादिव जीवलोकः
सस्येन संपत्तिफलोन्मुखेन ॥२॥

शब्दादि निर्विश्य सुखं चिराय
तस्मिन्प्रतिष्ठापितराजशब्दः ।
कौमुद्वतेयः कुमुदावदातै-
र्द्यामर्जितां कर्मभिरारुरोह ॥३॥

पौत्रः कुशस्यापि कुशेशयाक्षः
ससागरां सागरधीरचेताः ।
एकातपत्रां भुवमेकवीरः
पुरार्गलादीर्घभुजो बुभोज ॥४।

છત્રને દૂર રાખીને એના શાસન-પત્રની
આજ્ઞા ભૂપો શિરે ધારે દેવો જેમ સુરેન્દ્રની. ૭૯

ઋત્વિજોને મહા યજ્ઞે દક્ષિણા એટલી દીધી,
કે કુબેર સમો એ યે નામે 'ધનદ' થૈ રહ્યો. ૮૦

વર્ષી ર્‌હેતા સુર-પતિ; યમ વ્યાધિઓ ના થવા દે;
નાવિકોને સુખદ પથ દે વારિમાં વારિ-નાથ;
કોષે વૃદ્ધિ ધનદ કરતો; પૂર્વજોને સ્મરીને:
સેવે એને શરણ મહીં આવેલ શા લોકપાલો. ૮૧

तस्यानलौजास्तनयस्तदन्ते
वंशश्रियं प्राप नलाभिधानः ।
यो नड्वलानीव गजः परेषां
बलान्यमृद्नान्नलिनाभवक्त्रः ॥५॥

नभश्चरैर्गीतयशाः स लेभे
नभस्तलश्यामतनुं तनूजम् ।
ख्यातं नभःशब्दमयेन नाम्ना
कान्तं नभोमासमिव प्रजानाम् ॥६॥

तस्मै विसृज्योत्तरकोसलानां
धर्मोत्तरस्तत्प्रभवे प्रभुत्वम् ।
मृगैरजर्यं जरसोपदिष्ट-
मदेहबन्धाय पुनर्बबन्ध ॥७॥

तेन द्विपानामिव पुण्डरीको
राज्ञामजय्योऽजनि पुण्डरीकः ।
शान्ते पितर्याहृतपुण्डरीका
यं पुण्डरीकाक्षमिव श्रिता श्रीः ॥८॥

स क्षेमधन्वानममोघधन्वा
पुत्रं प्रजाक्षेमविधानदक्षम् ।
क्ष्मां लम्भयित्वा क्षमयोपपन्नं
वने तपः क्षान्ततरश्चचार ॥९॥

## સર્ગ અઢારમો

ને નૈષધાધીશ તણી સુતાથી
અરિ-જીત્યા રાજવી એ અતિથિને
અલે ન ઓછો નિષધાદ્રિથી થયો
સુપુત્ર; રાખ્યું ગિરિ-નામ 'નિષધ'. ૧

પરાક્રમી પૂર્ણ, યુવાન પુત્ર
(પ્રજા તણા રક્ષણમાં સમર્થ) થી
પિતા પ્રસન્ન, જ્યમ જીવ સર્વે,
વર્ષાદથી પૂરણ ધાન્ય પાકતાં. ૨

શબ્દાદિ ચાખી સુખ, રાજગાદી દૈ
સુપુત્રને, પુત્ર કુમુદ્વતીનો
કર્મો થકી કૈં કુમુદો સમાં રૂડાં,
ચડી ગયો સીડી, રળેલ સ્વર્ગની. ૩

ને એક-છત્રે કુશનો સુ-પૌત્ર
પ્ર-વીર, સિન્ધુ સમ ધીર ચિત્તે,
પુરી તણા ભોગળ-શા મહા ભુજે
સાતે ય સિન્ધુ સહ ભૂમિ ભોગવે. ૪

अनीकिनीनां समरेऽग्रयायी
तस्यापि देवप्रतिमः सुतोऽभूत् ।
व्यश्रूयतानीकपदावसानं
देवादि नाम त्रिदिवेऽपि यस्य ॥१०॥

पिता समाराधनतत्परेण
पुत्रेण पुत्री स यथैव तेन ।
पुत्रस्तथैवात्मजवत्सलेन
स तेन पित्रा पितृमान्बभूव ॥११॥

पूर्वस्तयोरात्मसमे चिरोढा-
मात्मोद्भवे वर्णचतुष्टयस्य ।
धुरं निधायैकनिधिर्गुणानां
जगाम यज्वा यजमानलोकम् ॥१२॥

वशी सुतस्तस्य वशंवदत्वा-
त्स्वेषामिवासीद्द्विषतामपीष्टः ।
सकृद्विविग्नानपि हि प्रयुक्तं
माधुर्यमीष्टे हरिणान्ग्रहीतुम् ॥१३॥

अहीनगुर्नाम स गां समग्रा-
महीनबाहुद्रविणः शशास ।
यो हीनसंसर्गपराङ्मुखत्वा-
द्युवाप्यनर्थैर्व्यसनैर्विहीनः ॥१४॥

ને એ કુલ-શ્રી 'નલ' પુત્ર પામતો;
– તેજસ્વી અગ્નિ સમ, પદ્મ-શું મુખ –
ભાંગ્યાં જ એણે અરિ-સૈન્ય, જેમ
હાથી મહા નેતરનાં વનોને. ૫

એનો ગવાયો નભ-ચારીએ યશ:
રૂડો નભ-શ્યામલ પુત્ર પામ્યો,
પ્રખ્યાતિ પામ્યો 'નભ' નામથી જે;
વ્હાલો પ્રજામાં નભ-માસ જેવો. ૬

ભળાવીને ઉત્તર કોસલોનું
સામ્રાજ્ય એ પુત્ર સમર્થને, પિતા
ધર્મિષ્ઠ, બાંધે મૃગ-મૈત્રી, સાંભળી
જરા-ની વાણી, ભવ-બન્ધ છોડવા. ૭

અને ગજોમાં જ્યમ પુંડરીક,
અ-જેય જન્મ્યો સુત પુંડરીક:
પિતા જતાં, શ્રી લઈ પુંડરીકને,
શું પુંડરીકાક્ષ સહે વસી રહી. ૮

અમોઘ-ધન્વા નૃપ 'ક્ષેમધન્વા'
– પ્રજા તણા ક્ષેમ વિષે સમર્થ –
સુતે દઈ રાજ્ય, ક્ષમાભર્યો એ
સહિષ્ણુતાથી અતિશે તપ્યો તપ. ૯

गुरोः स चानन्तरमन्तरज्ञः
पुंसां पुमानाद्य इवावतीर्णः ।
उपक्रमैरस्खलितैश्चतुर्भि-
श्चतुर्दिगीशश्चतुरो बभूव ॥१५॥

तस्मिन्प्रयाते परलोकयात्रां
जेतर्यरीणां तनयं तदीयम् ।
उच्चैः शिरस्त्वाज्जितपारियात्रं
लक्ष्मीः सिषेवे किल पारियात्रम् ॥१६॥

तस्याभवत्सूनुरुदारशीलः
शिलः शिलापट्टविशालवक्षाः ।
जितारिपक्षोऽपि शिलीमुखैर्यः
शालीनतामव्रजदीड्यमानः ॥१७॥

तमात्मसंपन्नमनिन्दितात्मा
कृत्वा युवानं युवराजमेव ।
सुखानि सोऽभुङ्क्त सुखोपरोधि
वृत्तं हि राज्ञामुपरुद्धवृत्तम् ॥१८॥

तं रागबन्धिष्ववितृप्तमेव
भोगेषु सौभाग्यविशेषभोग्यम् ।
विलासिनीनामरतिक्षमापि
जरा वृथा मत्सरिणी जहार ॥१९॥

એને ય જન્મ્યો સુત દેવ જેવો;
જે મોખરે સૈન્યની ચાલતો રણે:
સ્વર્ગે ય પ્રખ્યાત જ નામ એનું, –
આદિ મહીં 'દેવ', 'અનીક' અન્તમાં. ૧૦

સાચે, પિતા એ જયમ 'પુત્રવાળો,'
સેવા મહીં તત્પર પુત્ર પામતાં;
એવો ઘણો વત્સલ તાત પામતાં,
સાચે જ, એ પુત્ર ય 'તાતવાળો'. ૧૧

– ધણી ઉપાડી, – નિજ-શા સુપુત્રને
ચારે ય વર્ણો તણી ધોંસરી દઈ,
ગુણો તણો સાગર એ મહાન,
યજ્ઞો કરીને, સુરલોકમાં ગયો. ૧૨

મીઠું વદંતો પુત સંયમી એ,
વ્હાલો થયો સૌ નિજ-પારકામાં: –
ડરી ગયેલાં હરણાં ય મીઠા
સ્વરો થકી સ્હેજ મહીં ઝલાતાં. ૧૩

'અહીનગુ' નામ ધરેલ એ, બધી
શાસે ધરાને, સબળી ભુજાળો:
હીણા જનોનો નહિ સંગ; તેથી એ
જવાનીમાં યે વ્યસનોથી આઘો. ૧૪

उन्नाभ इत्युद्गतनामधेय-
स्तस्यायथार्थोन्नतनाभिरन्ध्रः ।
सुतोऽभवत्पङ्कजनाभकल्पः
कृत्स्नस्य नाभिर्नृपमण्डलस्य ॥२०॥

ततः परं वज्रधरप्रभाव-
स्तदात्मजः संयति वज्रघोषः ।
बभूव वज्राकरभूषणायाः
पतिः पृथिव्याः किल वज्रणाभः ॥२१॥

तस्मिन्गते द्यां सुकृतोपलब्धां
तत्संभवं शङ्खणमर्णवान्ता ।
उत्खातशत्रुं वसुधोपतस्थे
रत्नोपहारैरुदितैः खनिभ्यः ॥२२॥

तस्यावसाने हरिदश्वधामा
पित्र्यं प्रपेदे पदमश्विरूपः ।
वेलातटेषूषितसैनिकाश्वं
पुराविदो यं व्युषिताश्वमाहुः ॥२३॥

आराध्य विश्वेश्वरमीश्वरेण
तेन क्षितेर्विश्वसहो विजज्ञे ।
पातुं सहो विश्वसखः समग्रां
विश्वंभरामात्मजमूर्तिरात्मा ॥२४॥

પિતા પછી, સૌ ઉર જાણનાર એ
—શું પૃથ્વી-પે આદિ પુરુષ ઊતર્યા!—
ચારે ય તે નીતિ થકી સમર્થ,
સમ્રાટ ચારે ય દિશા તણો થયો. ૧૫

સ્વર્ગે જતાં એ અરિનો વિજેતા,
—ઊંચાં શિરે પર્વત પારિયાત્રીને
જેણે જીત્યો, તે સુત 'પારિયાત્રી'ને
ખરે જ, સેવી રહી રાજ્ય-લક્ષ્મી. ૧૬

સુ-શીલ એનો 'શિલ' નામનો સુત
—શિલા સમી પ્રૌઢ, વિશાળ છાતી—
જીતી લીધા શત્રુ શરો થકી; છતાં,
સુણ્યે વખાણો નિજ, એ લજાતો. ૧૭

યશસ્વી એણે સુત બુદ્ધિમાન,
જુવાન સ્થાપ્યો યુવરાજના પદે;
પછી જ પામ્યો સુખ: ભૂપ-જીવન
કેદી સરીખું, સુખનું વિરોધી. ૧૮

ભોગો થકી—રાગ વધારનારા—
અતૃપ્ત, એ સુન્દરી-બદ્ધ ભૂપને
વૃથા જ હા, (ભોગવવા અશક્તને)—
લૈ ગૈ જરા મત્સરભાવ ધારી. ૧૯

अंशे हिरण्याक्षरिपोः स जाते
हिरण्यनाभे तनये नयज्ञः ।
द्विपामसह्यः सुतरां तरूणां
हिरण्यरेता इव सानिलोऽभूत् ॥२५॥

पिता पितृणामनृणस्तमन्ते
वयस्यनन्तानि सुखानि लिप्सुः ।
राजानमाजानुविलम्बिबाहुं
कृत्वा कृती वल्कलवान्बभूव ॥२६॥

कौसल्य इत्युत्तरकोसलानां
पत्युः पतङ्गान्वयभूषणस्य ।
तस्यौरसः सोमसुतः सुतोऽभू-
न्नेत्रोत्सवः सोम इव द्वितीयः ॥२७॥

यशोभिराब्रह्मसभं प्रकाशः
स ब्रह्मभूयं गतिमाजगाम ।
ब्रह्मिष्ठमाधाय निजेऽधिकारे
ब्रह्मिष्ठमेव स्वतनुप्रसूतम् ॥२८॥

तस्मिन्कुलापीडनिभे विपीडं
सम्यङ्महीं शासति शासनाङ्काम्
प्रजाश्चिरं सुप्रजसि प्रजेशे
ननन्दुरानन्दजलाविलाक्ष्यः ॥२९॥

'ઉન્નાભ' નામે સુત ખ્યાત એનો,
ઊંડી – યથાનામ જ – નાભિવાળો;
શોભી રહેતો પ્રભુ પદ્મનાભ-શો;
નાભિ જ આખા નૃપ-ચક્ર કેરી. ૨૦

પછીથી, એનો સુત વજ્રધારી શો
સંગ્રામમાં વજ્ર સમાન ગાજતો :
પહેરતી ભૂષણ વજ્ર-ખાણનું
પૃથ્વી તણો એ પતિ 'વજ્રણાભ'. ૨૧

સત્કાર્યથી સ્વર્ગ મહીં જતાં એ,
અરિ-હણ્યા 'શંખણ' પુત્રને ધરા
– સિન્ધુ લગીની – રહી સેવતી કંઈ,
ખાણોથી રત્નો તણી ભેટ લૈને. ૨૨

એ યે જતાં, અશ્વિન-શો રૂપાળો,
રવિ-પ્રભાળો સુત, એ સિંહાસને :
સિન્ધુ-તટે સૈન્ય-પડાવ નાખતાં;
પુરાવિદો ક્હે 'વ્યુષિતાશ્વ' જેને. ૨૩

વિશ્વેશને પૂજી, ક્ષિતીશ પામે
સુપુત્ર – પોતે જ શું – વિશ્વનો સખા;
સમર્થ જે, આખું ય વિશ્વ રક્ષવા;
ખ્યાતિભર્યો 'વિશ્વસહ' પ્રતાપી. ૨૪

पात्रीकृतात्मा गुरुसेवनेन
स्पष्टाकृतिः पत्ररथेन्द्रकेतोः ।
तं पुत्रिणां पुष्करपत्रनेत्रः
पुत्रः समारोपयदग्रसंख्याम् ॥३०॥

वंशस्थितिं वंशकरेण तेन
संभाव्य भावी स सखा मघोनः ।
उपस्पृशन्स्पर्शनिवृत्तलौल्य-
स्त्रिपुष्करेषु त्रिदशत्वमाप ॥३१॥

तस्य प्रभानिर्जितपुष्परागं
पौष्यां तिथौ पुष्यमसूत पत्नी ।
तस्मिन्नपुष्यन्नुदिते समग्रां
पुष्टिं जनाः पुष्य इव द्वितीये ॥३२॥

महीं महेच्छः परिकीर्य सूनौ
मनीषिणे जैमिनयेऽर्पितात्मा ।
तस्मात्सयोगादधिगम्य योग-
मजन्मनेऽकल्पत जन्मभीरुः ॥३३॥

ततः परं तत्प्रभवः प्रपेदे
ध्रुवोपमेयो ध्रुवसंधिरुर्वीम् ।
यस्मिन्नभूज्ज्यायसि सत्यसंधे
संधिर्ध्रुवः संनमतामरीणाम् ॥३४॥

હિરણ્યરેતા સહ વાયુ, વૃક્ષને
અસહ્ય; તેવો અરિને થયો એ;
જન્મ્યે, હિરણ્યાક્ષ તણા રિપુનો
કૈં અંશ, થૈ પુત્ર 'હિરણ્યનાભ'. ૨૫

અન્તે, પિતૃનાં ઋણથી છૂટી, ચહી
સુખો અનન્તાં (કૃતકૃત્ય થૈને),
આજાનુબાહુ સુતને દઈને
સામ્રાજ્ય, એ વલ્કલધારી થાતો. ૨૬

યજ્ઞો કરંતા, રવિવંશી-ભૂષણ,
એ ભૂપને ઉત્તર કોશલોના
'કૌશલ્ય' નામે સુત થાય રાણીથી,
શશી સમો, ઉત્સવ આંખ કેરો. ૨૭

જેનો યશ બ્રહ્મસભા સુધી ગયો,
ભૂપાળ એ બ્રહ્મની પામતો ગતિ;
'બ્રહ્મિષ્ઠ' નામે સુત બ્રહ્મનિષ્ઠને
સોંપી દઈને અધિકાર રાજ્યનો. ૨૮

એ વંશ કેરો મણિ, ભૂમિ શાસતાં
રૂડી રીતે, ભૂપ સુ-પુત્રવાળો,
આનન્દમાં વર્ષ ઘણાં રહી પ્રજા,
આનન્દનાં આંસુથી ઝાંખી આંખે. ૨૯

सुते शिशावेव सुदर्शनाख्ये
दर्शात्ययेन्दुप्रियदर्शने सः ।
मृगायताक्षो मृगयाविहारी
सिंहादवापद्द्विपदं नृसिंहः ॥३५॥

स्वर्गामिनस्तस्य तमैकमत्या-
दमात्यवर्गः कुलतन्तुमेकम् ।
अनाथदीनाः प्रकृतीरवेक्ष्य
साकेतनाथं विधिवच्चकार ॥३६॥

नवेन्दुना तन्नभसोपमेयं
शावैकसिंहेन च काननेन ।
रघोः कुलं कुड्मलपुष्करेण
तोयेन चाप्रौढनरेन्द्रमासीत् ॥३७॥

लोकेन भावी पितुरेव तुल्यः
संभावितो मौलिपरिग्रहात्सः ।
दृष्टो हि वृण्वन्कलभप्रमाणोऽ-
प्याशाः पुरोवातमवाप्य मेघः ॥३८॥

तं राजवीथ्यामधिहस्ति यान्त
माधोरणालम्बितमग्र्यवेशम् ।
षड्वर्षदेशीयमपि प्रभुत्वा-
त्प्रैक्षन्त पौराः पितृगौरवेण ॥३९॥

એનો પિતા-ભક્તિથી ‘પાત્ર’, પદ્મ-શાં
નેત્રાળ, વિષ્ણુ-રૂપ, ‘પુત્ર’ નામનો
સુ-પુત્ર, તાતો મહિં તાતને નિજ,
બેસારતો સર્વથી અગ્રસ્થાને. ૩૦

સુ-સ્થાપીને વંશ ચલાવનારને,
સુરેન્દ્રનો ભાવિ સખા નરેન્દ્ર એ
સ્પર્શોની તૃષ્ણાથી નિવૃત્ત થૈ, ગયો
સ્વર્ગે, ત્રણે પુષ્કર માંહિં ન્હાઈ. ૩૧

મ્હારાણીએ પોષની પૂર્ણિમાએ
સુપુત્ર ‘પુષ્ય’ પ્રસવ્યો, પ્રભાથી
ઝાંખાં કરંતો મણિ પુષ્પ-રાગ :
પામી પ્રજા પુષ્ટિ શું અન્ય પુષ્યથી! ૩૨

એ પુત્રને રાજ્ય દઈ, મહામના,
પદે જતો જૈમિની બ્રહ્મવિદ્ તણા :
સંસાર-ભીરુ નૃપ યોગ સાધી,
છૂટી જતો ચક્રથી જન્મ-મૃત્યુના. ૩૩

પછીથી, એનો ‘ધ્રુવસન્ધિ’ પુત્ર
પામે ધરાને; ધ્રુવ-શો જ : સાચો :
નમી જતા શત્રુ સહે કરે જે,
તે સન્ધિને એ નિજ પાળતો, ધ્રુવ. ૩૪

कामं न सोऽकल्पत पैतृकस्य
सिंहासनस्य प्रतिपूरणाय ।
तेजोमहिम्ना पुनरावृतात्मा
तद्व्याप चामी करपिञ्जरेण ॥४०॥

तस्मादधः किंचिदिवावतीर्णा-
वसंस्पृशन्तौ तपनीयपीठम् ।
सालक्तकौ भूपतयः प्रसिद्धै-
र्ववन्दिरे मौलिभिरस्य पादौ ॥४१॥

मणौ महानील इति प्रभावा-
दल्पप्रमाणेऽपि यथा न मिथ्या ।
शब्दो महाराज इति प्रतीत-
स्तथैव तस्मिन्युयुजेऽर्भकेऽपि ॥४२॥

पर्यन्तसंचारितचामरस्य
कपोललोलोभयकाकपक्षात् ।
तस्याननादुच्चरितो विवाद-
श्चस्खाल वेलास्वपि नार्णवानाम् ॥४३॥

निर्वृत्तजाम्बूनदपट्टशोभे
न्यस्तं ललाटे तिलकं दधानः ।
तेनैव शून्यान्यरिसुन्दरीणां
मुखानि स स्मेरमुखश्चकार ॥४४॥

મૃગ-દગાળાં નર-સિંહને એ,
સિંહે હણ્યો છે મૃગયા-વિહારે;
જોતાં જ વ્હાલો સહુને, 'સુદર્શન'
શિશુ હજી બીજ-શશી સમો ત્યાં. ૩૫

સ્વર્ગે ગયે ભૂપતિ, મન્ત્રીઓ મળી,
અનાથ ને દીન પ્રજા નિહાળી,
નાના શિશુ – એ કુલ-તાંતણા–ને
સાકેતનો નાથ કરે વિધિથી. ૩૬

યથૈવ બાલેન્દુથી આભ; સિંહના
એકાકી બચ્ચાંથી અરણ્ય; પદ્મની
કળી થકી સ્રોવર; તેમ આ શિશુ
સમ્રાટથી રાઘવ-કુલ શોભ્યું. ૩૭

મુકુટ પ્હેર્યો તહિંથી જ, સૌ યે
માન્યું, 'થશે તાત સમો ભવિષ્યમાં':
દેખાય હાથી-શિશુ શો છતાં, નભે
વ્યાપી રહે, સમ્મુખ વાયુથી ઘન. ૩૮

નૃપેન્દ્ર-વેષે – ગજ-સ્વાર ઝીલતા –
વિરાજી હાથી પર, રાજમાર્ગે
જતા નિહાળી નૃપને છ વર્ષના,
સન્માન દે નાગરિકો, પિતા સમું. ૩૯

शिरीषपुष्पाधिकसौकुमार्यः
खेदं स यायादपि भूषणेन ।
नितान्तगुर्वीमपि सोऽनुभावा-
द्धुरं धरित्र्या बिभरांबभूव ॥४५॥

न्यस्ताक्षरामक्षरभूमिकायां
कार्त्स्न्येन गृह्णाति लिपिं न यावत् ।
सर्वाणि तावच्छ्रुतवृद्धयोगा-
त्फलान्युपायुङ्क्त स दण्डनीतेः ॥४६॥

उरस्यपर्याप्तनिवेशभागा
प्रौढीभविष्यन्तमुदीक्षमाणा ।
संजातलज्जेव तमातपत्र-
च्छायाच्छलेनोपजुगूह लक्ष्मीः ॥४७॥

अनश्नुवानेन युगोपमान-
मबद्धमौर्वीकिणलाञ्छनेन ।
अस्पृष्टखड्गत्सरुणापि चासी-
द्रक्षावती तस्य भुजेन भूमिः ॥४८॥

न केवलं गच्छति तस्य काले
ययुः शरीरावयवा विवृद्धिम् ।
वंश्या गुणाः खल्वपि लोककान्ताः
प्रारम्भसूक्ष्माः प्रथिमानमापुः ॥४९॥

પિતાનું સિંહાસન બાલ-દેહે
પૂરું ભરાયું ન; છતાં સુનેરી
પ્રભા થકી દેહ તણી, વિશાળા
દેહે, વિશાળું ભરતો સિંહાસન. ૪૦

સિંહાસનેથી શિશુ-રાજવીના
નાના પગે કે' અળતાથી રાતા,
સુવર્ણની પાદ-પીઠે ન પ્હોંચતા,—
ઊંચા, ઝગંતા મુકુટે નમે નૃપો. ૪૧

નાના મણિને ય મહા પ્રભાથી
કહે 'મહાનીલ', ન કાંઈ ખોટું:
તેવી રીતે એ શિશુ-રાજવીને
કહે 'મહારાજ'; ખરેખરું એ. ૪૨

બે બાજુએ બાલ-ની ચામરો ઢળે:
બે બાજુએ ગાલ-ની ઓડિયાં ઝૂલે:
શિશુ-મુખેથી નીકળેલ વેણ, તે
પળાય પૂરેપૂરું, સાગરો લગી. ૪૩

સુવર્ણપટ્ટો ધરીને લલાટે,
રૂડું કરીને તિલક, સ્મિતે ભર્યાં
મુખે, મુખોને રિપુ-સુન્દરીનાં
કરી રહે એ તિલકો વિનાનાં. ૪૪

स पूर्वजन्मान्तरदृष्टपाराः
स्मरन्निवाक्लेशकरो गुरूणाम् ।
तिस्रस्त्रिवर्गाधिगमस्य मूलं
जग्राह विद्याः प्रकृतीश्च पित्र्याः ॥५०॥

व्यूह्य स्थितः किंचिदिवोत्तरार्ध-
मुन्नद्धचूडोऽञ्चितसव्यजानुः ।
आकर्णमाकृष्टसबाणधन्वा
व्यरोचतास्त्रेस विनीयमानः ॥५१॥

अथ मधु वनितानां नेत्रनिर्वेशनीय-
मनसिजतरुपुष्पं रागबन्धप्रवालम् ।
अकृतकविधि सर्वाङ्गीणमाकल्पजातं
विलसितपदमाद्यं यौवनं स प्रपेदे ॥५२॥

प्रतिकृतिरचनाभ्यो दूतिसंदर्शिताभ्यः
समधिकतररूपाः शुद्धसंतानकामैः ।
अधिविविदुरमात्यैराहृतास्तस्य यूनः
प्रथमपरिगृहीते श्रीभुवौ राजकन्याः ॥५३॥

શિરીષનાં ફૂલથી યે સુકોમળો;
થાકી જતો ભૂષણના ય ભારથી;
તો યે, ઘણી ભારી ધુરા ધરાની
ધારી રહે એ સહજ પ્રભાવથી. ૪૫

પાટી પરે અક્ષર પાડીને, લિપિ
શીખે હજી ના સઘળી, તહીં તો
સંસર્ગ પામ્યા થકી જ્ઞાનવૃદ્ધના,
પામે ફળોને સહુ રાજ-નીતિનાં. ૪૬

છાતી હજી સાંકડી એની, તેથી
જોતી રહી રાહ વિકાસ કેરી;
લજ્જાથી શું, છત્રની છાય કેરાં
બ્હાનાંથી, આલિંગતી લક્ષ્મી એને. ૪૭

ન ધોંસરી-શા હજી; ના ધનુષ્યની
પ્રત્યંચના આંટણથી સુહાતા;
ન ઝાલતા ખડ્ગની મૂઠને; છતાં,
એ બાહુથી રક્ષણ ભૂમિનું થયું. ૪૮

દિનો જતાં, કેવલ દેહ કેરાં
ન માત્ર અંગાંગ વિકાસ પામતાં:
વ્હાલા બધાને ગુણ વંશના ય તે
નાના શરૂમાં, વધતા જતા રહ્યા. ૪૯

## एकोनविंशः सर्गः ।

अग्निवर्णमभिषिच्य राघवः
स्वे पदे तनयमग्नितेजसम् ।
शिश्रिये श्रुतवतामपश्चिमः
पश्चिमे वयसि नैमिषं वशी ॥१॥

तत्र तीर्थसलिलेन दीर्घिका-
स्तल्पमन्तरितभूमिभिः कुशैः ।
सौधवासमुटजेन विस्मृतः
संचिकाय फलनिःस्पृहस्तपः ॥२॥

लब्धपालनविधौ न तत्सुतः
खेदमाप गुरुणा हि मेदिनी ।
भोक्तुमेव भुजनिर्जितद्विषा
न प्रसाधयितुमस्य कल्पिता ॥३॥

सोऽधिकारमभिकः कुलोचितं
काश्चन स्वयमवर्तयत्समाः ।
संनिवेश्य सचिवेष्वतः परं
स्त्रीविधेयनवयौवनोऽभवत् ॥४॥

જાણે સ્મરીને,—નિજ પૂર્વજન્મમાં
પામેલ પૂરી—ગુરુને ન ક્લેશ દૈ—,
વિદ્યા ત્રણે,—મૂળ ત્રિ-વર્ગ કેરું—,
ગ્રહી લીધી, તાતની યે પ્રજાને. ૫૦

વાળી લઈ ઘૂંટણ ડાબું; કેશને
બાંધી ઊંચા; છાતી બહાર કાઢી:
આકર્ણ ખેંચે ધનુ, બાણ સાંધી:
એ અસ્ત્રવિદ્યા શીખતો સુહંતો. ૫૧

પછી, પુર-રમણીનાં નેત્ર માટે મધુ શું;
રતિપતિ—તરુ કેરું ફૂલ; ને પ્રીતિ-ટીશી:
સહજ ભૂષણથી સૌ અંગ-પે શોભનારાં,
રસ-સદન સરીખાં જોબને એ સુહાયો. ૫૨

કુલસચિવ-સમૂહે શુદ્ધ સંતાન માટે
છબીથી અધિક રૂડી, દૂતી-દાખી વરાવી,
નૃપતિ તણી સુતાઓ સૌ થઈ શૉક્ય જેવી,
યુવક નૃપ વરેલી વ્હેલી શ્રી ને ભૂમિની. ૫૩

कामिनीसहचरस्य कामिन-
स्तस्य वेश्मसु मृदङ्गनादिषु ।
ऋद्धिमन्तमधिकर्द्धिरुत्तरः
पूर्वमुत्सवमपोहदुत्सवः ॥५॥

इन्द्रियार्थपरिशून्यमक्षमः
सोढुमेकमपि स क्षणान्तरम् ।
अन्तरेव विहरन्दिवानिशं
न व्यपैक्षत समुत्सुकाः प्रजाः ॥६॥

गौरवाद्यदपि जातु मन्त्रिणां
दर्शनं प्रकृतिकाङ्क्षितं ददौ ।
तद्गवाक्षविवरावलम्बिना
केवलेन चरणेन कल्पितम् ॥७॥

तं कृतप्रणतयोऽनुजीविनः
कोमलात्मनखरागरूषितम् ।
भेजिरे नवदिवाकरातप-
स्पृष्टपङ्कजतुलाधिरोहणम् ॥८॥

यौवनोन्नतविलासिनीस्तन-
क्षोभलोलकमलाश्च दीर्घिकाः ।
गूढमोहनगृहास्तदम्बुभिः
स व्यगाहत विगाढमन्मथः ॥९॥

## સર્ગ ઓગણીસમો

ગાદી આપી સુત અગ્નિવર્ણને
અગ્નિ જેમ અતિશે પ્રકાશતા—
ઇન્દ્રિયો વશ કરેલ, વૃદ્ધ એ
જ્ઞાની-શ્રેષ્ઠ નૃપ નૈમિષે ગયો. ૧

તીર્થનાં જલથી વાવ ભૂલીને;
ને પલંગ, કુશની પથારીથી;
ભૂલી મ્હેલ વળી, ઝૂંપડી થકી;
સંઘરે તપ, ફ્લે સ્પૃહા વિના. ૨

રાજ્ય તાતની કનેથી મેળવી,
પાળતો પૃથિવીને સુખેથી એ:
તાતથી અરિ જીતાઈ સૌ જતાં,
ભોગવે જ બસ, ભૂપ ભૂમિને. ૩

રાજ્ય-કાર્ય કર્યું વર્ષ કૈં સ્વયમ્;
ને પછીથી સચિવો તણા કરે
સોંપ્યું પાલન પ્રજાનું; સ્ત્રી-કરે
સોંપ્યું જોબન નવીન, કામીએ. ૪

तत्र सेकहृतलोचनाञ्जनै-
र्धौतरागपरिपाटलाधरैः ।
अङ्गनास्तमधिकं व्यलोभय-
न्नर्पितप्रकृतकान्तिभिर्मुखैः ॥१०॥

घ्राणकान्तमधुगन्धकर्षिणीः
पानभूमिरचनाः प्रियासखः ।
अभ्यपद्यत स वासितासखः
पुष्पिताः कमलिनीरिव द्विपः ॥११॥

सातिरेकमदकारणं रह-
स्तेन दत्तमभिलेपुरङ्गनाः ।
ताभिरप्युपहृतं मुखासवं
सोऽपिबद्‌बकुलतुल्यदोहदः ॥१२॥

अङ्कमङ्कपरिवर्तनोचिते
तस्य निन्यतुरशून्यतामुभे ।
वल्लकी च हृदयंगमस्वना
वल्गुवागपि च वामलोचना ॥१३॥

स स्वयं प्रहतपुष्करः कृती
लोलमाल्यवलयो हरन्मनः ।
नर्तकीरभिनयातिलङ्घिनीः
पार्श्ववर्तिषु गुरुष्वलज्जयत् ॥१४॥

કામિની સહ વસેલ કામી-ના
મ્હેલમાં – નિત મૃદંગ જ્યાં બજે –
એકએકથી વધુ સમૃદ્ધ કૈં,
ઉત્સવોની શરૂ થૈ પરમ્પરા. ૫

ભોગ-વ્હોણી ક્ષણ એક ના સહે;
મ્હેલમાં જ વસતો દિને-નિશે:
દર્શને અતિશં આતુરી પ્રજા;
કિન્તુ, એ વદન ના બતાવતો. ૬

મન્ત્રી-વેણ તણું માન રાખીને,
એ કદી કદીક નાગરિકને
દે જ દર્શન, – મહેલ-બારીની
બ્હાર માત્ર લટકંત પાયનું. ૭

કોમળા નખ તણી પ્રભા થકી
પાયને રતૂમડા, નૃપાળના,
– પદ્મ-શા જ, રવિ-રશ્મિ સ્પર્શતાં –
વન્દી, સેવક-સમૂહ સેવતા. ૮

યૌવનોન્નત સ્તને જલો હલ્યે,
ઝૂલતાં કમળવાળી વાવમાં
(પાણી હેઠળ ગૃહો વિહારનાં)
કામી એ રમણીઓ સહે રમે. ૯

चारु नृत्यविगमे च तन्मुखं
स्वेदभिन्नतिलकं परिश्रमात् ।
प्रेमदत्तवदनानिलः पिब-
न्नत्यजीवदमरालकेश्वरौ ॥१५॥

तस्य सावरणदृष्टसंधयः
काम्यवस्तुषु नवेषु सङ्गिनः ।
वल्लभाभिरुपसृत्य चक्रिरे
सामिभुक्तविषयाः समागमाः ॥१६॥

अङ्गुलीकिसलयाग्रतर्जनं
भ्रूविभङ्गकुटिलं च वीक्षितम् ।
मेखलाभिरसकृच्च बन्धनं
वञ्चयन्प्रणयिनीरवाप सः ॥१७॥

तेन दूतिविदितं निषेदुषा
पृष्ठतः सुरतवाररात्रिषु ।
शुश्रुवे प्रियजनस्य कातरं
विप्रलम्भपरिशङ्किनो वचः ॥१८॥

लौल्यमेत्य गृहिणीपरिग्रहा-
न्नर्तकीष्वसुलभासु तद्वपुः ।
वर्तते स्म स कथंचिदालिख-
न्नङ्गुलीक्षरणसन्नवर्तिकः ॥१९॥

નેત્ર-કાજળ જળે વહી જતાં;
રંગ ધોવઈ જતાં ય હોઠથી;
ભૂપને અધિક લોભવે સ્ત્રીઓ,
મ્હોં તણી કુદરતી પ્રભા થકી. ૧૦

મદ્ય-વાસ મીઠીથી તણાઈને
મદ્યપાન-સ્થળમાં જતો નૃપ,
રાણીઓ સહિત, હાથી હાથણી
સાથ જેમ ખીલી પદ્મિની ભણી. ૧૧

ભૂપ-મ્હોંથી મદને વધારતું
મદ્ય પીવું છૂપું ચાહતી સ્ત્રીઓ;
ને પીતો રમણીનાં મુખો થકી
ભૂપ ચે, બકુલ જેમ દોહદે. ૧૨

અંકમાં નિત વિહાર-યોગ્ય તે
અંક ખાલી નહીં રાખતી ઉભે;—
સૂરથી ઉર ભરી જતી વીણા;
મીઠડાં વચનવાળી કામિની. ૧૩

વાદ્ય એ બજવતાં નૃપ સ્વયમ્,
હાર, કુંડલ રુડાં ઝૂલ્યે, હયેં
ચિત્ત, નર્તકી ભૂલે, લજાતી કૈં
હાજરી થકી ગુરુજનો તણી. ૧૪

प्रेमगर्वितविपक्षमत्सरा-
दायताच्च मदनान्महीक्षितम् ।
निन्युरुत्सवविधिच्छलेन तं
देव्य उज्झितरुषः कृतार्थताम् ॥२०॥

प्रातरेत्य परिभोगशोभिना
दर्शनेन कृतखण्डनव्यथाः ।
प्राञ्जलिः प्रणयिनीः प्रसादय-
न्सोऽदुनोत्प्रणयमन्थरः पुनः ॥२१॥

स्वप्नकीर्तितविपक्षमङ्गनाः
प्रत्यभैत्सुरवदन्त्य एव तम् ।
प्रच्छदान्तगलिताश्रुबिन्दुभिः
क्रोधभिन्नवलयैर्विवर्तनैः ॥२२॥

क्लृप्तपुष्पशयनाँल्लतागृहा-
नेत्य दूतिकृतमार्गदर्शनः ।
अन्वभूत्परिजनाङ्गनारतं
सोऽवरोधभयवेपथूत्तरम् ॥२३॥

नाम वल्लभजनस्य ते मया
प्राप्य भाग्यमपि तस्य काङ्क्ष्यते ।
लोलुपं ननु मनो ममेति तं
गोत्रविस्खलितमूचुरङ्गनाः ॥२४॥

નર્તનો વિરમતાં, શ્રમે થયા
સ્વેદ-લૂછ્યું-તિલકાળું મ્હોં રુડું,
શ્વાસ ફૂંકી, પ્રીતિથી ચૂમી, વધુ
માણતો સુખ કુબેર-ઇન્દ્રથી. ૧૫

ચાહતો નવું : નવી સ્ત્રીઓ સહે
દૂતથી, અગર ગોઠવ્યા સ્વયમ્,
ર્‌હે જતા જ અધૂરા સમાગમો;
જૂની વ્હાલી તહીં આવી પ્હોંચતાં. ૧૬

તર્જની-ફૂંપળથી ઘણો ડર;
વાંકી ભમ્મરથી વક્ર દૃષ્ટિઓ;
મેખલાથી બહુ વાર બન્ધનો,
પામતો નૃપતિ, છેતરી સ્ત્રીને. ૧૭

રાત્રિએ મિલનની, પ્રિયા પૂંઠે
બેસતાં, - લહતી દૂતી કારણ -
સાંભળે નૃપતિ છેતરામણી -
કેરી બીક-ભરી વાણી નારીની. ૧૮

ચોકી રાણી તણી, તેથી નર્તકી
પાસ આતુર છતાં ન જૈ શકે;
તો ય, ર્‌હે નજીક, ચિત્ર દોરતાં; -
સ્વેદ-ભીંજલ કરે સરે પીંછી. ૧૯

चूर्णबभ्रु लुलितस्रगाकुलं
छिन्नमेखलमलक्तकाङ्कितम् ।
उत्थितस्य शयनं विलासिन-
स्तस्य विभ्रमरतान्यपावृणोत् ॥२५॥

स स्वयं चरणरागमादधे
योषितां न च तथा समाहितः ।
लोभ्यमाननयनः श्लथांशुकै-
र्मेखलागुणपदैर्नितम्बिभिः ॥२६॥

चुम्बने विपरिवर्तिताधरं
हस्तरोधि रशनाविघट्टने ।
विघ्नितेच्छमपि तस्य सर्वतो
मन्मथेन्धनमभूद्वधूरतम् ॥२७॥

दर्पणेषु परिभोगदर्शिनी-
र्नर्मपूर्वमनुपृष्ठसंस्थितः ।
छायया स्मितमनोज्ञया वधू-
र्ह्रीनिमीलितमुखीश्चकार सः ॥२८॥

कण्ठसक्तमृदुबाहुबन्धनं
न्यस्तपादतलमग्रपादयोः ।
प्रार्थयन्त शयनोत्थितं प्रिया-
स्तं निशात्ययविसर्गचुम्बनम् ॥२९॥

મત્સરે પ્રણય-ગર્વી શૌક્યના;
કામ-વૃદ્ધિથી ય; રોષ છાંડીને;
કાઢી ઉત્સવનું બ્હાનું; રાણીઓ
ઇચ્છ્યું મેળવતી, ભૂપ પાસથી. ૨૦

ખણ્ડિતાનું દઈ દુઃખ રાણીને,
ભોગ-સુન્દર દૃગે પરોઢિયે
આવી, જોડી કર, દુઃખ ઠારી દે:–
તો ય, એ પ્રીતથી એનું એ, ફરી. ૨૧

નામ શૌક્ય તણું સ્વપ્નમાં લીધે,
ભૂપ સાથ વઢવાડ રાણીની:–
આંસુ સેજ પર: મૌન: કંકણો
ભાંગી ક્રોધ થકી: પાસું ફેરવી. ૨૨

પુષ્પ-સેજ ઢળી, તે લતા-ગૃહે
દૂતીએ પથ બતાવતાં, જતો:
રાણીઓથી ભયભીત, ધ્રૂજતાં
દાસી સંગ રતિ ભૂપ ભોગવે. ૨૩

'નામ પ્યારી તણું દીધું તેં મને;
તો હવે ચહતું એનું ભાગ્ય યે,
લાલચુ મન:' વદે છ રાણીઓ,
નામ ભૂલી, વદતા નૃપાળને. ૨૪

प्रेक्ष्य दर्पणतलस्थमात्मनो
राजवेषमतिशक्रशोभिनम् ।
पिप्रिये न स तथा यथा युवा
व्यक्तलक्ष्म परिभोगमण्डनम् ॥३०॥

मित्रकृत्यमपदिश्य पार्श्वतः
प्रस्थितं तमनवस्थितं प्रियाः ।
विद्म हे शठ! पलायनच्छला-
न्यञ्जसेति रुरुधुः कचग्रहैः ॥३१॥

तस्य निर्दयरतिश्रमालसाः
कण्ठसूत्रमपदिश्य योषितः ।
अध्यशेरत बृहद्भुजान्तरं
पीवरस्तनविलुप्तचन्दनम् ॥३२॥

संगमाय निशि गूढचारिणं
चारदूतिकथितं पुरोगताः ।
वञ्चयिष्यसि कुतस्तमोवृतः
कामुकेति चकृषुस्तमङ्गनाः ॥३३॥

योषितामुडुपतेरिवार्चिषां
स्पर्शनिर्वृतिमसाववाप्नुवन् ।
आरुरोह कुमुदाकरोपमां
रात्रिजागरपरो दिवाशयः ॥३४॥

ચૂર્ણ-પીળી; ઢીલી માળવાળી ચે;
તૂટી-સેર-ભરી; રાતી, લાખથી;
એ વિલાસી ઊઠતાં, બતાવતી
સેજ, ભૂપ તણી રાતની રતિ. ૨૫

રંગતાં રમણી-પાયને સ્વયમ્,
ભૂપ ભૂલ કરતો ઘણી ય તે,–
આંખ લોભાઈ જતાં, ઢીલાં થયાં
વસ્ત્રથી, જઘનથી, નિતમ્બથી. ૨૬

ચૂમતાં, અધર ખેસવી લિયે;
મેખલે અડત હાથ રોકી લે:
જે મનોરથની આડું, તે બધું
ભૂપ-કામ મહીં ઈંધણું થતું. ૨૭

દર્પણે સુરત-ચિહ્ન સુન્દરી
જોતી, ત્યાં જ પરિહાસમાં પૂંઠે
ઊભી, ભૂપ સ્મિત-રમ્ય બિમ્બથી
લાજ-નીચું મુખડું કરાવતો. ૨૮

કંઠમાં કર વીંટી સુકોમળા,
ઊભી ભૂપ-પદપે ફણા થકી,
રાત્રિ-અન્તની, વિદાયની ચૂમી
સ્ત્રી ચહે નૃપની,–સેજથી ઊઠયા. ૨૯

वेणुना दशनपीडिताधरा
वीणया नखपदाङ्कितोरवः ।
शिल्पकार्य उभयेन वेजिता-
स्तं विजिह्मनयना व्यलोभयन् ॥३५॥

अङ्गसत्त्ववचनाश्रयं मिथः
स्त्रीषु नृत्यमुपधाय दर्शयन् ।
स प्रयोगनिपुणैः प्रयोक्तृभिः
संजघर्ष सह मित्रसंनिधौ ॥३६॥

अंसलम्बिकुटजार्जुनस्रज-
स्तस्य नीपरजसाङ्गरागिणः ।
प्रावृषि प्रमदबर्हिणेष्व भू-
त्कृत्रिमाद्रिषु विहारविभ्रमः ॥३७॥

विग्रहाच्च शयने पराङ्मुखी-
र्नानुनेतुमबलाः स तत्वरे ।
आचकाङ्क्ष घनशब्दविक्लवा-
स्ता विवृत्य विशतीर्भुजान्तरम् ॥३८॥

कार्तिकीषु सवितानहर्म्यभा-
ग्यामिनीषु ललिताङ्गनासखः ।
अन्वभुङ्क्त सुरतश्रमापहां
मेघमुक्तविशदां स चन्द्रिकाम् ॥३९॥

દર્પણે લહી સુરેન્દ્રથી વધુ
વેષને નિજ સુરમ્ય, જેટલો
એ જુવાન નહીં રાજી, તેટલો
જોઈ અંગ પર ચિહ્ન ભોગનાં. ૩૦

ક્ષુબ્ધ ભૂપ સટકી જવા કરે,
'મિત્ર-કાર્ય' કહી, ત્યાં જ કેશથી
ઝાલતી રમણીઓ જવા ન દે,
'જાણીએ જ શઠ, બ્હાનું,' બોલતી. ૩૧

પ્યારી થાકી રતિથી દયાહીણી,
ભેટી ગાઢ, કર કંઠ ભેરવી,
પુષ્ટ કૈં સ્તનથી લૂછી ચન્દન,
પ્હોળી છાતી મહીં ભૂપની સૂએ. ૩૨

'સંગમે નૃપ નિશે છૂપો જતો,'
જાણી દૂતીથી, પહોંચી વ્હેલી ત્યાં,
'ઓઢી રાત, ક્યહીં જાય છેતરી,
કામી?', બોલી, હરી જતી પ્યારીઓ. ૩૩

જાગતો રજનીએ, સૂતો દિને;
ચન્દ્ર-રશ્મિ સમ સુન્દરી તણા
સ્પર્શથી અતિશ એ સુખી થતો,
ભૂપતિ, કુમુદના સમૂહ-શો. ૩૪

सैकतं च सरयूं विवृण्वतीं
श्रोणिबिम्बमिव हंसमेखलम् ।
स्वप्रियाविलसितानुकारिणीं
सौधजालविवरैर्व्यलोकयत् ॥४०॥

मर्मरैरगुरुधूपगन्धिभि-
र्व्यक्तहेमरशनैस्तमेकतः ।
जह्रुराग्रथनमोक्षलोलुपं
हैमनैर्निवसनैः सुमध्यमाः ॥४१॥

अर्पितस्तिमितदीपदृष्टयो
गर्भवेश्मसु निवातकुक्षिषु ।
तस्य सर्वसुरतान्तरक्षमाः
साक्षितां शिशिररात्रयो ययुः ॥४२॥

दक्षिणेन पवनेन संभृतं
प्रेक्ष्य चूतकुसुमं सपल्लवम् ।
अन्वनैपुरवधूतविग्रहा-
स्तं दुरुत्सहवियोगमङ्गनाः ॥४३॥

ताः स्वमङ्कमधिरोप्य दोलया
प्रेङ्खयन्परिजनापविद्धया ।
मुक्तरज्जु निबिडं भयच्छला-
त्कण्ठबन्धनमवाप बाहुभिः ॥४४॥

દાંતના ક્ષત પડેલ હોઠથી;
ને નખ-ક્ષત પડેલ સાથળે;
વેણુથી દુઃખી, – વીણાથી સુન્દરી,
વાંકી ભમ્મરથી ભૂપ લોભવે. ૩૫

વાણી, અંગ, વળી ભાવથી ભર્યું
નૃત્ય શીખવી છૂપું સ્ત્રી-જૂથને;
દાખવી સુહૃદને; નૃપાળ એ
સ્પર્ધતો નિપુણ શિક્ષકો સહે. ૩૬

પ્હેરી માળ કુટજાર્જુનો તણી;
ને કદમ્બ-રજ છાંટી દેહ-પે;
મત્ત મોરથી ભરેલ કૃત્રિમ
પર્વતે નૃપ રમે અષાઢમાં. ૩૭

મોઢું ફેરવી સૂતેલ રોષથી,
પ્યારીને ઝટ નહીં મનાવતો;
ઇચ્છતો ગરજતાં ઘનો, સ્વયમ્
બીકથી ફરી, લપાય છાતીમાં. ૩૮

સુન્દરી સહિત કાર્ત્તિકી નિશે
જૈ અગાસી પર મંડપે સુહી,
માણતો સુરત-થાક ટાળતી,
મેઘ-વ્હોણી, અતિ સ્વચ્છ ચાંદની. ૩૯

तं पयोधरनिषिक्तचन्दनै-
र्मौक्तिकग्रथितचारुभूषणैः ।
ग्रीष्मवेषविधिभिः सिषेविरे
श्रोणिलम्बिमणिमेखलैः प्रियाः ॥४५॥

यत्स लग्नसहकारमासवं
रक्तपाटलसमागमं पपौ ।
तेन तस्य मधुनिर्गमात्कृश-
श्चित्तयोनिरभवत्पुनर्नवः ॥४६॥

एवमिन्द्रियसुखानि निर्विश-
न्नन्यकार्यविमुखः स पार्थिवः ।
आत्मलक्षणनिवेदितानृतू-
नत्यवाहयदनङ्गवाहितः ॥४७॥

तं प्रमत्तमपि न प्रभावतः
शेकुराक्रमितुमन्यपार्थिवाः ।
आमयस्तु रतिरागसंभवो
दक्षशाप इव चन्द्रमक्षिणोत् ॥४८॥

दृष्टदोषमपि तन्न सोऽत्यज-
त्सङ्गवस्तु भिषजामनाश्रवः ।
स्वादुभिस्तु विषयैर्हृतस्ततो
दुःखमिन्द्रियगणो निवार्यते ॥४९॥

જાળીમાંથી નીરખે અગાસીની,
શું પ્રિયાની સમ સર્યૂ વર્તતી;
ઊઘડેલ તટપે નિતમ્બ-શા
મેખલા સરખી હાર હંસની. ૪૦

શીળી ઋતુ : નૃપ નીવી ખોલતો; —
ત્યાં હરાય મન, ધૂપ-દીધી કૈં
રેશમી, ફફડતી જ સાડીથી; —
સ્વર્ણ-સેર નીરખાય સોંસરી. ૪૧

મ્હેલ-ભીતર, નિવાત-ખંડમાં,
દીપની અચલ આંખથી જુએ,
સાક્ષી થૈ શિશિર કેરી રાત્રિઓ;
સૌ રીતે સુરતને અનુકૂળ. ૪૨

વાયુ દક્ષિણથી કૂંપળો સહે
આમ્ર-મંજરી ખીલેલ જોઈને,
જાણી, 'સહ્ય ન વિરોગ', માનિની
છોડી રોષ, નૃપને મનાવતી. ૪૩

અંક લૈ રમણી, ઝૂલતો ઝૂલે;
દાસ ઝૂલવત : દોર છોડતાં,
બીક દાખી, વળગી પડે ગળે,
કંઠ-બન્ધન નરેન્દ્ર માણતો. ૪૪

तस्य पाण्डुवदनाल्पभूषणा
सावलम्बगमना मृदुस्वना ।
राजयक्ष्मपरिहानिराययौ
कामयानसमवस्थया तुलाम् ॥५०॥

व्योम पश्चिमकलास्थितेन्दु वा
पङ्कशेषमिव घर्मपल्वलम् ।
राज्ञि तत्कुलमभूत्क्षयातुरे
वामनार्चिरिव दीपभाजनम् ॥५१॥

बाढमेष दिवसेषु पार्थिवः
कर्म साधयति पुत्रजन्मने ।
इत्यदर्शितरुजोऽस्य मन्त्रिणः
शश्वदूचुरघशङ्किनीः प्रजाः ॥५२॥

स त्वनेकवनितासखोऽपि स
न्पावनीमनवलोक्य संततिम् ।
वैद्ययत्नपरिभाविनं गदं
न प्रदीप इव वायुमत्यगात् ॥५३॥

तं गृहोपवन एव संगताः
पश्चिमक्रतुविदा पुरोधसा ।
रोगशान्तिमपदिश्य मन्त्रिणः
संभृते शिखिनि गूढमादधुः ॥५४॥

ભૂપને સ્તન-ભરેલ-ચન્દને;
મોતીથી બહુ ખચેલ ભૂષણે;
કમ્મરે ઢળતી મોતી-સેરથી;
ગ્રીષ્મ-વેશ સજી, સેવતી પ્રિયા. ૪૫

આમ્ર-કૂંપળ તણા રસે ભર્યો,
લાલ પાટલ ફૂલે સુગંધિત
મદ્યથી (કૃશ, વસન્ત વીતતાં)
કામદેવ બળિયો વળી થતો. ૪૬

આમ ઇન્દ્રિય-સુખે રચ્યોપચ્યો
અન્ય કાર્ય થકી મોઢું ફેરવી,
અંગ-ભૂષણથી જાણતાં ઋતુ
વીતવે નૃપતિ, કામ-પ્રેરિત. ૪૭

મત્ત તો ય બલવાન ભૂપને
અન્ય ભૂપ નહીં આક્રમી શક્યા;
કિન્તુ ખૂબ રતિ-સેવને ક્ષય
—દક્ષ-શાપ જ્યમ ચન્દ્રને—ઘસે. ૪૮

વૈદ્યનું કહ્યું કર્યું ન; દોષને
જાણતાં ય, વિષયો તજ્યા નહીં:
સ્વાદીલા વિષયથી હરાઈ, તે
ઇન્દ્રિયો વળતી પાછી, માંડ કે. ૪૯

तैः कृतप्रकृतिमुख्यसंग्रहै-
राशु तस्य सहधर्मचारिणी ।
साधु दृष्टशुभगर्भलक्षणा
प्रत्यपद्यत नराधिपश्रियम् ॥५५॥

तस्यास्तथाविधनरेन्द्रविपत्तिशोका-
दुष्णैर्विलोचनजलैः प्रथमाभितप्तः ।
निर्वापितः कनककुम्भमुखोज्झितेन
वंशाभिषेकविधिना शिशिरेण गर्भः ॥५६॥

तं भावार्थं प्रसवसमयाकाङ्क्षिणीनां प्रजाना-
मन्तर्गूढं क्षितिरिव नभोबीजमुष्टिं दधाना ।
मौलैः सार्धं स्थविरसचिवैर्हेमसिंहासनस्था
राज्ञी राज्यं विधिवदशिषद्भर्तुरव्याहताज्ञा ॥५७



ફિક્કું ફિક્કું મુખ; જૂજ ભૂષણો;
દાસ-ટેકણ-ગતિ; ઝીણો સ્વર;
રાજયક્ષ્મથી ઘણી ઘસાયલી
થૈ સ્થિતિ નૃપતિ કેરી, કામી-શી. ૫૦

છેલ્લી ચન્દ્રની કલાભર્યું નભ:
પંકથી જ ભર્યું ગ્રીષ્મમાં સર:
સાવ ઝીણી શગવાળી કો દીવી:
એવું, રોગી નૃપથી રઘુકુલ. ૫૧

'આ દિનો મહીં ખરે જ, ભૂપતિ
પુત્ર-અર્થ બહુ સાધન કરે;
એમ રોગ છૂપવી જ મન્ત્રીઓ
નિત્ય શંકતી પ્રજા ભણી વદે. ૫૨

રાણીઓ બહુ, છતાં ન પામિયો
ભૂપ, પાવન કરંત પુત્રને:
વૈદ્ય-યત્ન-હણનાર વ્યાધિથી
—દીપ વાયુ થકી તેમ—એ ગયો. ૫૩

છેલ્લી જાણત વિધિ પુરોહિતો
સાથ લૈ સચિવ, મ્હેલ-બાગમાં
છાની છાની ખડકી રહે ચિતા
રોગ-શાન્તિ તણું બ્હાનું કાઢીને. ૫૪

ત્યાં નિહાળી પટરાણીની પરે
મન્ત્રી સ્પષ્ટ, શુભ ગર્ભ-લક્ષણો;
તુર્ત મ્હાજન સહે મળી, ધરે
રાજ-લક્ષ્મી પટરાણીના કરે. ૫૫

એવાં નરેન્દ્ર-નિધને વહનાર એનાં
શોકાશ્રુ ઉષ્ણ થકી તપ્ત થયેલ મ્હેલાં
સોના-ઘડે ઢળતી શીતળ વારિ-ધારે
વંશાભિષેક-વિધિથી ઠરતો જ ગર્ભ. ૫૬

વૃદ્ધિ માટે—પ્રસવ તણી રાહે—પ્રજા કેરી, રાણી
ધારે ગર્ભ; જ્યમ પૃથિવી આ, શ્રાવણે બીજ વાવ્યાં :
મન્ત્રી આપ્ત સ્થવિરની સહે, સ્વર્ણ-સિંહાસનેથી
રાણી શાસે વિધિથી પતિ-પૃથ્વી; ન રોકાય આજ્ઞા. ૫૭

